# નિવેદન

જેને સ્વ કવિશ્રી ન્હાનાલાલે "મારી કાવ્યયાત્રાનું મહાતીર્થ" કહ્યું છે તે એમની કલમની છેલ્લી પ્રસાદીરૂપ વિશિષ્ટ વિરાટ-કાવ્ય 'હરિસંહિતા'ને સાહિત્યરસિકો સમક્ષ રજૂ કરતા મહાકવિ ન્હાનાલાલ ટ્રસ્ટને અતિ હર્ષ થાય છે કાવ્ય ત્રણ ગ્રંથમા પ્રકટ થઈ રહ્યું છે. બાકીના બન્ને ગ્રંથો પણ ટૂંક સમયમા સાદર કરવાની અમને ઉમેદ છે.

કુરુક્ષેત્રના રણસંગ્રામ પછી સોળમા વર્ષના સમયથી કથાભાગનો આરંભ થાય છે અને શ્રીકૃષ્ણના એકસોથી એકસો સોળ વર્ષ સુધીની તેમની ભારતની તીર્થપરિક્રમાનો આમા વાર્તાવિસ્તાર છે

'શ્રીમદ્ ભાગવત'ના બાર સ્કન્ધની જેમ 'હરિસંહિતા'ના પણ બાર મંડળ કવિશ્રીએ યોજ્યા છે એમણે મનોરથ સેવ્યા હતા 'ભાગવત'ની જેમ ચુમાલીસ હજાર ચરણાવળો રચવાના

સને ૧૯૪૨મા છાસઠમુ વર્ષ શરૂ થતા આ કાવ્યનો આરંભ એમણે કરેલો. તે વેળા એમણે લખેલુ. "અને શ્રી હરિની કૃપા હશે, ને

જગન્નાથજી જીવતો રાખશે જો,

હયાતી ત્હમારી અમારી હશે જો (ક દ ડા)

તો મહાસાગરનો ય સ્હામો પાર પેખનારાઓએ પેખ્યો છે એમ, આ કાવ્ય મહાસાગરની પણ સીમા કાગને કોક પ્રહર પેખાશે આરઝૂ હોય તેમને સહુને એ પેખાયાના દીર્ઘાયુષ્ય શ્રી હરિ અર્પજો"

તેમણે ભગીરથ પ્રયત્નો આદરી સત્તાવીશ હજાર ચરણાવળો રચી, પરંતુ બાકીની સત્તર હજાર રચવાના કોડ પાર પડે ત્યા તો કવિ શ્રી

માંદગીના બિછાને પડ્યા આ કાર્ય પૂરું કરાય ત્યાં સુધી કોઈ પણ ઉપાયે માંદગીમાંથી ઊભા કરવા ડૉક્ટર પાસે ઉત્કટતા પ્રદર્શિત કરી, પરંતુ કાળની ખંજરી વાગી અને કાવ્ય અધૂરું રહી ગયું. છેલ્લા શ્વાસ સુધી એમની કાવ્યોપાસના કેટલી ઉત્કૃષ્ટ!

છતાં ય, જેટલું છે તેટલું પણ આ કાવ્ય, જગતના અન્ય મહાકાવ્યોની સાથે પ્રથમ હરોળમાં સ્થાન પામશે એ નિશ્ચિત છે. ગુજરાત કે ભારતની સીમાઓમાં મર્યાદિત ન રહેતાં તે વિશ્વસાહિત્યના મંડપમાં કવિવરને તેજવતી યશકલગી અર્પશે

"ઊઠ ઓ ભરતગોત્ર' તુજ વાટ
જુએ જો જગત કાળને ઘાટ

મહાકવિના અવસાન બાદ કવિશ્રીના સ્મારક અંગે અને તેમના તેમજ ગુજરાતી સાહિત્યના પ્રચાર અને વિકાસકાર્યને વેગ આપવા એક જાહેર ટ્રસ્ટ પબ્લિક ટ્રસ્ટ કાયદા હેઠળ અમદાવાદથી તા. ૧-૩-૫૫ના રોજ રજિસ્ટર થયું છે અને ઇન્કમ ટૅક્સ ખાતાએ પણ તેને અપાતા દાનોને કરમુક્તિ આપી છે.

ટ્રસ્ટ તરફથી થોડાં વર્ષો લગી કવિશ્રીની સંવત્સરી ઊજવાતી, હવે થોડાં વર્ષોથી જયંતી ઊજવાય છે. જયંતી વ્યાખ્યાનોને ગ્રંથ રૂપે પ્રકટ કરવામાં આવ્યાં છે શ્રી વિજયરાય વૈદ્યનું "ન્હાનાલાલ કવિની જીવન-દૃષ્ટિ—ધર્મ સાહિત્ય આદિ વિષેનાં" અને શ્રી ચન્દ્રવદન મહેતાનું "કવિશ્રી ન્હાનાલાલના નાટકો અને 'શાહાનશાહ અકબરશાહ'ની રંગભૂમિ ઉપર રજૂઆત" પ્રકટ થયાં છે. પ્રો. રાવળનું "ન્હાનાલાલનું જીવન અને સાહિત્ય" એ વ્યાખ્યાન અપાઈ ગયું છે આ ઉપરાંત શ્રી બાલચન્દ્ર પરીખ કૃત "સ્વપ્નદ્રષ્ટા કવિવર" પણ ટ્રસ્ટે પ્રકટ કર્યું છે ટ્રસ્ટના કાર્યને સૌનો સારો ટેકો છે. ટ્રસ્ટ સાભાર કહી શકે તેમ છે કે તેને સહાયની જરૂર પડી છે ત્યારે તે વિનામહેનતે તેને મળી રહી છે. ગુજરાતે પોતાના કવિની અને સાહિત્યની કદર કરવામાં કચાશ રાખી નથી.

ટ્રસ્ટીમંડળના ટ્રસ્ટીઓ શ્રી ધૂમકેતુ, શ્રી ચન્દ્રકાન્તભાઈ જગા-ભાઈવાળા, શ્રી ગિરધરલાલ દામોદરદાસ, શ્રી વિષ્ણુભાઈ મ. ભટ્ટ અને પ્રો. અનંતરાય રાવળે ટ્રસ્ટના દરેક કાર્યને નિજના કાર્ય તરીકે જ ગણ્યું છે. પ્રો. રાવળે આ કાવ્યના મૂળ લખાણ અને તેની ડૉ. મનોહર કવિએ કરાવેલી પ્રેસનકલ મેળવી જોવા ઉપરાંત પુસ્તકનાં પ્રુફ સુધારી આપવાનું કામ કવિશ્રી પ્રત્યેના નિષ્કામ આદરભાવથી, પોતાની નવી કામગીરીમાં સમયની ખેંચ અનુભવવા છતાં, ઉત્સાહપૂર્વક કરી આપ્યું છે.

આ પ્રકાશન અંગે પણ જુદીજુદી સહાય માટે ટ્રસ્ટ અનેકનું ઋણી છે. જસ્ટિસ શ્રી નટવરલાલ ભગવતી દ્વારા શેઠ શ્રી જુગલકિશોર બિરલા તરફથી આ પ્રકાશન માટે ઘણા સમય અગાઉથી રૂા. ૧૦૦૦) મળેલા. શેઠ હરજીવનદાસ પુરુષોતમદાસ ટ્રસ્ટ તરફથી ટ્રસ્ટીઓ શ્રી જયંત મોતીલાલ શાહ અને શ્રી શંકરલાલ દ્વારકાદાસ પરીખે રૂા. ૫૦૦) આપ્યા છે. અન્ય સહાય આવી રહી છે.

કુમાર કાર્યાલયે તેના સમર્થ સુકાની શ્રી બચુભાઈ રાવતની આગેવાની હેઠળ ટ્રસ્ટના પ્રકાશનના કાર્યમાં ભારે રસથી મદદ કરી છે. કવિશ્રીની જીહુની તસ્વીર માટે શ્રી જગન મહેતાનો અને તેની રંગ-મિલાવટ માટે શ્રી પ્રાણલાલ પટેલનો પણ આભાર માનું છું.

ગુજરાત તેના આ લાડીલા કવિની છેલ્લી મહાન કૃતિને આનંદથી આવકારશે એવી અમને ખાતરી છે.

**પ્રભુદાસ બાલુભાઈ પટવારી**
મૅનેજિંગ ટ્રસ્ટી
મહાકવિ ન્હાનાલાલ સ્મારક ટ્રસ્ટ

દશેરા • ૨૦૧૫
૪૬ પરિમલ સોસાએટી • અમદાવાદ

# અનુક્રમણિકા

અધ્યાય



## દ્વિતીય મંડળ - પંચવટી-પરિયાણ

અધ્યાય

અધ્યાય



## તૃતીય મંડળ (લખાયુ નથી)



**મહાકવિનાં કુલયોગિની શ્રી માણેકબ્હેન**

જન્મ : વૈશાખ સુદ ૫ • સં. ૧૯૩૬ તા. ૧૪-૫ ૧૮૮૦

અવસાન : માગશર સુદ ૨ • સં. ૨૦૦૬ તા. ૨૨-૧૧-૪૯

# પ્રસ્તાવના

સંસારે આ અસારે અમૃત ઝરી ઝરી સાર સંસાર કીધો,
એકે દ્વૈતે અનેકે અકળ કરી લીલા ખેલતો જે વિરાટ;
મંત્રોમાં અર્થ જેનો, રસરૂપ મહુમાં, બ્રહ્મ બ્રહ્માંડશાયી;
કાવ્યાત્મા કાવ્યકુંજે વિહરત, હરિ એ વન્દું આનન્દમૂર્તિ.

હૈયે હરિને હતું કલ્પ કલ્પથી, દેવર્ષિએ દેવવીણાથી વિસ્તર્યું;
ને મેઘ શું નિર્ઝરિયું નૃલોકમાં; એ આ મહાગીત જ શબ્દબ્રહ્મનું.

સ્વરૂપે વસે વિશ્વે, આનન્દરૂપ માનવે,
દશાગુલપરો હ્હેરે, એ કાવ્યામૃત નિર્ઝરે

જગત્ પ્રકાશી, સવિતા ઉગે ભરી, પ્રભાત કેરી પ્રગટે મહાપ્રભા;
એવી મહૌજસ્ હતી ઉરથી ઝરી, ગીતાવલિ આ મનુવંશમંડપે.

ગાયુ દેવર્ષિએ એહ, ઝીલ્યુ સરસ્વતી વીણા;
એહ ઐશ્વર્યના નાદ, હંસલે કૈંક સાભળ્યા.

જે દેવવર્ષાવત્ વર્ષિયું જગે, ને દેશ પ્રાન્તો પુરમંદિરો ગૃહો;
પ્રફુલ્લ કીધા સુપ્રફુલ્લ પદ્મ શાં; એ ઝીલતી આ ગીત ગુર્જરી ગિરા.

ફોરાં ફોરે એમ ભાખ્યાં મેઘશબ્દે મહાસ્વરે,
હસે પરમહંસોને, સાંભળે તેહ સર્વને.

ગ્રહે ગ્રહે, નૌતમ સૂર્યમંડળે, બ્રહ્માંડમાં ને પ્રતિ તીર્થતીર્થમાં,
દેહે વસ્યા આત્મન શું, અગમ્ય કો છે દેવનુ સત્ત્વ, વીણું હુ એહને.

દેવર્ષિ શારદે હંસે, ગાયુ પરમ હંસલે;
ઝીલી એ અધૂરું આછુ; ગાય આ માહરી વીણા

'જુગ જુગની વાતો રે ફ્હાનડ! ત્હારી બમી મહીં.'

શ્રી હરિનો એ બમીમોલ જેમા અખડ વહે તે વિશ્વકવિતા; અને એવી કાળવ્હેણમા કટાય નહિ એ છે ચિરજીવ માનવ કવિતા.

(૨) કવિતા · કવિતા એટલે સમસ્ત આત્માનો રસબોલ. અનુભવીઓ કહેશે કે, આત્મ-સંભરેલા સ્થિતપ્રજ્ઞના રસબોલ બોલવા એ હરિકૃપા છે. કવિવરો કહેશે કે, સમસ્ત આત્માના મહાબોલ બોલતી કવિતા રચવી એ હરિ-પ્રેરણા છે; અને કાવ્યમીમાંસકો કહેશે કે, બ્રહ્માનંદ સમો કાવ્યાનંદ માણવો, એ પણ હરિવરદાન છે સુભાષિત કહે છે કે "रसिकाः कामवर्जिताः" એવા કામવર્જિત રસિકવરો આ જગત-કુંજે કેટકેટલાક દીઠા—જાણ્યા?

વ્યાસ ને કાલિદાસ બેશક કાવ્ય જગતે વિરલા છે; અને નીલકંઠ ને મલ્લિનાથ પણ ઓછા જવલ્લા નથી. કોકિલ ટહુકે ભરેલી બન્ધૂક લેઇને ઊડનાર ૨૦મી સદીમા આ આંખે દીઠેલ છે, અને એવા કવિ-કોકિલ પ્રત્યેના 'સ્વાંગધારી મલ્લિનાથો'યે દીઠેલ છે.

ખરુ, કોયલના બોલમાણુ પાર્થના ગાંડીવ બાણથીયે કાતિલ છે. કોયલમાણના તો કવચમાજ કૃષ્ણબાણની વ્રજયોગિનીઓએ સન્થ્યા હતા.

(૩) કાવ્યના પ્રકારો. જગતના રસશાસ્ત્રીઓ ઉચ્ચરે છે કે કાવ્ય કલાનાયે નાનાવિધના પ્રકાર છે ચન્દ્રપાંખડી સમા ભાવગીતથી માંડીને, પૂર્ણિમાના ચન્દ્ર સમા, દેવરત્નોના ઝૂમખા હૈયે ઝુલમાવનાર રત્નાકર સાગર સમોવડા વિરાટ-કાવ્યો, અને એ મહાજળ જલધિ ઉપર ઊડતા આભલધ્વજ સરીખડા વિરાટદર્શન, પુરુષસૂક્ત ને ઉપાસ્તોત્ર કળી ફૂલમંડળી અને ફૂલગુચ્છ જેવા જગતે પમરે છે ફૂલ-પાંખડી ને ફૂલમંડળી, જલબિન્દુ ને મહાજલધિ, અણુ અને વિરાટ, એમના જે સામ્યભેદ છે, એવા સામ્યભેદ મણિ અને મુગટના, ફોરુ અને મેઘના, કિરણ અને સૂર્યના, ભાવગીત અને વિરાટકાવ્યના છે.

(૪) વિરાટ કાવ્યો: ગીર્વાણ ગિરાનાં જેમ પંચ મહાકાવ્યો છે, એમ જગતની કાવ્યકુંજે પંચ વિરાટકાવ્યો છે: યુરોપનું ઇલિયડ, ઇરાનનું શાહનામુ, અને આપણા રામાયણ, મહાભારત અને ભાગવત. મ્હારું મહાકાવ્ય 'કુરુક્ષેત્ર' લખાઈ ગયુ છે, છપાઈ ગયુ છે, ગુજરાતના કરકમળોમાં છે. આ તો છે ગુજરાતનું વિરાટ કાવ્ય. અને વિરાટ કાવ્યમાં યે ભારત–રામાયણ–ભાવનુ નથી, ભાગવતભાવનુ છે. આ હરિસંહિતા તો શ્રી કૃષ્ણચન્દ્રના ધર્મદિગ્વિજયને ગાય છે. મારી વિશાળી વૈષ્ણવતાની પ્રેમભક્તિનું આ મહાગીત છે.

(૫) ગુજરાતમાં કૃષ્ણપૂજા: આપણા ગુર્જરદેશે કૃષ્ણપૂજા, આ ભાવિક દેશનું નામ ગુર્જરરાષ્ટ્ર પડ્યું એ પૂર્વેની છે, પાંચ હજાર વર્ષથી છે, કૃષ્ણજૂની છે. આદિ ગુર્જર કૃષ્ણભક્ત તે તો સુદામાપુરીના સુદામાજી. 'ઋષિ સુદામો' કૃષ્ણચન્દ્રના મિત્ર હતા, સહાધ્યાયી હતા, સમકાલીન હતા. હથેલીપટમાં તુલસીછોડ ઉછેરી, એ તુલસીપત્રો કૃષ્ણચન્દ્રને ન્હડાવવાને સૌરાષ્ટ્રને કાંઠેકાંઠે માંગરોળથી દ્વારિકા જતા નરસિંહ મહેતા જૂનાગઢના છેલ્લા રા' માંડલિકના સમયમા ૧૪૭૦ના અરસામાં થઈ ગયા. ડાકોર પંથકમાં કૃષ્ણભક્તિ સ્થાપનાર કૃષ્ણભક્ત બોડાણો નરસિંહથી બે-અઢી સદી પૂર્વે ૧૨૧૨માં થયો. દ્વારિકા ને ડાકોરજી શ્રીમદ્ વલ્લભાચાર્યજીની પૂર્વેનાં કૃષ્ણતીર્થો છે, ને તેથી વલ્લભવંશના કો ધર્માચાર્યની છત્રછાયામાં નથી. નરસિંહ પછી સોએક વર્ષે અકબરયુગમાં મહારાણી મીરાં દ્વારિકા જઈને શ્રી હરિમાં સમાઈ ગયાં. મીરાં પૂર્વે સિકંદર લોદીના રાજ્યસમયમાં શ્રીમદ્ વલ્લભાચાર્યજીનું પ્રાગટ્ય થયુ હતુ. એમણે ભારતપરક્રમ્માઓ ને ગુર્જર પરક્રમ્માઓ કીધી, તીર્થતીર્થમાં ભાગવતપારાયણો કરી, ભાગવતભાષા ને સમાધિભાષા ભાખી, સાળા તિલક ને કંઠી, સમર્પણ ને બ્રહ્મસંબંધ પ્રવર્તાવ્યા, પ્રસ્થાનત્રયીમાં ભાગવતને સ્થાપીને પ્રસ્થાન-ચતુષ્ટય કીધુ એમના પછી ત્રણસોએક વર્ષે પ્રગટ્યા શ્રી સ્વામીનારાયણ. શ્રીમત્ સહજા-

નઃ સ્વામીને આમી મપ્રદાયીઓ 'અવતારોના અવતારી' કહે છે. સ્વામીનારાયણ યુગમા થયા કવિવર દયારામભાઈ, અને સ્વામીમપ્રદાયના કાવ્ય મહર્ષિઓ. શ્રીજી મહારાજે પચવર્તમાનો મતસગીઓને ધરાવ્યા, અને એમ કૃષ્ણસ્થાપી પ્રેમલક્ષણા ભક્તિનુ વિશુદ્ધહેમોજ્જ્વલ સાત્ત્વિક સ્વરૂપ પ્રવર્તાવ્યુ. આજે ઈસ ૧૯૪૫માયે બેટદ્વારિકામા ભાગવતવેત્તા સાત્ત્વિક બ્રહ્મચારીજી છે, તે પૂર્વાશ્રમમા વડતાલના સ્વામીમદિરે બ્રહ્મચારી હતા એમના કૃષ્ણમદિરના જગમોહન ચોકમા મારા હરિદર્શન કાવ્યની કથા ત્રણેક વર્ષ ઉપર કીધી છે અને બ્રહ્મચારીજીએ કૃષ્ણઉપરણો ઓઢાડચો હતો એને હુ ધર્મમૂલો મ્હમજુ છુ. અતિમંક્ષેપમા, આ છે આપણા ગુજરાતમાની કૃષ્ણપૂજાની ઇતિહાસવાર્તા विवेष्टि, व्याप्नोति चराचर जगत् इति विष्णु ।

(૬) વૈષ્ણવ, વૈષ્ણવતા 'વિષ્ણુનો ઉપાસક તે વૈષ્ણવ' પ્રાચીન મહર્ષિઓએ અર્પેલો એ આપણો પ્રાચીનકાળનો અર્થમર્મનો ધર્મવાસો છે પછી મધ્યકાળમા શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ ભાગવતનો વૈષ્ણવધર્મ ભારતવર્ષે પુન પ્રવર્તાવ્યો, ત્યારથી 'વૈષ્ણવ એટલે-વલ્લભમપ્રદાયી,' એ અર્થમર્મ પ્રચાર પામ્યો આર્યાવર્ત શબ્દ મનુસ્મૃતિપ્રાચીન છે અને 'આર્ય' શબ્દ રામાયણપ્રાચીન ને વેદપ્રાચીન છે એ 'આર્ય' શબ્દનો ૧૯મી સદીમા પુનરુદ્ધાર કીધો મહર્ષિ દયાનદ મસ્વતીએ ગર્ભ મની એ ઇતિહાસમિદ્ધ ભારતકથા છે, છતા આજે કોઈ એવી શબ્દવ્યાખ્યા ઉચ્ચારે કે 'આર્યમમાજનો મભામદ એ જ આર્ય' તો એ શબ્દાર્થ એટલો માપ્રદાયિક ને મકુચિત કહેવાય, એટલો ને એવો વૈષ્ણવ શબ્દનો મધ્યમવીન અર્થમર્મ છે પછી, વર્તમાનકાળે ૧૯મી મદી બેમતા શ્રી સ્વામીનારાયણ પ્રગટયા સ્વામીનારાયણ મપ્રદાય પ્રેમલક્ષણાભક્તિનો ઉપાસક છે, કૃષ્ણભક્ત છે, વૈષ્ણવ છે એટલે હારિમ અને ડાકોરજી, સુદામા, બોડાણા અને નરસિંહ મ્હેતા, વલ્લભ મપ્રદાય અને સ્વામીમપ્રદાય, આપણી એ મમસ્ત-

ઐતિહાસિક વૈષ્ણવતાનો જેમા સમાવેશ થાય એ જ વૈષ્ણવ મહા શબ્દનો તાત્ત્વિક અર્થમર્મ વૈષ્ણવ અને વૈષ્ણવતાનો એવો સર્વતોભદ્ર અર્થમર્મ, તે તો આપણા પ્રાચીનાચાર્યોના ધાત્વાર્થમા છે પ્રાચીનાચાર્યોનો અર્થમર્મ સર્વસમન્વયી ને સર્વસમાવેશી છે, ને તેથી સર્વવદનીય છે. એ સર્વતોભદ્રતાને હુ વિશાળી વૈષ્ણવતા કહુ છુ, ને જગતધર્મ માનુ છુ બ્રાહ્મણ અને વૈષ્ણવ જેવા સાત્ત્વિક મહાભાવ બ્રહ્મસમન્વયી શબ્દો જગતના ભાષાકોશોમા શોધ્યા બીજા જવલ્લે જડશે

(૭) વિશાળી વૈષ્ણવતા: મ્હારી વિશાળી વૈષ્ણવતાનુ ઘડતર અનેક વિવિધતાનુ ઋણી છે, ને એના વિકાસ પગથિયા સમગ્ર જીવનમા સતત્સરો–પથરાએલા પડેલા છે. આયુષ્યભરનો હુ તો અખડ ભક્તિમાર્ગી છુ. મ્હારા ભક્તિમાર્ગના ને મ્હારી Puritanism–શુભ્રભાવના–ના પાયા બાળવયથી માતાપિતાએ ને સ્વામીસપ્રદાયે રોપેલા છે 'नारायण हरे। श्री सच्चिदानद प्रभो"નો દલપત ચોકડામાનો સાધુઘોષ સાભળી લોટ ઉઘરાતુ છાબિયુ સતઓળીમા ભરવા બા મોકલતા, રાત્રિએ રાત્રિએ અમદાવાદના સ્વામીમદિરના સભામડપને પશ્ચિમ ઓટલે બેસી ભાગવતકથા સાભળતો ને હરિ નામની માળા ફેરવતો. સ્હાજે સ્હાજે સાયઆરતીના ડકા વગાડતો, જળઝૂલણી એકાદશીના ગણપતિ વરઘોડાઓમા શ્રી હરિનો પ્રતિહાર થઈ છડી પોકારતો વડતાલમાયે ખૂબ રહ્યો છુ ગોમતીપાટની આગાશીની વૃદાવનો સ્હડ્યો છુ એ ચહુઓમા તરે છે બાગની વચે સાવરકુડલે મે મામમા કાજીસાહેબને ત્યા ફારસી ભણવા જતો. ત્યહા એ વૃદ્ધ કાજીસાહેબના મુખેથી સ્વામીસપ્રદાયના પ્રશસ્તિવેણ સાભળ્યા છે '૮૩થી દવેસાહેબનો સત્સગ મહિમા જોયો '૯૪મા એલ્ફિન્સ્ટન કૉલેજના વિદ્યાર્થીઆશ્રમે જમતા અગાશિયુ રહેતો, સ્વામીતિલક કરતો, સૌઆગળો બેસતો પછી '૯૬થી અમદાવાદ પૂના મુબઈની પ્રાર્થનાસમાજોનો સપર્ક થયો. એમણે પણ મ્હારા ભક્તિમાર્ગને ને શુભ્રભાવનાને દૃઢતર કીધા, મ્હારી

વૈષ્ણવતાને વિશાળી કીધી. ૧૯૦૦ના શ્રી અમદાવાદ પ્રાર્થનાસમાજના વાર્ષિકોત્સવમા 'ઉદ્ધવ's Mission to ગોકુળ'નું અંગ્રેજી વ્યાખ્યાન આપી ભક્તિમાર્ગની પરમોન્નતતાનુ પ્રતિપાદન કીધુ હતુ; એવામા જ મુમ્બઇ પ્રાર્થનાસમાજમાં 'Faith of philosophy'ના વ્યાખ્યાનમા ભક્તિયોગનુ પ્રેરણાત્મક સ્વરૂપ વર્ણવ્યુ હતુ અને એનીયે પૂર્વે '૯૯માં, પૂના પ્રાર્થનાસમાજમા 'મ્હારા લગ્નસ્નેહનો વિશ્વક્રમમા હેતુ' એ સંસારશાસ્ત્રના લેખનુ અંગ્રેજી ભાષાન્તર વાંચ્યુ હતું ડેક્કન કૉલેજમાં સમસ્ત કૉલેજની એક જાહેર ધર્મસભા સ્થાપી હતી, જેનો મૂળભૂત સિદ્ધાંત એ હતો કે, સહુ કોઇ પોતપોતાના ધર્મમતનુ પ્રતિપાદન કરે; કોઇ કોઇના ધર્મમતનુ ખડન ન કરે. પ્રાર્થનાસમાજોમાંના મ્હારા વીસ પચ્ચીશેક ધર્મોપદેશો 'ધર્મમંથન'ને નામે બે ભાગમાં છપાવવાની જાહેરાત વર્ષોથી થઇ ગઇ છે. '૯૮-'૯૯મા બી.એ.ના વર્ગમાં ઐચ્છિક વિષય ફિલસૂફીને અંગે યુરોપની ફિલસૂફી ભણવાની આવી. કેન્ટનો યુરોપમોહક જ્ઞાનવાદ તો આપણી જ્ઞાનેન્દ્રિયના પાયા ઉપર રચાગેલો ભાગ્યો; પણ એરિસ્ટોટલે મહામૂત્ર શીખવ્યું કે, The true, the Moral, the Beautiful are one ને માર્ટિનોની કવિતામય બાનીએ યુરોપના પૂર્વાચાર્યોની ગુણાવળો ને અધૂરપો ભણાવી. ૨૦મી સદીના બેસતા વર્ષના અરસામા પ્રાર્થનાસમાજના ધર્મોપદેશક—સાધુ થવાના કોડ થયા હતા; ડૉ. માર્ટિનોવાળી ઑક્સફર્ડમાંની ફિલસૂફીની મન્ચેસ્ટર કૉલેજની વાર્ષિક એકસો પાઉન્ડની વિદ્યાર્થીવૃત્તિ માટે અરજી કરી હતી; પણ એ વર્ષે એ વિદ્યાર્થીવૃત્તિ શ્રી બિપિનચન્દ્ર પાલને અપાઇ હતી. કવિતાના મનોરથોને અંગે નરસિંહ, મીરાં, દયારામ ને સ્વામીસંપ્રદાયના કાવ્યમહર્ષિઓનો મ્હને રસિક પરિચય થયો હતો. પછી આવી મ્હારા સમશ્લોકી ગીતા ભાષાન્તરની દશવર્ષી : ૧૯૦૧ થી ૧૯૧૦. હિન્દુ મહાધર્મના સર્વ સંપ્રદાયોનો એ સર્વમાન્ય મહાગ્રન્થ. એ દસકામાં અનેક પ્રસંગો મ્હારી વિશાળી વૈષ્ણવતા ઘડતા આવી ગયા.

૧૯૦૨માં સાદરાના સ્વામીમંદિરે પધારતા સાધુસંતોને અમે રસોઈ આપતા, અને મંદિરમાં મૂર્તિપ્રતિષ્ઠા પણ કીધી હતી. ૧૯૧૪ના એપ્રીલ-મેમાં સદ્‌ગત સાધુ શ્રી વિઠ્ઠલરાવ શિંદેની સગાથે બ્રહ્મસંપ્રદાયના પ્રચારાર્થે રાજકોટ-ગોંડળ-જૂનાગઢ-ભાવનગરનું પર્યટન થયુ. સાધુ શિંદેને ગુજરાતી ભાષા આવડે નહિ, એટલે અંગ્રેજી વ્યાખ્યાનો કરતા; ને એ સૌરાષ્ટ્ર પર્યટનનો અડધઅડેરો ભાર મ્હારે શિરે આવ્યો હતો. જૂનાગઢમાં ગિરનાર જોયો, રાજર્ષિ અશોકનો શિલાલેખ જોયો, 'ગિરનારને ચરણે'નું કાવ્ય લખ્યુ. નરસિંહનો ચૉરો ને દામોકુંડ જોયા, નાટકતખ્તા ઉપર સ્વયં નરસિંહને જોયો. ભાવનગરમા કાન્તને ત્હાં 'સૌરાષ્ટ્રના સાધુ' શ્રી અમૃતલાલ પઢિયારનો આજીવન સત્સંગ સાંપડ્યો. કાન્તની અતીવ દ્રવતી મૃદુતા નિહાળી, સાધુ શિંદેએ કહ્યું હતું કે, 'હરિ મ્હને જગતમાંથી માતા પસંદ કરવાનુ કહે તો હું મણિભાઈને માતા કરું. પઢિયાર-સત્સંગે 'સૌનું કરો કલ્યાણ'નુ ભજન નિત્યશઃ ગાતી મુંબાઈમાંની શ્રી જાદવજી મહારાજની સત્સંગમંડળીનો ૧૯૦૫થી સમાગમ થયો. મ્હારી સરી પડેલી હરિમાળા એ સાલમાં શ્રી જાદવજી મહારાજે પાછી આપી, ને 'यज्ञानां जपयज्ञोऽस्मि'નો મહિમા પ્રીછાવ્યો. પછી ૧૯૧૦મા કરાંચીની નવવિધાન બ્રહ્મસમાજના સાધુ ડૉ. ઉમેન મુખર્જી આવ્યા હતા, એમણે મ્હને એકતારો વસાવરાવ્યો. માળા ને એકતારો બન્નેયે આજે મ્હારાં ભજન-સંગાથીઓ છે. રાજકોટવાસના આદિ વર્ષોમાં જ ત્હાંના મીસ્ત્રી લક્ષ્મણ કાનજી, તારમાસ્તર દેશળજી, પોલીસ હેડકલાર્ક કૃષ્ણરાવ ગણેશ—એ સેવાભાવી થિયોસોફી મંડળનો ગાઢ પરિચય થયો. લક્ષ્મણભાઈ સુથાર હતા, ને હું એમને 'ક્રાઇસ્ટના નાતીલા' કહી સંબોધતો. એ સૌની સંગાથે અન્ત્યજશાળા કઢાડી, રાત્રિશાળા કઢાડી, હિન્દુ કન્યાશાળા કઢાડી. રાજકોટમા રામાનુજી અનંતપ્રસાદજીનાં કીર્તનો સાંભળ્યા, ને પરિચય થયો. આર્યસમાજના ને થિયોસોફીના ધર્મોપદેશકોને જમવા ન્હોતરતો. રાજ-

કુમારો જમવા આવતા. હિન્દુ ઇસ્લામી-પારસી અંગ્રેજનું પાટલે બેસી પાયસનું જમણ થયું હતું પ્રાર્થનાસમાજ સ્થપાઇ હતી: થોડાક માસ આઠ-દસેકના Students' Brotherhood ને ટેનિસનનું Akbar's Dream ભણાવ્યું હતું, અને મુંબાઇના 'Students' Brotherhood'ના સ્થાપક પ્રો. એન. જી. વેલિનકર પણ એકદા અમારા અતિથિ થઇ આવ્યા હતા. બ્રહ્માનંદ કેશવચન્દ્રસેનના દૌહિત્ર-કુચબિહારના પ્રિન્સ વિક્ટરને ન્હાપાણી અર્થે ન્હોતર્યા હતા. સ્વામીનારાયણના આચાર્યશ્રીની ઘેર પધરામણી કીધી હતી. દુષ્કાળના વર્ષોમા ગુજરાત સૌરાષ્ટ્રની સહાયતાએ નીકળેલાં સ્વ. જમનાબ્હેન સક્કઇ અને અન્ય મુંબઇ-વાસી આંઠેક સન્નારીઓ અમારા મહેમાન હતાં. પ્રો. કર્વે મહિલા-યુનિવર્સિટી અર્થે રાજકોટ આવેલા ત્યહારે આઇસ્ક્રીમ પાર્ટીએ આમન્ત્ર્યા હતા. મહાકવિ પ્રેમાનદના 'સુદામાચરિત્ર' ને 'મામેરું' મ્હારી નિત્યપ્રિય કાવ્યબેલડી છે; રાજકુમાર કૉલેજમાં બહુ ભણાવ્યા છે, રાજકોટ, ભાવનગર, મુંબઈ, અમદાવાદ, ડાકોરજીમા એમના જાહેર પ્રવચનો કીધાં છે. અને પછી આવ્યા મ્હારાં વલ્લભસંપ્રદાયી ષોડશગ્રન્થો-ના ને સ્વામીસંપ્રદાયી શિક્ષાપત્રીના સમશ્લોકી ભાષાન્તરો. દરમિયાન સ્વ. પઢિયારજી સાથે, સ્વ. મહારાજ લાખાજીરાજ સંગાથે, અને સ્વય-ભાવે ડાકોર-યાત્રાઓ થતી. દયારામભાઈ ને ત્હેમના ગુરુ ઇચ્છારામ ભટ્ટજી મહારાજ; શ્રી કૃષ્ણના બાળસ્વરૂપને હીંચકાવતા ને ગધેસ્વામની ધૂન મચાવતા હરિદાસ મહારાજ; ગોમતીજીના પગથિયાંને બ્રહ્મસ્હેલ માની અહોરાત ત્હાં નિવસતા સાધુરામજી મહારાજ, અને માઇલેક છેટે ખેતરમાના કોઠલામા નિવસતા મુનિમહારાજનાં દર્શનો કીધા; અને અલ્પ જાણીતું નવું મહાસત્ય જાણ્યું, કે ડાકોરજી ભક્તિતીર્થ તો છે જ, ઉપરાંત તપોવન છે. ડાકોરજીની ત્યહારે તપોભૂમિ હતી ગોમતીઘાટની ખાખટેકરી, પાજ-બાંધ્યું હરિગોપન સ્થાન, અને પાળેપાળે ઝાડઝૂંડ ઝૂકેલું અનન્તવાડી ગોમતીદર્શન: એમણે કહ્યું કે, બર્કે કહેલાં The

Beautiful અને The Sublime બે જ નથી, પણ ત્રીજી The Mysticની અનુભૂતિ પણ છે. એ Mystic મન્ત્રને પછીનાં ઉપનિષદ ભાષાન્તરોએ દઢીભૂત કીધો. એ અરસામાં પઢિયારજી સંગાથે પાવાગઢ, ચાંદોદ કરનાળી, કબીરવડ ને શુકલતીર્થની યાત્રાઓ થઈ; સ્વ. લાખાજીરાજની સંગાથે શ્રી અમરનાથની તળેટીમાંના સૂર્યમંદિર-માર્તંડનાં ખંડેરની યાત્રા થઈ. મથુરાં ને વૃન્દાવનમાં બે-બે કલાક એકલપડે રહી આવ્યો, જૈનોનું પાલિતાણું, શૈવોનું સિદ્ધપુર, વૈષ્ણવી પ્રભાસ, આગાસુરી અંગાજી, ઇસ્લામી ઉનાવામાં મીરાદાતાર ને જૂનાગઢમાં જમિયલશા પીર, પારસીઓનું ઉદવાડા, વેદાન્તી પ્રીતમનું સન્દેસર, રાયચન્દ્રજીનું અગાસ અને મહર્ષિ દયાનંદના જન્મસ્થાન ટંકારાની ત્રણેક યાત્રાઓ થઈ હતી, અને અનુભવ્યું હતુ કે, સાંપ્રદાયિક માનસને યાત્રાઓ બ્રહ્મદૃષ્ટિની વિશાળતા બક્ષે છે. ભક્તરાજોનાં દર્શનનું પણ સદ્‌ભાગ્ય મ્હને મળ્યું છે. જગત તખ્તા ઉપર સ્વામીમન્તો, દલપતરામ, કાશીરામભાઇ, પઢિયારજી, જાદવજી મહારાજ, અનન્તપ્રસાદજી, ડૉ. ૩મેન, સમર્પણી દયાલમાર્ડેમઃ ને નાટકતખ્તા ઉપર નરસિંહ મહેતા. મ્હારી પરમ મિત્રમંડળી પણ અનેકમતવાદી હતી. કાન્ત સ્વીડનબોર્ગી ખ્રિસ્તી હતા, પઢિયાર વેદાન્તી ભક્ત હતા, બાવા મોહનદાસજી ભજનિક હતા, રણછોડરામ લોકસેવાને જ ધર્મ માનતા, પ્રો. ગજ્જર કેવળ Materialist નિરીશ્વરવાદી હતા. મતભેદોને કારણે અમારે કદી મૈત્રીભેદ પડેલો નથી. મુંબઈ સુપા સોનગઢ નિજ ગુરકુલ ઉત્સવોમાં, અમદાવાદ શત્રુંજયનાં જૈનમંડળો શ્રી મહાવીર-જયન્તીઓમાં, ખ્રિસ્તીઓ ખ્રિસ્તજયન્તીમા, સ્વામીમંપ્રદાયીઓ એમની ધર્મસભાઓમાં પ્રમુખ થવા નોતરતાં સ્થાનકવાસી જૈન પરિષદ ને રાજપુત્ર ક્ષત્રિય પરિષદ નિજ પરિષદોમાં, વલ્લભસંપ્રદાયીઓ, રાયચન્દ્ર-પ્રશંસકો, ને ઇસ્લામીઓ નિજ સમારંભોમાં બોલાવતા. મુંબઈમાં સ્વ. હાજી મહમ્મદ અલારખિયા શિવજીને ત્યાં, એમની છત્રા માળની બંગલીમાં હિન્દુ

કુમારો જમવા આવતા. હિન્દુ ઇસ્લામી પારસી-અંગ્રેજનું પાટલે બેસી પાયસનુ જમણ થયુ હતું પ્રાર્થનાસમાજ સ્થપાઇ હતી: થોડાક માસ આઠ-દસેકના Students' Brotherhood ને ટેનિસનનુ Akbar's Dream ભણાવ્યુ હતું; અને મુબાઇના 'Students' Brotherhood'ના સ્થાપક પ્રો. એન. જી. વેલિનકર પણ એકદા અમારા અતિથિ થઇ આવ્યા હતા. બ્રહ્માનંદ કેશવચન્દ્રસેનના દોહિત્ર–કુચબિહારના પ્રિન્સ વિક્ટરને ન્હાપાણી અર્થે નોતર્યા હતા. સ્વામીનારાયણના આચાર્યશ્રીની ઘેર પધરામણી કીધી હતી. દુષ્કાળનાં વર્ષોમાં ગુજરાત સૌરાષ્ટ્રની સહાયતાએ નીકળેલાં સ્વ. જમનાબ્હેન સક્કઇ અને અન્ય મુબઇવાસી આઠેક સન્નારીઓ અમારાં મહેમાન હતાં. પ્રો. કર્વે મહિલા-યુનિવર્સિટી અર્થે રાજકોટ આવેલા ત્યહારે આઇસ્ક્રીમ પાર્ટીએ આમન્ત્યા હતા. મહાકવિ પ્રેમાનદના 'સુદામાચરિત્ર' ને 'મામેરું' મ્હારી નિત્યપ્રિય કાવ્ય-બેલડી છે; રાજકુમાર કૉલેજમાં બહુ ભણાવ્યા છે; રાજકોટ, ભાવનગર, મુબઈ, અમદાવાદ, ડાકોરજીમા એમના જાહેર પ્રવચનો કીધા છે. અને પછી આવ્યાં મ્હારાં વલ્લભસંપ્રદાયી ષોડશગ્રન્થોના ને સ્વામીસંપ્રદાયી શિક્ષાપત્રીના સમશ્લોકી ભાષાન્તરો. દરમિયાન સ્વ. પઢિયારજી સાથે, સ્વ. મહારાજ લાખાજીરાજ સંગાથે, અને સ્વયંભાવે ડાકોર-યાત્રાઓ થતી. દયારામભાઈ ને ત્હેમના ગુરુ ઇચ્છારામ ભટ્ટજી મહારાજ; શ્રી કૃષ્ણના બાળસ્વરૂપને હીચકાવતા ને રાધેશ્યામની ધૂન મચાવતા હરિદાસ મહારાજ; ગોમતીજીનાં પગથિયાંને બ્રહ્મમ્હેલ માની અહોરાત ત્યહા નિવસતા સાધુરામજી મહારાજ, અને માઇલેક છેટે ખેતરમાંના કોટલામા નિવસતા મુનિમહારાજનાં દર્શનો કીધા; અને અલ્પ જાણીતુ નવું મહાસત્ય જાણ્યુ, કે ડાકોરજી ભક્તિતીર્થ તો છે જ, ઉપરાંત તપોવન છે. ડાકોરજીની ત્યહારે તપોભૂમિ હતી. ગોમતીઘાટની ખાખટેકરી, પાજ બાધ્યું હરિગોપન સ્થાન, અને પાળેપાળે ઝાડઝૂંડ ઝૂકેલું અનન્તવાહી ગોમતીદર્શન: એમણે કહ્યું કે, બર્કે કહેલાં The

Beautiful અને The Sublime બે જ નથી, પણ ત્રીજી The Mysticની અનુભૂતિ પણ છે. એ Mystic મન્ત્રને પછીનાં ઉપનિષદ ભાષાન્તરોએ દૃઢીભૂત કીધો. એ અરસામાં પઢિયારજી સંગાથે પાવાગઢ, ચાંદોદ કરનાળી, કબીરવડ ને શુકલતીર્થની યાત્રાઓ થઈ; સ્વ. લાખાજીરાજની સંગાથે શ્રી અમરનાથની તળેટીમાંના સૂર્યમંદિર-માર્તંડનાં ખંડેરની યાત્રા થઈ. મથુરાં ને વૃન્દાવનમાં બેએ કલાક એકલપડે રહી આવ્યો, જૈનોનું પાલિતાણા, શૈવોનું સિદ્ધપુર, વૈષ્ણવી પ્રભાસ, આગસુરી અંગાઈ, ઇસ્લામી ઉનાવામાં મીરાંદાતાર ને જૂનાગઢમાં જમિયલશા પીર, પારસીઓનું ઉદવાડા, વેદાન્તી પ્રીતમનું સન્દેસર, રાયચન્દ્રજીનું અગાસ અને મહર્ષિ દયાનંદના જન્મસ્થાન ટંકારાની ત્રણેક યાત્રાઓ થઈ હતી, અને અનુભવ્યુ હતું કે, સાંપ્રદાયિક માનસને યાત્રાઓ બ્રહ્મદૃષ્ટિની વિશાળતા બક્ષે છે. ભક્તરાજોનાં દર્શનનું પણ સદ્ભાગ્ય મ્હને મળ્યુ છે. જગત તખ્તા ઉપર સ્વામીમન્તો, દલપતરામ, કાશીરામભાઇ, પઢિયારજી, જાદવજી મહારાજ, અનન્તપ્રસાદજી, ડૉ. ૩ૅબેન, સગપંણી દલાલસાહેબ: ને નાટકતખ્તા ઉપર નરસિંહ મહેતા. મ્હારી પરમ મિત્રમંડળી પણ અનેકમતવાદી હતી. કાન્ત સ્વીડનબોર્ગી ખ્રિસ્તી હતા, પઢિયાર વેદાન્તી ભક્ત હતા, બાવા મોહનદાસજી ભજનિક હતા, રણજીતરામ લોકસેવાને જ ધર્મ માનતા, પ્રો. ગજ્જર કેવળ Materialist નિરીશ્વરવાદી હતા મતભેદોને કારણે અમારે કદી મૈત્રીભેદ પડેલો નથી. મુંબઈ સુધા સોનગઢ નિજ ગુરુકુલ ઉત્સવોમા, અમદાવાદ શત્રુંજયના જૈનમંડળો શ્રી મહાવીરજયન્તીઓમાં, ખ્રિસ્તીઓ ખ્રિસ્તજયન્તીમા, સ્વામીસંપ્રદાયીઓ એમની ધર્મસભાઓમાં પ્રમુખ થવા નોતરતાં સ્થાનકવાસી જૈન પરિષદ ને રાજપુત્ર ક્ષત્રિય પરિષદ નિજ પરિષદોમાં, વલ્લભસંપ્રદાયીઓ, રાયચન્દ્ર-પ્રશંસકો, ને ઇસ્લામીઓ નિજ સમાગમોમા બોલાવતા. મુંબઈમા સર હાજી મહમ્મદ અલારખિયા શિવજીને ત્યાં, એમની છઠ્ઠા માળની અગાસીમા હિન્દુ

ઈસ્લામી પારસી અગ્રેજ પ્રાર્થનામમાજી સદ્દભાવે મળતા હળતા અને કવિતાની, કલાની, ઇતિહાસની, ફિલસૂફીની રસપ્રદ આનદગોષ્ઠિઓ કરતા. ચા દોદ-કરનાળીના તીર્થધામોગા આર્યસમાજી ધર્મોપદેશકના પ્રમુખપદે સનાતની અગ્રણીની ને સનાતની અગ્રણીને પ્રમુખપદે આર્યસમાજી ધર્મોપદેશકની વ્યાખ્યાન યોજનાઓ કીધી હતી. ચાદોદમા દયારામભાઈના મહોલ્લાનુ 'કગાલપુરી' નામ ફેરવી 'દયારામપુરી' નામ પાડયું હતુ. ગસ રચાતા ને સાથેસાથે પ્રેમભક્તિ ભજનાવલિમાના ભજનો પણ લખાતા. કાઠિયાવાડમા ભજનો તો ભાણસાહેબ, ભીમસાહેબ, *જીવણસાહેબ, લાલ ભગત, જેસલભગત, સુવિચારનાથ*, ગિરનારના શિવરાત્રિનો મહામેળા—એ વિધવિધ મતવાદીઓના રસથી ને તલ્લીનતાથી સાભળ્યા છે. આણંદ-આર્યસમાજે ન્હાનકડી ધર્મપરિષદ્ ભરી હતી, ત્યહા પ્રમુખપદે આમન્ત્રો હતો અમદાવાદમા સ્વામીમંદિરે નરનારાયણદેવના શતાબ્દી પાટમહોત્સવને અવસરે ગુજરાતની સર્વધર્મપરિષદ ભરવાનો મનોરથ જાગ્યો હતો. અને એમ સહુ મ્હારા બ્રહ્મદર્શનને વિશાળુ ને વિશાળું કરતા હતા. હિન્દુ ઈસ્લામી ગરીબ શ્રીમતની રાજકોટમા સેવાસમાજ સ્થાપી હતી અને લખપતિનો પટ્ટણીપુત્ર મજૂર રેલ્વેહડતાળમા રકોનો સરસામાન સારતો હતો '૩૫ના ડિસેમ્બરમા 'વેણુવિહાર' કાવ્યમાનો ચમત્કાર અમદાવાદમા ઘર આગળે દીઠો; 'હરિદર્શન' કાવ્યમાનો '૧૩નો દ્વારિકાચમત્કાર સાભળ્યો હતો, '૪૧મા જાુહુકાઠે દ્વારિકાપ્રલયનુ કાવ્ય લખાયુ છેલ્લે છેલ્લે '૪૨ના ફૂલદોલને મહોત્સવ અમે—ગાળફી જ્યોતિ, મણિબા ને હું—દ્વારિકામા કીધો, ને દ્વારિકામા ને બેટમા 'હરિદર્શન'ની ને 'વેણુવિહાર'-ની કથાઓ કીધી. આફ્રિકા ઊછળતા દ્વારિકાસાગરનો વિસ્તીર્ણ પથરાયેલો શમશમાકાર સૂનકાર, જમનાજીના બે સ્વરૂપ સરખા-ગોમતીજીના શાન્ત અને ઉન્મત્ત બે સ્વરૂપદર્શનો, આથમતા સૂર્યાસ્તમાયે સુવર્ણ તેજસ્વી બેટના દેવમંદિરો ને મહેલાતો, હરિમન્દિરના ચોથા

બાગની ઘુમ્મટ અગાસીમાંથી ચતુર્દિશાનું અસીમ દર્શન; શ્રી હરિનો ષોડશોપચારી પૂજનવિધિ, હરિમન્દિરે ઊડતી રંગપીચકારીઓ ને ગુલાલવાદળીઓ : એ સહુએ છેવટના મન્ત્રો પૂર્યા; પણ ધજાગરો તો ચ્હડાવ્યો પેલા અન્તરીક્ષ માપતા, જ્હાં-ત્હાંથી દર્શન દેતા, ધર્મની દીવાદાંડી-સમા શ્રી હરિના મહાધ્વજે. '૪૨ના માર્ચે અધવચાળ પાછા અમદાવાદ આવી, એપ્રિલથી વયનુ ૬૬મુ વર્ષ બેસતાં, આ 'હરિસંહિતા'નો આદર કીધો. 'હરિસંહિતા'ની પ્રેરણાકથા આ ગ્રન્થના આદિમાનાં આમન્ત્રણકાવ્યમાં છે. આ સૌ છે મ્હારી વિશાળી વૈષ્ણવતાનાં સાત્ત્વિકવર્ણા વિકાસપર્યાયો; ને 'હરિસંહિતા' છે મ્હારી વિશાળી વૈષ્ણવતાનુ મહાગીત. રામભક્તિ ને તુલસીકૃત રામાયણની પેઠે વિશાળી વૈષ્ણવતા ને 'હરિસંહિતા' ઉભય છે પરસ્પરમાં ઓતપ્રોત.

(૮)હરિસંહિતા: આ 'હરિસંહિતા' પ્રેમલક્ષણા ભક્તિનું મહિમાગીત છે. આપણા શ્લોકમાં શ્રીકૃષ્ણચન્દ્રની આયુષ્ય-અવધિ કોઇક ૧૧૯ વર્ષની કહે છે; કોઇક ૧૨૫ વર્ષની કહે છે. ધર્મરાજાથી ન્હાનેરા ને પાર્થથી મ્હોટેરા શ્રી કૃષ્ણચન્દ્રનુ વય કુરુક્ષેત્રના મહાભારત સંગ્રામસમયે ૮૪ વર્ષનું હતું. કુરુક્ષેત્ર પછી સોળમે વર્ષે 'હરિસંહિતા'માંના કથાભાગનો આરંભ છે; અને સોળ તિથિઓ સમા શ્રી હરિના ૧૦૦ થી ૧૧૬ વર્ષની તીર્થયાત્રાની ભારતપરિક્રમણાનો આમા વાર્તાવિસ્તાર છે. શ્રીમદ્ ભાગવતના બાર સ્કન્ધ છે, એવા આ નવભાગવતના બાર મંડળ છે. શ્રીમદ્ ભાગવતની લગભગ ૪૪૦૦૦ ચરણાવળો છે, લગભગ એટલી આ નવભાગવતમાંની ચરણાવળો નિર્ધારી છે. ને એમાંથી સત્તાવીશેક હજાર લખાઇ છે, સત્તરેક હજાર હજી લખવાની બાકી છે. રામસેતુએ ને કાશીવિશ્વેશ્વરમાં એમ બે મહાપ્રસંગોએ શ્રીહરિ એકાદશ–એકાદશ નવ–ઉપનિષદોની કથા કરે છે; કાંચનગંગાને ઘાટે નવ–ઉદ્ગારસ્તોત્રો ગવરાવે છે, ને ચન્દ્રગાયત્રી ઉચ્ચારે છે; બદરીકેદારમા હિમાલયને અનન્તદર્શન કરાવે છે; હસ્તિનાપુરમા

ગંગાધારે શકપ્રવર્તક ધર્મરાજ નિજનવીન ધર્મયુગને કાજે ધર્મસ્મૃતિ વિસ્તારે છે: એવી એવી આ મહાગ્રન્થમાની વિશેષતાઓ છે. વિશાળી વૈષ્ણવતાના વૈષ્ણવો એમને અભિનન્દશે. 'હરિસંહિતા'નો કાવ્યપ્રવાહ વહેતો ત્હારે મહાપૂરે વહેતો. મુબઈમા ચિ. અનુભાઈને ત્ય્હા નેત્રની પીડાના ઔષધોપચાર ચાલતા હતા, ત્હારે પણ ત્રણેક માસમા ૬૭૦૦ ચરણાવળો નીતરી આવી હતી. આરંભકાળે એવો પણ કાળયોગ હતો કે, ભાવોર્મિઓ ઊછળે એટલી ટપકાવી પણ નહોતી લેવાતી. એકદા એક વૈષ્ણવ પાડોશીને પૂછ્યુ કે 'આવરોયે ન લખાય એટલી આવક સાંભળી છે?' મ્હારા પ્રશ્નને એમણે ઉપહાસ માન્યો. મ્હેં કહ્યું, 'સાચે જ ને' હમણા ઝિલાય નહિ એટલું વરસે છે, ને લણાય નહિ એટલુ ઊગે છે.' જગત માને વા ન માને: 'હરિસંહિતા' મ્હેં લખી નથી, યુગપુરુષે લખાવી છે. 'હરિસંહિતા' તો છે દાયકાઓના પરિપાકનો સારસંભાર.

(૯) **શ્રી સ્વામીનારાયણ સંપ્રદાય:** સ્વામીસંપ્રદાયના મ્હારે શિરે અનેક મહાઋણો છે અને એ અહીં ન સ્વીકારુ તો નગુણાપણું કહેવાય. મ્હારી વિશાળી વૈષ્ણવતા, મ્હારો ભક્તિમાર્ગ, મ્હારી Puritanism–શુભ્રભાવના–ના પાયા પ્રથમ પિતાએ, ને પછી સ્વામીસંપ્રદાયે રોપેલા છે. પ્રેમલક્ષણા ભક્તિનું પરમ વિશુધ્ધ સ્વરૂપ, ભાગવત-મહિમા, અને ભાગવત ચરણાવળોની ગભીરસ્વરી ગેયતા. એ સંપ્રદાયના સદ્ભાવી ને સદાચરણી સાધુસન્તોએ પ્રીછાવ્યા છે. દશેકની યે વયપૂર્વે રાત્રિએ ગત્રિએ નવેક વાગતા અમદાવાદના સ્વામીમંદિરના સરોવરવિશાળા ચોકમા ભાગવતની શ્લોકાવળો ભાગવતવેત્તા સાધુસંત લલકારે નાખતા, ને થોક અંધકારમા એ શબ્દ-કિરણાવળો તરતી, એ આજે સાઠ વર્ષો પછી યે સ્મરું છુ ને નિરખું છુ. નાનાહાર-મનોહરાથી આરંભાતા ને સહજાનન્દાગ્ર વન્દામ્યહમ્માં પરિસમાપતા કથાના મગળાચરણના શાર્દૂલવિક્રીડિતની સાધુ-શાર્દૂલ ગર્જના આજે યે

વિસ્મરાતી નથી; ૭ દાયકાઓ તરીને આવતી સાંભળું છું. સાધુશાર્દૂલની ગર્જના વનશાર્દૂલની ગર્જના કરતાં સદસ્રધા સાત્ત્વિક ને ચિરંજીવ હોય છે.

**(૧૦) અનુષ્ટુપ્ છંદ :** શ્રી 'હરિમંહિતા'ની પંચાણુએક વમા ચરણાવળો અનુષ્ટુપ્ છંદમાં છે. પિંગળશાસ્ત્રની સકળ છંદાવલિ સર્વવ્યાપી ગેયતાવંતી છે. અનુષ્ટુપ્ છંદના જનક મહર્ષિ વાલ્મીકિજી કહી ગયા છે કે લવકુશ રઘુકુમારો ઋષ્યાશ્રમેથી અયોધ્યાનગરીએ રાઘવયજ્ઞમાં ગયા હતા, ત્હારે ત્હાં રામાયણની શ્લોકાવળો તન્ત્રીની સાથે ગાતા હતા. સામ મન્ત્રોની ગેયગંભીરતા સામઘનપાઠીઓને મુખેથી સાંભળી હશે એમને અનુષ્ટુપની ગેયતા સ્હેજે સુગમ થશે. વૈદિક છન્દો Rhythmic ડોલનવતા છે, પિંગળ છન્દો ગેય છે

**(૧૧) એક સુભાષિત :** અક્ષરશઃ સાચું એક આપણું પ્રાચીન સુભાષિત છે કે, '*વિદ્યાવતાં ભાગવતે પરીક્ષા*'. શ્રીમદ્ ભાગવતનો વાણીપ્રવાહ રામાયણ-મહાભારતના વાણીપ્રવાહથી અટપટો છે. રામાયણભારતની શબ્દાવલિની સેરો પ્રધાનત. સરલ વહે છે; ભાગવતમાની શબ્દાવલિની સેરો ઘણે સ્થાને ગૂંચળાં ખાતી વહે છે; દૃષ્ટાંતલેખે : ગોપિકાગીતની ચરણાવળો નારીસહજ સરલ ને મધુરી છે, પણ વેદસ્તુતિની ચરણાવળો ગહન ને ગહરી છે. સન્ધિ-સમાસોની અનેકવિધતા પણ એમાં અઘરાપણાની કારણભૂત થાય છે. આપણી ગુર્જરભાષામાં એવી ગૂંચવણો-મૂંઝવણો એટલી આવતી નથી; છતાં માતા ને પુત્રી-ગીર્વાણ ને ગુજરાતી-ઉભય પરત્વે એ સુભાષિત નો સત્ય જ છે.

**(૧૨) અમારાં પિતાપુત્રના વિરાટકાવ્યો :** કવીશ્વર દલપતરામે નિજ સ્વામીસંપ્રદાયનું હરિલીલામૃતનું વિરાટકાવ્ય લખ્યુ છે, અને એનો આદર ૬૪મે વર્ષે કર્યો હતો. ૬૪ થી ૭૪-ઈ.સ. ૧૮૮૪ થી ૧૮૯૪-આયુષ્યના સાતમા આઠમા દાયકાનાં કવીશ્વરના વર્ષો એ

કાવ્યલેખનમાં વીત્યાં હતાં. આજે સ્વામીસંપ્રદાયનાં ધર્મમન્દિરોમાં હરિલીલામૃતના સાંપ્રદાયિક મહાગ્રન્થની કથાઓ ને પારાયણો થાય છે. આ મ્હારા વિરાટકાવ્ય 'હરિસંહિતા'નો આદર મ્હારા છાસઠમે વર્ષે થયો છે અને શ્રીહરિની કૃપા હશે, ને

જગન્નાથજી જીવતો રાખશે જો,
હયાતી ત્હમારી–અમારી હશે જો (ક.દ.ડા.)

તો, મહાસાગરનોયે સ્હામો પાર પેખન્દાઓએ પેખ્યો છે એમ, આ કાવ્યમહાસાગરની પણ સીમા કાળને કોક પ્રહરે પેખાશે. આરઝૂ હોય ત્હેમને સહુને એ પેખવાનાં દીર્ઘાયુષ્ય શ્રી હરિ અર્પજો.

**(૧૩) 'પ્રેમ-ભક્તિ'નું કવિ-ઉપનામ :** પાંચ પાચ દાયકાઓથી ગુજરાત-જાણીતા મ્હારા કવિ ઉપનામ 'પ્રેમભક્તિ'ની હું તો આટલે વર્ષે આજ આ કૃષ્ણકાવ્યમાં પરમ સાર્થકતા જોઉં છું. વસન્તોત્સવ, ઇન્દુત્રયી ને રાસત્રયી, જયા જયન્ત, ઉપા, ગીતાઉપનિપદો અને શાકુન્તલમેઘદૂતનાં ભાષાન્તર, ભજનાવલિ, વિશ્વગીતા, સંઘમિત્રા, કવીશ્વર દલપતરામ, પુણ્યકન્થા, સારથિ, કુરક્ષેત્ર, હરિદર્શન ને વેણુવિહાર . એ સહુ મ્હને તો આજે ભાસે છે આ 'હરિસંહિતા'ના હરિમંદિરનાં મણિ-પગથિયા. એ ગ્રન્થાવલિ માર્ગ કોરતી ને પન્થ પાડતી. આ 'હરિસંહિતા'નું વિરાટકાવ્ય તો છે મ્હારી કાવ્યયાત્રાનુ મહાતીર્થ. 'હરિસંહિતા' છે અર્ધીસદીભરનું 'પ્રેમભક્તિ'નુ પ્રફુલ્લન–ફલન.

કાવ્યોપાસનાની મ્હારી અધશતાબ્દી વીતી ગઇ. આતમવેલીએથી ઉતારાયા એટલા મધમધતા સાત્ત્વિક કાવ્યફૂલડાં વીણીવીણીને ગુજરાતને સમર્પ્યાં, ને ગુજરાતે મહોત્સવો ઊજવી ઊજવીને એમને વધાવ્યા. હવે તો પેખાય છે આયુષ્યઓવારાનો પેલો વિશ્રામઘાટ.

**(૧૪) શ્રી હરિનાં ચાર સ્વરૂપો :** "રસો વૈ સ." શ્રીકૃષ્ણચન્દ્રના ચાર પ્રધાન સ્વરૂપો આપણા વિરાટ કાવ્યોએ ઉદ્દગાયેલા છે એક તો

**વ્રજસ્વરૂપ**, જે શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધે ગાયેલું છે. બીજું **ગીતાસ્વરૂપ**, જે મહાભારતકારે મહાભારતમાં ગાયેલું છે. ત્રીજું **નિર્માણસ્વરૂપ**, જે યાદવાસ્થળી અને દ્વારિકાપ્રલયના કાળપ્રસંગોએ પ્રકટેલું છે ને શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધે ગાયેલું છે અને ચોથું **યોગેશ્વરસ્વરૂપ**. બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વરની ત્રિમૂર્તિમાં જેમ પરબ્રહ્મ પમરે છે, એમ શ્રીકૃષ્ણચન્દ્રનું ચતુર્થ સ્વરૂપ એ સ્વરૂપત્રિવલ્લીમાં સર્વત્ર પમરે છે. ગીતાકારે ભાગવતકારે શ્રીકૃષ્ણચન્દ્રને યોગેશ્વર ભાખેલા છે. સૂક્ષ્માત્ સૂક્ષ્મ, પણ આભ સમું સર્વ-આચ્છાદતું શ્રી હરિનું એ યોગેશ્વરસ્વરૂપ પછી વિરલાને સ્મરણદેશે વસે છે. ઘણાંખરાં વીસરી જાય છે. આ 'હરિસંહિતા' પ્રધાનતઃ શ્રી હરિના એ યોગેશ્વરસ્વરૂપનો કાવ્યવિસ્તાર છે.

**(૧૫) 'અને બ્રહ્માંડનું કેન્દ્ર બ્રહ્મ છે, એમ કવિતાનું કેન્દ્ર પણ બ્રહ્મગીત છે:**

શ્રી દ્વારિકાનો હરિરસ લ્યો, હરિરસ લ્યો;
હરિરસિયા નરનારી !
શ્રી દ્વારિકાનો હરિરસ લ્યો, હરિરસ લ્યો.
હાં રે આભલાં વરસે છે, હરિનાં હો એ આવો;
હાં રે આનમંત્રી છેડી શ્રી હરિને ગાઓ:
હો ! દ્વારિકાનો હરિરસ લ્યો, હરિરસ લ્યો.
બ્રહ્મરસિયાં નરનારી !
હો ! દ્વારિકાનો બ્રહ્મરસ લ્યો, બ્રહ્મરસ લ્યો;
હો ! દ્વારિકાનો બ્રહ્મરસ લ્યો, બ્રહ્મરસ લ્યો.

Sinhit Zhaain Sla

# માહાત્મ્ય

## અધ્યાય ૧ : હરિ હેરો

પૂર્વે બ્રહ્મન્ એક વેળ રમતાં, બ્રહ્માંડ સર્જી કરી,
ઊભા'તા ગહરા અનન્તતટમાં ક્રીડી લીલા ન્હાળતા;
કો કલ્યાણક યોગ જોઈ ઊતર્યા દ્વારામતી-માગરે :
વન્દું હું રસરૂપ એ રસનિધિ આનન્દમૂર્તિ હરિ.

(ઢાળ : મીઠડું ગોરસ લ્યો, લ્યો, મહી વેચુ, મહી વેચુ )

હરિજનો! હરિ હેરો, હરિ હેરો;
એ છે યોગેશ્વર યોગેન્દર કેરો :
હરિજનો! હરિ હેરો, હરિ હેરો.

સૃજન-પ્રલય રચે, વિસ્તરે-સંકેલે;
બ્રહ્મ બ્રહ્માંડમાં ને બાહર ખેલે :
હરિજનો! હરિ હેરો, હરિ હેરો.

અનન્તપટે આભ પાથરી અનન્તા
આભલજળમાં વમળે વહી રમન્તા,
હરિજનો! હરિ હેરો, હરિ હેરો.

બહુરૂપી થઈ ઘૂમે છે બહુનામી;
અન્તર અન્તરે રમે અન્તર્યામી :
હરિજનો! હરિ હેરો, હરિ હેરો.

બ્રહ્મક્ષીરમ ફુવારધાર ફોરે
પછી ઘટાઘોર વિશ્વઆંબલા મ્હોરે :
હરિજનો! હરિ હેરો, હરિ હેરો.

કલા ખોલી કલાપી કરે લીલા,
એવી લીલા કરે હરિવર છબીલા :
હરિજનો ! હરિ હેરો, હરિ હેરો.

અનન્તઆરે હરિ હેરો, હરિ હેરો;
ભેદી ભવને બ્રહ્માંડનો આ ઘેરો :
અનન્તઆરે હરિ હેરો, હરિ હેરો.

ગાતા’તા યજ્ઞને આરે બ્રહ્મના બ્રહ્મચારીઓ;
સાભળે પ્રાતના શબ્દો મળ્યુ મહર્ષિમંડળ.
પ્રાત:કાળનાં પંખી કિલ્લોલે બ્રહ્મબોલથી;
બ્રહ્મજ્ઞો આવીને ઊભા યજ્ઞબ્રહ્મની પાળમાં.

અને પછી થયો ઘોષ આચાર્યયજમાનનો :
ઓમ્ ! બ્રહ્મજ્ઞો ! પધારો.
યજ્ઞજ્વાળ યાજ્ઞિકો ! ઋતંભરા ઋત્વિજો !
આદેશવાહી આચાર્યો ! આવો
અવનીના અલકાર છો,
ભૂમિનાં છો ભૂષણો
પધારો, પૃથ્વી જુએ છે વાટ;
માનવજાત છે ભૂખીતરસી,
આવો, ને અક્ષયપાત્ર ઠાલવો.
જ્ઞાનરત્નોના રત્નાકર છો,
બ્રહ્મજળના છો મહામેઘ.

એકદા ગિરિશિખરે ઘટાળા વૃક્ષઘેરમાં
મ્હોટા મ્હોટા મહર્ષિની મળી'તી ઋષિમંડળી.

લ્હેરતા લહેરો શા ત્ય્હાં, પદ્મસરોવરે તીરે;
દિશે-દિશેથી આવ્યા'તા દિગ્પાળો દિશદિશના.

નિર્ઝતા આભની પાર, હર્ખતા નિર્ઝી અન્તરે.
અતિથિની સુ-આતિથ્યે મધુપર્કે પૂજા થતી.

થતો હતો મહાયજ્ઞ વાજસ્રવા મહર્ષિનો;
હરિનો ઊજવતા'તા સહસ્રાબ્દી મહોત્સવ.

જ્ઞાનીઓમાં મહાજ્ઞાની, શ્રુતિસ્મૃતિ વિશારદ
આચાર્યોનાય આચાર્ય, ઋષિ વાજસ્રવા હતા.

હેલતા'તા સરસ્રરે જાણે શારદ સોવર.
ઋષ્યાશ્રમે ભણતા'તા સહસ્ર બ્રહ્મચારીઓ;

સહસ્ર ધેનુઓ દૂઝે, હરણાંઓ શતાવધિ;
ષટ્ માસનો મહાયજ્ઞ આદર્યો'તો ઋષિવરે.

મનસ્વી મહાપ્રજ્ઞાળા મનીષાળા મહામતિ,
પ્રફુલ્લ્યાંપૃથ્વીનાં પુષ્પો આવ્યા'તા ગિરિઆશ્રમે.

વસન્તે આંબલો મ્હોરે એવો આશ્રમ મ્હોરતો.
શતાવધિ હોમકુંડો તારલે જ્યોત [illegible]ાખતા;

બે પ્રધાન યજ્ઞકુંડો પ્રકાશે સૂર્યચન્દ્રને.
પ્રભાતે પ્રગટે યજ્ઞો, સાયંકાળે કથા થતી;

ગૌરવી જ્ઞાનચર્ચામાં રાત્રિઓ વીતતી હતી.
તારલા સુણવા થંભે, સુણવા ચન્દ્ર આવતો.

એક રાત્રે ચન્દ્ર ચારુ ચન્દ્રિકા ઝરતો હતો;
જેવું હિમાદ્રિનુ શૃંગ ઝરે સહસ્ર ધારથી.
નેત્રે જ્ઞાનનાં કિરણો, લલાટે લક્ષ્મી ભાગ્યની,
મુખે પરબ્રહ્મમન્ત્રો, જગના ભાર ભમ્મરે,
પ્રભા પ્રજ્ઞાની મુદ્રામાં, બ્રહ્મતેજ ચતુર્દિશે :
ચન્દ્રિકાને ચન્દરવે વિરાજ્યા'તા ઋષિવરો.
એવે ત્હાં ચન્દ્રિકામાથી, ચાલતા ચન્દ્રમા સમા,
ચન્દ્રિકામાંથી કોરેલી ચન્દ્રિકામૂર્તિ સદૃશ,
આવ્યા આગે મહર્ષિ કો એક મહર્ષિમંડળે.
ચન્દ્રિકા ઝરતા તેથી લોક ચન્દ્રઝરા કહે.
પધાર્યા'તા મહર્ષિ એ કાંચનગંગઘાટથી.
રેખાઓ સૌ રજતરેખા માથે ચન્દ્રની મેખલા;
દેહે આનન્દરૂધિરો, શર્કરા મધુરા મુખે.
શાન્ત કાન્ત યજ્ઞકુંડે ઊભા જે યજ્ઞકુંડ શા;
ચન્દ્ર-ગાયત્રીનો મન્ત્ર ઉચ્ચાર્યો બંસરીસૂરે.
પ્રારબ્ધના પુંજ જેવા, પ્રજ્ઞાના પોતરા સમા,
ચન્દ્રમાના બાન્ધવ શા, ભાસતા'તા ઋષિવર.
આંખડીથી ફૂટતી'તી આનન્દની ફુવારીઓ.
શિખાશાન્ત યજ્ઞપાળે, આચાર્યો ઋત્વિજો કને,
મહાશ્રુત મહાજ્યોત મહદ્ મહર્ષિમંડળે,
ચન્દ્રહસ્તસ્થલી જોડી ચન્દ્ર શી અંજલિ કરી,
ચન્દ્રઝરા મહર્ષિએ ચન્દ્રને અર્ઘ્ય અર્પિયા :

ખોળલે ખોળલે અપ્યાં ચેતક ચન્દની - નીરે.
પ્રકાશી ચન્દ્રિકા ચન્દ્રે, રાત્રિ થૈ રળિયામણી.

ત્ય્હાં તો કોલાહલધારા પૃથ્વીમાંથી સ્ફુરી ઊઠી;
શબ્દોની ફરફર આવી, પછી એની ઝડી પડી.

ગાજ્યો મહર્ષિનો એક મેઘ પુણ્યપ્રકોપથી :
'ચન્દ્રગાયત્રી ક્ય્હાંથી આ આવી મહર્ષિમંડળે ?'

વીજલેખા પડે એવો આઘાત કૈંકને પડ્યો;
કૈંને થયો વજ્રપાત, કૈંકને ફૂલડાં ઝર્યાં.

'સૂર્યનું અપમાન છે આ; ચન્દ્ર છે તેજ સૂર્યનું;'
'ઉજાળે સૃષ્ટિને સૂર્ય,' 'સૂર્યનો ચન્દ્ર બાળકો':

એવી નાનાવિધ હાકો પડી વિદ્વન્ઋષિગણે.
ને સ્હામીયે મહર્ષિની ગાજતી એવી હાકલો :

'રાત્રિને અજવાળે કો?' 'પૂજો છો કોની પૂર્ણિમા?'
'અત્ય્હારે સૂર્ય કે ચન્દ્ર– તમસ્‌ને કો પ્રકાશતા ?'

શબ્દસાંગો એમ નાખે ઋષિગણો પરસ્પર.
અન્તે ઊઠ્યા વેદમૂર્તિ વાજસની મહર્ષિજી;

ધીરગંભીર ગીર્વાણે ઠાર્યા અગાર કોપના.
'સૃષ્ટિયોગે પરબ્રહ્મે આ અહોરાત્ર મર્જિયાં,

દિનના છે દિનાનાથ, ને નિશાનાથ રાત્રિના.
આર્યગોત્ર પૃથ્વીપુણ્ય; આર્ય છો અવનીન્દ્ર છો;

આર્યાવર્તે સૂર્યવંશ ચન્દ્રવંશ પ્રશસ્ત બે.
મોળ પાંખડી સોહે છે અયોધ્યા–હસ્તિનાપુર.

હરિશ્ચન્દ્ર રાઘવેન્દ્ર, એવા કૃષ્ણ યુધિષ્ઠિર;
સૂર્યદેવ ચન્દ્રદેવ પ્રગટે અન્ધારમાં પ્રભા.

રાત્રિએ ચન્દ્રગાયત્રી, દિને ગાયત્રી સૂર્યની.
નહીં ત્રિકાળ સન્ધ્યામાં, નહીં કો દિનયોગમાં;

સુધાકરની ગાયત્રી રાત્રે સોહે સુધા ઝર્યે.
હરિના ધર્મરાજાના ગોત્રપુરુષ ચન્દ્ર છે;

હરિમાં ચન્દ્રને હેરો, ચન્દ્રમાં હેરજો હરિ.'
પછી કીધી ચન્દ્રપૂજા બ્રહ્માવર્તે ઋષિગણે;

ચન્દ્રને દુગ્ધધારાથી, અર્પીને પદ્મપોયણાં.
એમ પ્રસારી ચન્દ્રપૂજા વાજસવા મહર્ષિએ.

બ્રહ્માવર્તે ભરેલાં જળજળતટથી પોયણાં વીણી વીણી,
દેવોની સૌરભાળાં, મલયગિરિશિરે શોભતાં, ચન્દનો લૈ,
પૃથ્વીના ચન્દ્રવંશી પ્રવરપ્રમુખને આદરે અર્ઘ્ય અર્પ્યાં;
પ્રારબ્ધી પૂર્ણિમાએ રસિક ઋષિગણે કીધી'તી ચન્દ્રપૂજા.

## અધ્યાય ૨ : હરિનાં સ્વરૂપો

વળી પ્રભઝરતું પ્રભાત આવ્યું,
જગંત થયુ વળી સૂર્યજ્યોતવન્તું;
ઋષિગણ પણ જ્ઞાનમાં ગૂંથાયા,
ક્ષણ રમીને પછી સન્ધિકા સિધાવી;
વળી રજની પડી દિનઉજ્જવળી ત્‍્હાં.

વળી પ્રભાત આવ્યુ, ને મધ્યાહ્ન તપીને ગયો;
સ્હાંજ વીતી, નમી સન્ધ્યા; રાત્રિનો પડદો પડ્યો.

આભગોખે ઊભો આવી એહનો એહ ચન્દ્રમા;
ચંદનીનો ચંદરવો છાવર્યો પૃથ્વીને શિરે.

મન્ત્રો ભણ્યા; યજ્ઞો થયા; જ્વાળાઓ વ્યોમપારગી;
જાણ્યુ અનન્તના આરે કો મહાયજ્ઞ પ્રજ્જ્વળ્યો.

બ્રહ્માવર્તના બ્રહ્મર્ષિ, વૈકુંઠભાવી વૈષ્ણવો,
બ્રહ્મસંબધને કાજે આદરે બ્રહ્મયજ્ઞને.

બ્રહ્મજ્ઞો દૂર-આઘેના આવે દેશવિદેશથી;
ગંગાના પૂરની પેરે નિત્યે નિત્યે નવા નવા.

એક સાંજે કથા કીધી વાજસ્રવા મહર્ષિએ;
જાણે બીજા સૂર્યદેવ પધાર્યા યજ્ઞવેદિએ.

સર્વસમર્પણયોગ, વીરો કો વિશ્વજીતનો,
વર્ણવ્યો સાર-વિસ્તારે, સ્મરાવ્યુ જાણ્યુ પૂર્વનું.

'તપસ્વી છો, મહર્ષિ છો; તીર્થ છો અમ તીર્થના;
તો દાખો પૃથ્વીનો સૂર્ય, કો જગતજ્યોત આજની?'

પૂછ્યો એકે મહાપ્રશ્ન વર્તતા કાળયોગનો.
બ્રહ્મચારી ભણ્વા એ આવ્યા કમ્બોજથી હતા.

મેઘકંઠે પદ્મનેત્રે વદ્યા વાજસ્રવા ઋષિ:
'હજીયે પ્રશ્ન છે એહ? પ્રતીતિપર એહ શું?
કુરુક્ષેત્રનો અધૂરો નિર્ધારોચ્ચાર શું હજી?
પૂર્ણેન્દુ પૂર્ણાવતાર કૃષ્ણચન્દ્ર જગદ્ગુરુ

અન્ધારું અજવાળે છે  આજે યે લોકલોકમાં.
બ્રાહ્મણોનુ બ્રહ્મતીર્થ,  બ્રહ્મર્ષિનું ગુરુકુલ,
બ્રહ્મપ્રભા સ્ફુરાવે છે  જગત્‌નુ ધોઇને તમસ્.'
વળી બોલ્યા બ્રહ્મચારી: 'ભાખો હરિસ્વરૂપ તો;
પરબ્રહ્મનુ પૃથ્વીના  દાખો રૂપ, દ્વિજોત્તમ!'
બ્રહ્મશબ્દે વધા બ્રહ્મન્  વાજસ્રવા મહર્ષિ ત્ય્હાં:
'રાત્રિએ જ્ઞાનચર્ચામાં  ચર્ચાને એહ ચર્ચશું.'
કથા થયે કીધી જેને  સાયંસન્ધ્યા સરોવરે.
પ્રફુલ્લ્યાં પદ્મ શા સોહે  પાળે પાળે ઋષિવરો
રાત્રિ પડી રૂપાળી, ને  યજ્ઞની આરતી થઈ;
એકભુક્ત અલ્પસુપ્ત  હતું મહર્ષિમંડળ.
જ્ઞાનની ગોષ્ઠીને કાજે  ગયા જ્ઞાનપિપાસુઓ.
આવ્યો બ્રહ્મચારીસંઘ  કમ્ભોજના ગિરીન્દ્રનો.
એક ત્ય્હા મહાજ્ઞાનીએ  સૂક્ષ્મ જ્ઞાનસીમા કહી;
ખગોળને ઉતાર્યો ત્ય્હાં  સર્વવાદવિશારદે;
હસ્તામલકવત્ દાખ્યા  દિશાઓના દિગન્તને.
યજ્ઞપાળે બ્રહ્મચારી  આવ્યા કમ્ભોજના પછી.
પ્રણમી યજ્ઞવેદિને,  વન્દીને ઋષિમંડળ,
વધા: 'વળી સ્મરાવું છું; સૌ ભેદોનેય ભેદતું,
બ્રહ્મ બ્રહ્માંડવાસીનુ  હરિસ્વરૂપ દાખવો.'
શાન્ત સરોવર જેવી,  શાન્ત ચન્દનીપૂર શી,
શાન્ત આભલ શી શાન્ત,  હતી મહર્ષિમંડળી.

વણુ રણઝણુ શબ્દે ચન્દ્રિકા વર્ષતી જતી.
પછી દર્ભાસનેથી ત્ય્હાં ઊઠયા વાજસવા ઋષિ;
તેજસ્વી બ્રહ્મતેજે, શું આથમ્યો સૂર્ય ઊગિયો;
મેઘઘોરે વદ્યા એહ, વેણુ પૃથ્વી વહાવતા.
સુણે તારા સુણે ચન્દ્ર, સુણે મહર્ષિમંડળ;
એ નવવેદ શા મન્ત્રો ઝીલતા'તા યુગો યુગોઃ
'હો! બ્રહ્મર્ષિઓ પુણ્યાણુ! કાળવેત્તા! જગજ્જયી!
સુણ્યો આ આજનો પ્રશ્ન કમ્બોજ-બ્રહ્મચારીનોઃ
જ્ઞાનીઓના જ્ઞાનનો, ને ભક્તોના ભક્તિભાવનો.
પ્રયાગે એકદા પૂર્વે, ત્રિવેણી તીર્થસંગમે,
એકે આ પ્રશ્ન પૂછ્યો'તો શ્રી હરિના સ્વરૂપનો.
બ્રહ્મવેત્તા, વ્યાસપુત્ર, અપ્સરાવિજયી, યતિ,
શુકજોગી હતા ત્ય્હાં, ને એણે વિસ્તાર વર્ણવ્યો,
એ ભાખું આપને આજે બ્રહ્માવર્તે મહર્ષિને.'
અને પછી કથા માંડી ત્રિવેણીતીર્થની ત્યહાં
બ્રહ્માવર્તનાં ઝાડઝુંડો સાંભળીને ઝૂકી જતાં.
'એકદા કુંભનો મેળો મળ્યો ત્રિવેણીને તટે;
શૈવવૈષ્ણવ સન્તોનો હતો ભારે ચ્હડાવ ત્યાં.
ગદા ત્રિશૂળ ને પદ્મો, ખડ્ગો ધનુષ્યબાણ, ને
નેજા પતાકા નિશાનો, હાથીહોદે મહાધ્વજો,
ઘોડીલા ઘૂઘરાળા, ને હાથીજોડયા મહારથોઃ
શિબિરે શિબિરે સ્હોતાં દેતાં'તાં ભવ્ય દર્શનો.

ડંકા ને દુદુભિ ગાજે, ભેરી ને રણશીંગડાં.
હિમાદ્રિથી, સહ્યાદ્રિથી, વિન્ધ્ય ને ઉજ્જયન્તથી,
ત્રિપુપપાશુપતથી, અર્બુદ–અમરેશથી,
કાશીથી, દ્વારામતીથી, પધાર્યા'તા યતીન્દ્ર ત્ય્હાં.
ને પછી પ્રથમ પર્વે ચાર હાથી લ્હડી પડયા;
ડંકા વાગ્યા, નિશાન ડોલ્યાં, પ્રોવાણી શૂઢ શૂંઢમાં.
પ્રહારે અસ્ત્રશસ્ત્રોથી વૈષ્ણવો ત્ય્હાં પરસ્પર.
ગરવો ઘાટ ગંગાનો કુરુક્ષેત્ર થઇ રહ્યો;
ન્હડયા ધીંગડ સંગ્રામે ધર્માચાર્યો ધુરન્ધર.
આવ્યા ત્યાં કો હિમાદ્રિથી, મૂર્તિ જાણે હિમાદ્રિની;
યોગીન્દ્રોનાય યોગીન્દ્ર, બદ્રીશના મહન્તજી:
ભવ્ય, ભારખમા, મોભી, પરમ વૈષ્ણવ વિષ્ણુના.
ગૂંચવી ડાળીઓ જેવી શૂંઢ શૂંઢો પરી કરી;
મહન્તના મેઘશબ્દે કુંભસ્હડાવ ગાજિયો:
'થભો ખડ્ગ મ્યાને ભીડો; વારીલ્યો બાણ ને ગદા;
આ તો છે સંગમતીર્થ, નથી સંગ્રામતીર્થ આ.
હસ્તિધ્વજો નિહાળો આ આભ ચીતરવા જતા;
ભાગ્ય-રેખાવળો જેવાં નિર્ખો તિલક ભાલનાં.
એક આંબાની ડાળો છો શાખે શાખે ઝૂકી જતી;
વેડશો ઈશ્વરી ફાલ ઝપાટીને પરસ્પર?
એક કહે છે બાલરૂપ, રાજેશ્વર બીજો કહે;
ત્રીજો કહે નિર્માણરૂપ, ચોથો યોગેશ્વરો કહે;

નથી ચારે દિશાઓ શું એહ એક જ આભની?
ભાંડે છે એકબીજાને બ્રહ્માનાં આ ચતુર્મુખો.

વસન્તે તો વસાવ્યા'તાં વ્રજગોકુળનાં વનો;
ઈન્દ્રપ્રસ્થ કુરુક્ષેત્ર. ગજાવ્યા'તાં જ ગ્રીષ્મમાં;

નિધિને દ્વારિકા દીધી વર્ષાની વાદળી પડચે;
અને સૌમાં કાળરૂપે યોગેશ્વર હતા હરિ.

શ્રી હરિનાં નથી એ શું ચારે સ્વરૂપ બ્રહ્મનાં?
મસ્તકે, નેત્રમાં, હૈયે, પ્રવર્તે આત્મ એક જ.

પરસ્પર ભાંડી ભાંડો છો નિજના ઈષ્ટ દેવને.
નિંદશો સરિતા કેને ત્રિવેણીસંગમે અહીં?

ગંગા જમના સરસ્વતી— ત્રણેયે તીર્થપાંખડી.
પ્રથમે કીધી બાળલીલા ગાઢ વૃન્દાવને વને;

ધેનુ ચારી, વેણુ વાઈ, રમ્યા રાસ રાસેશ્વર;
યશોદાને વિશ્વ દાખ્યું, આનન્દકન્દ નન્દના;

કાલિન્દીને ધરે ઝીંકી નાથિયો કાલીનાગને;
લ્હોય કાલી કલિરૂપે જગે પ્રવર્તતો જતો.

દ્વિતીયે રાજેશ્વરે એ પ્રભાસે પશ્ચિમે જઈ
જગતછેડે સિન્ધુઘાટે વસાવી દ્વારિકાપુરી,

અગ્રપૂજા ઈન્દ્રપ્રસ્થે થઈ રાજર્ષિમંડળે;
ગીતા ગાઈ કુરુક્ષેત્રે પ્રવૃત્તિ કેરી પ્રેરણા;

ક્ષેત્ર કીધું ધર્મક્ષેત્ર, તુલા ધર્મઅધર્મની.
તૃતીયે ત્રૈલોક્યનાથે સંકેલી ત્રિજિયા બધી;

કરાવ્યો યદુસંહાર, ખેલાવી જાદવાસ્થળી;
પછી થયા અન્તર્ધાન હરિ આનન્દમૂર્તિ એ.

અમ્ભોધિ ઊલટ્યો અન્તે, સાગરે ભક્ષી દ્વારિકા:
સ્વર્ણપુરી સૃષ્ટિશોભા ગઈ અતલના તલે.

એ ત્રણેયે સ્વરૂપોમાં, અન્તર્યામી અમીરૂપે,
યોગેશ્વર યોગીન્દ્રોના, રસરૂપ હરિ હતા.

યોગમાયા પ્રસારીને રમતા'તા રસેશ્વર,
બ્રહ્મની છાંય ઢાળીને લીલા લાખેણી ખેલતા,

કલિદ્વાપરના યોગે કલિ દ્વાપર શો કરી'
ભાખ્યા હરિસ્વરૂપો એ પૂર્વે ત્રિવેણીતીર્થમાં,

જાગંતા શુકજોગીએ, અપ્સરાજીત યોગીએ.
એ રસીલા હરિરૂપો વર્ણવ્યાં આજ આપને;

વિશાળી વૈષ્ણવતાને, વિશ્વવન્દ્ય વિભૂતિને.
દિશાઓ દાખવ્યા જેવી દાખવી આ ચતુર્દિશા;

પેખન્દા પેખશે એમાં મહદાકાશ બ્રહ્મને.

પ્હેલું બાલસ્વરૂપ એ વ્રજનું, જ્યહાં લીલા વિલોલા કીધી;
બીજે અગ્રપૂજા, પ્રબુદ્ધક ગીતા રાજેશ્વરે ગાઈ'તી;
ખેલ્યા અદ્દ્ભુત દ્વારિકાપ્રલયને નિમાર્ણરૂપે ત્રીજા:
અન્તર્યામી સહુરૂપે ગહન એ યોગેશ્વરા રાજતા.
સૌના આતમભાવ પૂર્ણ પૂરજો પૂર્ણેન્દુ એ શ્રીહરિ.

## અધ્યાય ૩ : ચાર યોગ ને ષડ્દર્શનો

આવો ને નિરખો, રૂડા હરિજનો ! બ્રહ્માંડહિતસ્વીઓ !
ઘુમાવે રસઘૂમડી હરિરૂપો બ્રહ્માંડના રાસને.
ચારે રૂપ ચતુર્દિશા નીરખતાં ઊભાં દિગન્તો ભરી.
એ યોગેશ્વરનું સ્વરૂપ જગને દર્શાવવા-ભાખવા
આલેખી હરિસંહિતા હરિકથા આશિષ દેજો હરિ.

વીત્યા કૈંક દિનો એમ, નવો ચન્દ્ર ઊગ્યો જગે;
ને પછી દર્શનાચાર્ય આવિયા યજ્ઞદર્શને:

જ્ઞાનચર્ચાની વેળાએ, રાત્રિએ ચન્દનીતટે.
હતા પર્વતમુદ્રાળા, જ્ઞાનના જ્ઞાનકુંભ શા;

આભે મેઘ ઝૂલે એમ ઝૂલતા ઋષિમંડળે.
યજ્ઞનારાયણને ત્ય્હાં નમ્યા, ને નમીને ઊભા:

'ગિરો ને સરિતાઓનો રૂડો શારદદેશ છે;
આવ્યો છું એ ગિરિમાંથી ઉત્તરે અમરેશથી,

સુણી ખ્યાત બ્રહ્મર્ષિની આવ્યો છું યજ્ઞદર્શને;
બ્રહ્મજ્ઞાનના ભંડારો ભાથે ષડ્દર્શનો ભરી,

પૃથ્વીપાવન ચરણોમાં ધરુ છું ઋષિવૃન્દને.'
ચન્દનીચીતર્યા જેવું હતું મહર્ષિમંડળ.

શાંત ચિત્તે એહ શબ્દો દર્શનાચાર્યના સુણ્યા;
ગયા, ને પાયને વન્દ્યા વાજસત્વ મહામુનિ;

અને યજ્ઞઆશાતના અર્પી વિદ્વન્ અતિથિને.
ત્હાં તો ઊઠી મંડળેથી જઈને પડખે ઊભા;
પાતંજલ-સંપ્રદાયી મહાજ્યોત ઋષિવર
સદ્વિચાર સદાચાર કેરી માનવમૂર્તિ એ.
અને બોલ્યા મહાવાણે તીર્થગાજન્ત વેણલાં:
'અમ સંપ્રદાયસ્વામીએ સ્થાપી શુદ્ધિવિશુદ્ધિ ને
બ્રહ્મનો યોગ ભાખ્યો છે ચિત્તવૃત્તિનિરોધમાં.
બ્રહ્મના તીર્થનો પન્થ એક છે આત્મસયમ;
અજરામર ભાખ્યું છે વેદ શી અક્ષરાવળે.
આત્મશુદ્ધિયોગમાર્ગ પંથ છે બ્રહ્મતીર્થનો.'
સુણી એ શબ્દાવળની સાંપ્રદાયિક શૃંખલા,
બ્રહ્માવર્તનાં ઝુંડો શી, ડોલી ઊઠી ઋષિસભા.
તરંગો ગંગના ડોલ્યા, ડોલ્યા સાગર-ગંભીરા.
એક ઊઠ્યા કર્મયોગી, ને સ્તવ્યો કર્મયોગને:
'ઉચ્ચરે યજ્ઞજ્વાળા આ કર્મયોગ જ સત્ય છે;
પુરે પુરે યજ્ઞવેદિ, કરો યજ્ઞો વને વને:
ગૃહયજ્ઞો યજ્ઞજ્વાળા હૈયામાં પ્રગટાવશે.'
વળી ઊઠ્યા સભા મધ્યે ગંભીરા જ્ઞાનયોગી કો;
પાકેલી વયના ભારે, જ્ઞાનભારે, ઝૂકી જતા.
લોલ નેત્રે નિહાળીને દિશા દિશા, પછી વદ્યા:
'મહર્ષિઓ મહાભાવ! ઋતંભરા ઋષિવરો!
જ્ઞાનવિજ્ઞાન કેરા શા મહાભંડાર વેદ છે!

કાલારંભે ચતુર્મુખે બ્રહ્માજી ઉચ્ચર્યો સ્વયં,
જ્ઞાન એ જ મહામાર્ગ બ્રહ્મના બ્રહ્મતીર્થનો.'

અને પછી ભક્તિયોગી ઊઠયા, ને ચન્દ્રને નમ્યા;
ઊઠી ઊભા સભાપાળે બીજા ઉદ્ધવ, પાર્થ વા.

અશ્રો સમું ઉત્તરીય ચન્દનીમાં ઢળી જતું;
બોલ્યા પછી બંસીબોલે પાર્ષદ પ્રેમભક્તિના.

'મ્હારો એક જ છે પ્રશ્ન મા'નુભાવ મહર્ષિને;
બ્રહ્મતીર્થે જશો આપ રથમાં વા વિમાનમાં?

બ્રહ્મજિજ્ઞાસુ! સૌ માગો યાત્રીના છે મહારથો;
બ્રહ્મયાત્રાળુને એક પ્રેમભક્તિ વિમાન છે.

પન્થીઓ પ્રેમભક્તિના કરે યોગ વિયોગને;
વ્રજવાસી બ્રહ્મબાળા માણે યોગ વિયોગમાં.'

સુણે, જુવે, ને આલોચે વાજસ્રવા મહામુનિઃ
'ઊછળ્યા છલકયા આ તો છીછરા સામ્પ્રદાયિકો;

નથી આ ભરતીયોપ, આ તો છે ઓટંયોપણા.
બ્રહ્મતીર્થ બ્રહ્માવર્તે કોલાહલ કયહાંથી આ?'

સભાએ આગરી ભાવે પછી ગંભીરતા ભરી,
ત્ય્હારે યજ્ઞપાળે આવ્યા વાજસ્રવા ઋષિવર;

વધ્યા આનન્દવદને, જાણે બોલે સરોવરઃ
'દિશાદિશાના દિગ્પાળો આવ્યા છો દિશદિશથી;

સુજ્ઞ પ્રજ્ઞ મેધાવી છો, સત્યના બન્ધુ! સાંભળોઃ
બ્રહ્માવર્તનો આદેશ, આદર્શ બ્રહ્મતીર્થનો.

કર્મ જ્ઞાન યોગ ભક્તિ ચારેયે માર્ગ બ્રહ્મના;
ને છયે દર્શનશાસ્ત્રો કરે છે બ્રહ્મદર્શન.
ચારે યોગો, છયે શાસ્ત્રો, માર્ગ છે બ્રહ્મતીર્થના.
દિશેદિશેથી આવે છે માર્ગો કૈલાસક્ષેત્રમાં;
એ સોમાંથી કોક એક ગ્રહે છે સો સ્વભાવશઃ
પૂર્વના એક કો કાળે, કાળપીધેલના સમા,
હતા એક મહાબુદ્ધિ ઉદ્દાલક મુનિવરઃ
ચારે વેદ, ચારે યોગો, ષડ્દર્શનવિશારદ.
ગંગઘાટે વસી ન્હાળે ગિરિથી ગંગ આવતી;
જૅને જાહ્નવીતીરે સન્ધ્યા ત્રિકાળની કરે.
મૂર્તિ ત્રિકાળ સન્ધ્યાની હતા એહ મહામુનિ.
એને ગંગા હતી વ્હાલી, વ્હાલા એ ગંગને હતા;
જ્ઞાનપ્રતિમા વેદમૂર્તિ હતા કુલપિતા મહદ્.
જિજ્ઞાસાળા ઉત્કંઠાળા, આવી દેશવિદેશથી,
ચતુર્વેદી બ્રહ્મચારી ત્ય્હાં રહી બ્રહ્મને ભણે.
આશ્રમે વસતા'તા ત્ય્હાં શતશઃ બ્રહ્મચારીઓ.
હિમાદ્રિને નિહાળે, ને થાય હિમાદ્રિના સમા;
ગિરિઓ ગંભીર ધીર એમને આત્મ ઊતરે.
એમના આશ્રમધામે સરસ્વતી વસે સ્વયં.
દિગન્તોને નિહાળીને દિશા દિશા ગણી ગણી,
વાન્ચા'તા એમણે ક્યારા ષડ્દર્શન ચાર યોગના.
કહેતા'તા 'માહરો બ્રહ્મ વિરાજે છે દશે દિશે.'

દશે દિશા વસાવ્યાથી  દિશાસ્વામી કહે મહુ.
એક વેળા આશ્રમે એ  ગયા ચાર્વાકપન્થી કો;
પુણ્ય શું ? ને પાપ શું ? નો  વિતંડાવાદ આદર્યો :
गुणा गुणेषु वर्तन्ते  ભાખ્યુ એહ પ્રમાણમા.
પુણ્ય શું ? ને પાપ શું ? એ  શબ્દના મન્ત્ર સાંભળી
પૃથ્વીના ડોલિયા પાયા,  ગગનાં પૂર થંભિયાં.
આનન્દ્યાં આત્મઆનન્દે  પશુ ને પાપગોત્રજો.
આભરેખાવળો વાંચી,  વાંચી ભાવે દિશા દિશા,
વાંચી અગમ્યના ભેદ,  દિશાસ્વામી વદ્યા પછી :
'ગંગાને છે બે જ કાંઠા,  જમનાનેય બે જ છે;
બે જ છે નર ને નાર,  બે જ છે દેવદાનવો.
પ્રાય: માનવવંશે બે  વર્ણો સજ્જન-દુર્જન.
પુણ્યાળુ-પાપીના એવા  ભેદો છે બે સનાતન.
પ્રાયઃ પાપપ્રચારાર્થે  છે પર્યટન આપનુ;
આ તો છે પુણ્યવન્તાનો  આશ્રમ ગંગઘાટનો.
ઉદ્‌બોધવા ન આ સ્થાન,  સ્થાન છે જ્ઞાનશાસન '
'સત્યમ્ ; પુણ્યાળુ ને પાપી  બે વર્ણો છે સનાતન,
ત્હમો છો પુણ્યપન્થી, ને  પાપપન્થી છીએ અમો.
અમારો, કે ત્હમારો વા,  સંપ્રદાય કિયો મહત્?
પ્રશ્ન છે કપરો એવો ?  પૂછો માનવવંશને.'
બોલતાં ધ્રૂજવા છૂટયો  દેહ ચક્રાવમાં ચ્હડયો;
બોલતા કમ્પી ચાર્વાકી  ઢળ્યા ગંગતરંગમા,

પડ્યા જેમ પડે વૃક્ષ વર્ષાના વ્હેણપૂરમાં.
બે ભુજાએ ભરે વામ, તારાઓ તારવા પડ્યા.

પુણ્યાળુ થઈ ગંગાસ્નાને ગયા પુણ્યાળુલોકમાં.
બ્રહ્માવર્તે તીર્થક્ષેત્રે પધારેલા મહર્ષિઓ!

પુણ્યાળુ છો પુણ્યાત્મા છો, પુષ્પો છો પુણ્યદેશના;
તેજસ્વી છો બ્રહ્મતેજે, વર્ચસ્વી બ્રહ્મવર્ચસે

ખરે! છે જગતે વર્ણો બે જ, પુણ્યાળુ-પાપીના;
વેદો યોગો દર્શનો સૌ શાશ્વત પુણ્યવર્ણીલા.

બ્રહ્મજ્ઞાન સદાચાર પાયા બે પ્રેમભક્તિના.
સદાચાર સંગે પ્રેમ, મહિમા સગ ભક્તિ હો,

તો જ સોહે જગતધર્મે હરિની પ્રેમભક્તિનો.
પાતંજલ યોગ છે પાયો, ને બ્રહ્મજ્ઞાન બેસણી;

પરાભક્તિ પ્રેમભક્તિ મ્હેલ છે મનુવંશનો.
લોકાર્થે વરસે મેહ, લોકાર્થે સરિતા વહે;

લોકાર્થે જીવન જીવે માનુભાવ મહર્ષિઓ.'

ચાલે સાગર-મેઘ સાગર કને કે મેઘપાળે વમી;
આનન્દો અવનીન્દ્રને નીરખીને સૌ નન્દ ને નન્દિની.
બ્રહ્માનન્દપ્રભે રસિક! રમજો, બ્રહ્માંડ બ્રહ્મે ભર્યું.
રૂહેજો શાશ્વત પ્રેમભક્તિજળમાં, પક્ષી હરિપ્રેમનાં!
વાવો, લોક લણે; ભરો, જન પીએ, આત્મા અપૂગ ન રૂહે.

## અધ્યાય ૪ : બ્રાહ્મણો વૈષ્ણવો

રોકે આભલને તટે ઊતરતાં નિર્માણનાં બાણને;
તોડે વજ્ર સમી વડી જ જકડી પ્રારબ્ધની શૃંખલા;
'થંભી જા ક્ષણ, આ જગત અવર છે' ત્હેં કારમા કાળને;
નીખે નેહથી નિત્યનિત્ય હરિને યોગેન્દ્ર એકાન્તિક;
વન્દે ગાય સ્તવે ગુણો શ્રી હરિના એ બ્રાહ્મણો-વૈષ્ણવો.

ને પછીની પૂર્ણિમાએ પૂર્ણ ચન્દ્ર પ્રકાશતો,
ફરતાં વૃક્ષવેલીને પાતો રસ રસાત્મક;
ત્ય્હારે સ્હાંજે કથા માંડી વાજસ્રવા ઋષિવરે:
બ્રાહ્મણો ને વૈષ્ણવોની, હરિની જગજ્જ્યોતની.

'મહર્ષિઓ મા'નુભાવ! બ્રહ્મની પૃથ્વીમૂર્તિઓ!
બ્રાહ્મણો વૈષ્ણવો એ તો બ્રહ્મનાં નયનો જગે.

દૃષ્ટિએ નયનોની એ જુએ છે બ્રહ્મને જગત.
એક વેળા હિમાદ્રિના હૈયાના ગંગઘાટથી

આવિયા જમનાઘાટે યોગીન્દ્ર શુકદેવજી:
જ્ઞાનીઓમાં મહાજ્ઞાની તાપસો માંહી તાપસ.

બેઠા જૈ વિશ્રામઘાટે ઉરે વિશ્રામ પામવા.
સાધ્વી સમી અણુરવે, વિયોગી યોગિની સમી,

નિર્મળા નમણી સૌમ્ય નિહાળી જમના જતી.
કાળની સેરના જેવી શામળી-ઊજળી હતી.

મન્દ મન્દ તરંગોના શબ્દને યોગી સાંભળે;
અનન્તા જળલ્હેરોના અક્ષરો યોગી વાંચતા.

અસારની સમીક્ષાઓ, જ્ઞાનગાંભીર્યનો મહા,
હૈયાભાર હતો હૈયે, ભાસતો ભાર ભમ્મરે
લોચનો લોચમાં ન્હોતી સ્વસ્થતા કો સમાધિની,
તારલાતેજસ્વી નેત્રો તારલાને નિહાળતા,
ફડફડે તડફડે આત્મામાં આત્મદીવડો.
પ્રભાતે તારકસ્નાને ઉદ્ધવજી પધારિયા,
આવ્યા'તા વ્રજયાત્રાએ દ્વારિકાનિધિનીરથી.
નિહાળ્યો વિશ્રામઘાટ તેજસ્વી યોગતેજથી,
શુક યોગીન્દ્રને નીર્ખી વન્દ્યા ભાવથી વન્દના.
પછી દીઠો હૈયાભાર મુદ્રામાં ને લલાટમાં
વદ્યા, 'યોગીન્દ્ર! ભાખો શી એવડી વિપદો પડી?
ગંગાથી જમના આવ્યા, શોધો છો શું અહીં? યતિ!
સંસારાગ્નિ તણા તાપ, ન હોયે કો યતાત્મને,
યોગી છો, ને તપસ્વી છો, બ્રહ્મના બ્રહ્મચારી છો'
'અહો ઉદ્ધવજી આપ! અહીં ક્યહાંથી? હરિસખા!
અધૂરો સાગર ભાસ્યો? કે એ સુવર્ણદ્વારિકા?
મ્હને તો સંસારભાર ચાંપે છે ચતુર્દિશથી,
શોધું છું જમનાઘાટે આત્માનું શાન્તિસાન્ત્વન'
આનન્દે આશ્ચર્યભાવે ઉચ્ચર્યા શુક જોગી એ
સુણી સાન્ત્વનના વેણ જ્ઞાની ઉદ્ધવજી વદ્યા:
'હરિ સિધાવ્યા વર્ષેક યાત્રાએ અગરેશની,
પછી એ અધૂરા સૂના ભાસ્યા સાગર દ્વારિકા.

આવ્યો છુ વ્રજયાત્રાએ પૂર્વનાં સ્મરણો સ્મરી;
થશે સગાથ સત્સંગ યાત્રામાં આપનો હવે.
શુક જોગી! અહો ભાગ્ય હુ તો માનુ છુ માહરું'
યોગનિષ્ઠ શુક જોગી, ને બ્રહ્મનિષ્ઠ ઉદ્ધવ,
ગયા પછી જમનાપાર વિયોગી વ્રજભોમમાં.
ભક્તોને અધૂરાં ભાસ્યાં જ્ઞાન ને યોગ ને તપ.
સૂની, સોહાગવર્જેલી, શૂન્યાત્મ, દુઃખિણી સમી,
વિયોગિની યોગિની શી, હતી એ વ્રજની ભૂમિ.
શ્રી હરિના સ્મરણોથી, પડેલા પાયપદ્મથી,
વિયોગના યુગમાંયે નિત્ય લીલુ હતું વ્રજ.
ન્હાળે ગોપસખા આભ, હીંમે હેલન્તી ધેનુઓ,
ઝૂરતા ઝાડનાં ઝૂંડો, ઝૂરે ઢેલડમોરલા.
ઘાટે ઘાટે જુએ વાટ ગુણોને ગાતી ગોપીઓ.
સન્તોનાં જ્યહાં પાયપદ્મો વિર્હી વૃન્દાવને પડ્યા.
વહી રહી વીજવેગે વીજ કો અંગઅંગમાં,
નમ્યા નેત્રો પ્રફુલ્લ્યા, ને ઊઘડી આત્મપાંખડી
પ્રગટી બાહુમાં પાંખો, પાયમાં જાગી પ્રેરણા
ઉચ્ચર્યા ઉદ્ધવઃ 'ન્હાળો ભોમ આ પ્રેમભક્તિની
કાળના મુખના જેવો પેલો કાલિન્દીનો ધરો;
જ્યહાં કાલી તણે માથે હર્ખે નાચ્યા હતા હરિઃ
કારમા કાળના કાળ, મહંકાળ હરિવર.
જમનાની ભમ્મર જેવો આ બન્સીવટનો તટ;

ત્રિલોકગાજન્તી બંસી હરિએ વાઇ'તી અહીં;
મીઠડી, સુધાઝરતી, જગે માધુર્ય ઢાળતી.
પેલો માંખણિયો આરો, તીર્થ શો જગપાવનો;
કીધો હતો વનમેળો, ખાધાં માખણમીસરી.
બાંધી'તી જમનાપાળ મહી મન્થનને હરે.
પૂણિમાના પુર્ણચન્દ્રે, નીતરી ચન્દ્રિકાતીરે,
રમ્યા હતા હરિ રાસ વ્હણે વૃન્દાવને વને:
બ્રહ્માંડના રાસ જેવો મહારાસ રચ્યો હતો.
બાળગોપો બંસી વાયે, આનન્દે ધેનુનાં ધણો;
ગરવી ગોપીઓ ગાય આયુષ્ભર હરિગુણો.
સુણો, નન્દ યશોદાજી ગાય ગોકુળચોકમાં.
નથી કો યજ્ઞની વેદિ, નથી જ્ઞાન, નથી તપ;
આહીરો ને આહીરણો પરબ્રહ્મ પ્રીછે અહીં.
પ્રેમભક્તિ તણી પાખે ઊડે આભે અનન્તમા.'
ઉદ્ધવ દાખવે તે તે નિહાળે શુકદેવજી;
નવલુ વ્રજયાત્રામાં જુએ, જાણે, અનુભવે.
જ્ઞાન ને તપ ઝંખાયાં પ્રેમભક્તિની જ્યોતમાં.
વિશાળી વૈષ્ણવતાથી રંગતાં શુકજોગીને
બોલ્યા એક મહામન્ત્ર ઉદ્ધવજી મહામતિ,
અને ભાખ્યું મહાવેણુ દ્વારિકાસાધુએ પછી:
'સાગરદ્વારિકા કેરો ને વ્રજનો સમન્વય
પૂર્ણેન્દુ શું પૂર્ણરૂપ દાખવે કૃષ્ણચન્દ્રનું.

યોગીન્દ્ર! સાગરતીરે પધારો દ્વારિકાપુરી.'
સુણી ઉદ્ધવની વાણી સમાધાની સમન્વયી
યોગેશ્વર હિમાદ્રિથી આવતાં અહીં માર્ગમાં
તોતિંગ મહાવૃક્ષાળું આવ્યું એક મહાવન.

એ મહાવનની કોરે વહે છે સરયૂ નદી;
પુણ્યસલિલા, વિશુદ્ધ વ્હેણથી જગપાવની.
ને કિરીટે ઊડતા'તા અયોધ્યાના રઘુધ્વજો;
દામ્પત્યનું પૃથ્વીતીર્થ, સ્વર્ગ જાણે સતીત્વનું.

મર્યાદા પુરુષોત્તમ એ, આ પૂર્ણ પુરુષોત્તમ,
એહ બેનો બ્રહ્મયોગ એ પરબ્રહ્મ પૃથ્વીમાં.

થાય ભાગીરથીજન્મ ગંગા ને જમના મધ્યે.
ભાગીરથી વહાવે છે ગોત્રોધ્ધારી ભગીરથો.

પછી ગયા જમનાઘાટે, રમ્યા રમણરેતીમાં;
શોધી શોધી, અને ચુમ્બી હરિની પગલી પડી.

કરાવ્યુ જમનાપાન ઉદ્ધવે શુક જોગીને;
થયાં એ જમનાપાને દર્શન લોકલોકનાં;

અને ન્હાવ્યા લોકલોકે રમન્તા શ્રી હરિવર.
એમ ત્ય્હાં વૈષ્ણવ કીધા ઉદ્ધવે શુક જોગીને.

બ્રાહ્મણ-વૈષ્ણવ કેરો સાધ્યો સૌમ્યે સમન્વય.
જગતકુંજે ઘડી વાગી ભાગવતના મુહૂર્તની.

જોઈ જમનાનુ વ્હેણ, સાંભરી સરયૂ નદી;
અને સરયૂને તીરે અયોધ્યાનગરી ઊભી.

જોગીને જમનાઘાટે સાંભર્યાં રામ ને સીતા;
ભાખ્યાં પૂર્વભાખ્યાં વેણ ઉદ્ધવને જગજોગીએ.
ને પછી અપ્સરાજેતા સાગરદ્વારિકા ગયા;
નિહાળ્યો સાગરપાટ, નિહાળ્યો જગછેડલો;
બેસી ભૂશિરને શૃંગે શ્રી હરિની કથા કરી.'
વિરામ્યા હરિવાર્તાથી વાજસ્રવા ઋષિવર;
સન્ધ્યાયોગે ક્ષણ જેમ વિરામ્યા'તા સમીરણો.
અંજલિ અંજલિ અર્પ્યું જમનાપાન મહર્ષિને;
જગના બ્રાહ્મણોને એ હતી વૈષ્ણવઅંજલિ.
પછી ભાખ્યો કથાસાર, સાર છે જે ત્રિકાળનો—
'પ્રકાશે મણિની જ્યોતે બે શબ્દો શબ્દકોશમાં,
બ્રાહ્મણો-વૈષ્ણવો; ત્રીજો વાંચશે ત્રીજી આંખડી.
વિશાળી વૈષ્ણવતાની પાંખો બ્રાહ્મણ-વૈષ્ણવો.
બ્રાહ્મણો બ્રહ્મનું ધામ, બ્રાહ્મણો તીર્થ બ્રહ્મનું;
વૈષ્ણવો હરિની વેણુ, વૈષ્ણવો હરિમન્દિરઃ
નવભાગવત જન્મે બ્રાહ્મણવૈષ્ણવયોગથી.
બ્રાહ્મણ-વૈષ્ણવ કેરો વિરલો યોગ વિશ્વમાં;
'એ જ બ્રાહ્મી સ્થિતિ, સૌમ્યો ! ન મોહે કોઈ પામી તે'*
માણે મંડળમન્ત્ર શાસ્ત્રસુરભિ બ્રહ્મજ્ઞ બ્રહ્મર્ષિઓ,
એવા બ્રાહ્મણ બ્રહ્મપુત્ર ગરવા ગાયત્રીના ગોત્રના;
આનન્દી રસરૂપના હરિરસે પીયૂષ પીએ સદા,

*ભગવદ્ગીતા અધ્યાય બીજો, છેલ્લો શ્લોક

એવા વૈષ્ણવ સન્તભાગવતના બ્રહ્માંડસોહામણા;
વિશ્વે બ્રાહ્મણવૈષ્ણવો પ્રસરતા બ્રહ્મપ્રભા બ્રહ્મની.

## અધ્યાય ૫ : પ્રેમયોગી

આનન્દે હરિપ્રેમયજ્ઞ પ્રગટે આયુષ્યની વેદિએ;
હોમે સંતત ઇન્ધનો વિરહનાં શુદ્ધિવિશુદ્ધિઘૃતે;
પૂજે પુણ્યજળે રસેશ્વર હરિ યાજ્ઞિક એ યજ્ઞનો;
ભાળે શાશ્વત પ્રેમભક્તિનયને બ્રહ્માંડમાં બ્રહ્મને;
આત્મા ને પરમાત્મયોગ ઊજવે: એ પ્રેમયોગી જગે.

પૂર્વસ્મરણો સંભારી ઉદ્ધવજી વ્રજે ગયા;
સાગરદ્વારિકા પ્રત્યે સિધાવ્યા શુકદેવજી.

આત્મઅધિકાં બન્નેને હરિનાં હરિધામ એ.
યોગીને પગલે પગલે વિશાળું ભાસતું જગત;

દિશે દિશે જગતમાંહી ચિન્તવે હરિદર્શન.
એકદષ્ટ એકલક્ષ હતા એહ મહામુનિ.

ઓળગી ડુંગરધારો, વટાવીને વડાં વનો,
ગયા પુષ્કરણીતીરે પુષ્કરે ગિરિઘેરમાં.

રાતાં નીલાં સોનપદ્મો ભરેલાં એ સરોવરે;
નીરની લહરો લ્હેરે ઉરની ઊર્મિઓ સમી.

વિશ્રામ થાકનો લીધો ઘાટની દેવડી મહીં.
નીતરી એહ સંધ્યાએ દૂર પશ્ચિમદેશથી

ઘાટની સ્ફટિકપાળે   આવ્યા એક અતિથિ કો.
સ્કન્ધે કાવડનાં પલ્લાં,   શ્રી હરિ અંગઅંગમાં.

જળને ભાતરે જોતા,   સાયંકાળે સમાધિમાં,
આત્મામાં આત્મપ્રોયેલા,   જોયા ત્ય્હાં શુક જોગીને.

આત્માનન્દે નિજાનન્દે   આનન્દે પરમાત્મમાં.
કંઠ નામી નમ્યા પ્રેમે,   ને કીધી પાયવન્દના;
ભીડ્યાં નેત્રો ઉઘાડીને   કહ્યું 'કલ્યાણ' જોગીએ.
પૂછ્યું 'ક્ય્હાંથી પધારો છો? યાત્રાએ કઈ સંચરો?'

ખિરાજી સરની પાળે   આગન્તુક વદ્યા પછીઃ
'વાટનો છું વટેમાર્ગુ,   હરિનો છું હરિજન;
રંક છું જુગના જોગી!   ઊડન્તું જગનું અણુ.
પ્રેમમાં હરિ પેખું છું,   પ્રેમયોગી કહે જનો.

ભરી જમનાની હેલ   ગોમતીને ન્હડાવું છું;
અને આ ગોમતીહેલ   ન્હડાવું જમનાજીને.

વ્રજનો ને દ્વારિકાનો   જગતે યોગ દાખવું;
કાલિન્દી-અબ્ધિનો યોગ   હરિનો હરિયોગ છે.

ધ્રુવને દેશ યાત્રાએ   અમરેશે હરિ ગયા;
જાઉં છું વ્રજયાત્રાએ   ભરીને મ્હારી કાવડી.

આપ તો છો વ્યાસપુત્ર,   ચન્દ્રકે છે હિમાલય;
પ્રેમી છો, ને યોગી છો, ને જ્ઞાની છો, ભક્તરાજ છો;
ભાગવત મુખપાઠે છે,   ક્હો છો ભાગવતી કથા.
હું તો છું હરિની પીપી,   આપ છો હરિની તૂરી.'

સુણી વિનયનાં વેણ   બોલ્યા શુક મુનીશ્વર :
'યોગ્ય છે, શબ્દ શોભે છે   હરિના હરિભક્તને;
વગડે છો વટેમાર્ગુ   હરિની જગવાટના.
ભરો જમના પલ્લાંમાં,   સાગર કાવડે ભરો.
મળ્યા છો પુષ્કરરાજે   પૃથ્વીના પુષ્પગજ શા;
જ્ઞાની તપસ્વી ત્યાગીનું   કેન્દ્ર છે પ્રેમયોગીઓ.'
બોલ્યા પછી પ્રેમયોગી   સુણી એ બિરદાવલિ :
'જગે જોગેશ! ભાસે છે   હજી એક અધૂરપ;
ઝંખું છું બ્રહ્મને, ત્હોયે   આત્મયોગ થતો નથી.
પ્રાર્થું છું બ્રહ્મસંબંધ,   કરાવો, જોગીરાજજી!'
પુષ્કરની પુષ્કરણી   ભાવથી સાંભળે સ્તવે.
કહે જોગી : 'પુણ્યાણુ છો,   યોગી છો પ્રેમયોગના;
કરો જાગરણ આજ રાત્રે,   ચન્દ્રનું ધ્યાન ધારજો :
પ્રભાતે તારકસ્નાને   બ્રહ્મસંબંધ સાધશું :
પ્રેમના પ્રેમયોગીને   નથી કૈં દોહ્યલું જગે.'
એ રાત્રે પુષ્કરઆરે   ચન્દ્રે ચન્દનીને ઝરી,
ઉજ્જવળાં થયાં નીર, ને પ્રફુલ્લ્યાં રાત્રિપોયણાં,
ત્ય્હારે પુષ્કરણીતીરે   કરે બે જોગી જાગરણો.
દૃષ્ટિથી તારલા વીણે   ગૂંથે કિરણને ગુણે;
નેત્રોની દૃષ્ટિથી સાધે   ચન્દ્ર શું ચન્દ્રત્રાટક.
મધુમીઠાં થયાં નીર,   ચન્દ્રિકા થઇ ઉજ્જવળી.
અને પછી પ્રાતઃકાળે   પહેલ્લાં કિરણો ફૂટચે,

તારકસ્નાનની વેળે, પદ્મપુષ્કરણીતટે,
હિમાદ્રિના જોગીરાજે બ્રહ્મસબંધ સાધિયો.

શ્રવણે શ્રુતિ ઉદ્‌બોધે, નેત્રે નેહ, વધ્યા પછી:
બ્રહ્મનો બ્રહ્મસંબંધ પાંખ છે પ્રેમયોગીને.

કીધું છે પ્રેમયોગીજી, નિજનું સર્વસમર્પણ;
શુદ્ધિવિશુદ્ધિ સ્થાપ્યા છે આત્માની પુણ્યક્યારીએ.

બ્રહ્મસંબંધનો મન્ત્ર, યોગકાન્ત અનુપમ,
યાત્રિક! વ્રજયાત્રામાં રટજોજી પદે પદે.

યજ્ઞાનાં જપયજ્ઞોડસ્મિ કહે છે સ્વમુખે હરિ.
એહ છે શ્રુતિનો સાર એહ ઉદ્ધાર આત્મનો'

ને સ્હવારે સૂર્ય ઊગ્યે પુણ્યાણુ પ્રેમયોગીજી
સિધાવ્યા વ્રજયાત્રાએ ઉદયાચળ શોધવા;

મુખે શ્રી હરિનો જાપ, સ્કન્ધે સાગરકાવડી,
પાયમાં વરેણ્ય ભર્ગ પૃથ્વીએ સૂર્ય પાથરે;

વૃન્દાવન ને જમના આઘે આઘેથી આદરે.
વસે શ્રી હરિ હૈયામાં પુણ્યાણુ પ્રેમયોગીને.

ને એ પુષ્કરણીતીરે રમ્ય ત્રિરાત્રિઓ રહી
ત્યાગી વૈરાગી શુક યોગી દ્વારિકાનગરી ગયા.

પાવના પ્રેમયોગીને પગલે પગલે સ્મરે.
'શી હતી જ્યોત મુદ્રાની! શી અનલેની આંખડી!

દૈયે કેવા મેઘભાવ! મુખની કેવી માધુરી!
જતા અનન્તને આરે માર્ગે દેવવિમાન શા

કેવા આભલમાં ઊડે   હિમાદ્રિને ઉલંઘીને!
પૃથ્વીપન્થે પ્રેમયોગી   પ્રેરણા કેરી પાંખ છે.
રાજેશ્વરોમાં રાજર્ષિ,   યોગીન્દ્ર યોગીવૃન્દમાં,
શ્રી હરિ યોગેશ્વરનું   અણુ વા પરમાણુ વા.’
સ્મરતા પ્રેમયોગીને,   વન્દતા આત્મવન્દના,
ભાગવતી શુક જોગી   પધાર્યા દ્વારિકાદિશે.

મહાસાગર આમન્ત્રે   બોલાવતી દિશા દિશા;
ગિરિઓ નમણું આપે,   કેડી કાપે નદી નદી.

બ્રહ્મવર્તના મ્હેમાનો!   મુનીશ્વરો મહામતિ!
જવા હિમાદ્રિને શૃંગે,   કૈલાસે શંભુ પૂજવા,
માનસરના પદ્મોને   હેમાવન્તે ન્હડાવવા,
પાયનો વા, પાંખનો વા, પ્રેરણા વા, સુબુદ્ધિનો
પામવા પરમ શ્રેયસ્   પન્થ લેશો કિયો જગે?
સહસ્રધા હિમાદ્રિથી   કને—આઘે વસે હરિ.

પાય શી આપડી બુદ્ધિ   પાયરી પાયરી ચ્હડે;
આંખની દૃષ્ટિની પેરે   પ્રેમભક્તિ નભે ઊડે.

કવિની પ્રેરણા જેવી   ભક્તની એહ પ્રેરણા.
બુદ્ધિ છે પાંગળી, સુજ્ઞો!   ભક્તિની પ્રેરણાસૂની;
ભક્તિ છે વેવલી, સૌમ્યો!   નિર્મળા મહિમા વિના,
પુણ્ય ને મહિમા એ તો   પાંખો છે પ્રેમભક્તિની.
ચાલીને ચરણે ચરણે   કરે કો શાસ્ત્રવાચન,
મહાબુદ્ધિ ગ્રહે એહ   શાસ્ત્ર અક્ષરઅક્ષર;

માસો સંવત્સરો વીત્યે દૂહોવાયે સારદોહન.
ચન્દ્રલોકે, સૂર્યલોકે, દીપ્ત તારકલોકમાં,
આભ ને અનન્તલોકે, સત્યલોકે સનાતન,
અને અનન્તની પાર બ્રહ્માના બ્રહ્મલોકમાં,
પ્રેમે પામે પ્રેમયોગી અગ્રપૂજા યુગે યુગે:
પાટવી યોગેશ્વરનો, પ્રેરણા પૃથ્વીલોકની.
વૃન્દાવને સાગરે છે રસરૂપો રસેશનાં.
રમે વૃન્દાવને રમ્ય રસીલો રસસુન્દર;
સાગરિયો સાગરે ગાજે ગૂઢ ભવ્ય નિધિ સમો.
શ્રી હરિનાં સ્વરૂપોમાં યોગીન્દ્રોનાય યોગીનું,
રસેશ્વરનાં રૂપોમાં મેઘ સમું રસેભર્યું,
એ તો યોગેશ્વરરૂપ, યોગીઓને પરમ્ પ્રિય.
બ્રહ્માનન્દ રસાનન્દ વહાવે જગતી-તલે.
બ્રહ્મનો બ્રહ્મસંબંધ એ પ્રેમભક્તિયોગ છે.

મુદ્રા માહીં પવિત્રતા પુનિતતા, નેત્રો સુધાના ઝરા,
વાંછે વિશ્વવહન્ત સન્તહૃદય ત્રૈલોકય-કલ્યાણને;
જે યોગીશ્વર અગ્નિહોત્ર પ્રજળે પ્રેમાગ્નિનો પ્રોજ્જ્વળ,
બ્રહ્માનન્દ અખંડ જે અનુભવે હેતે હરિદર્શને.

## અધ્યાય ૬ : હિમાદ્રિનો સન્દેશો

ચાલે પાય, વહે દિગન્ત નયનો, આત્મા ઊડે આભમાં,
નાના રંગ અનુભવે; જીવન છે યાત્રા અહોરાત્રની;

ને અન્ધાર પ્રભા પ્રભાત રજની સોહન્તી સન્ધ્યા સમાં
પૃથ્વીશોભન પાથર્યાં અવનીમાં તીર્થો પરબ્રહ્મનાં;
ઘૂમે ઘૂમડી માનવી જગતમા યાત્રી મહંકાળનો.

એમ આયુષ્યના આરે ધર્મે ધ્યાને દિનો જતાં;
બ્રહ્માવર્તે બ્રહ્માનન્દ માણુના'તા મહર્ષિઓ.

ફોરતી'તી આર્યાવર્તે સુગન્ધો યજ્ઞજ્યોતની.
પ્રાતઃકાળે યજ્ઞ થાય, સાયકાળે કથા થતી;

વીતતી જ્ઞાનચર્ચામાં રૂમઝૂમતી રાત્રિઓ.
ઋષિવરો રમતા'તા અખંડાનન્દને ઝરે.

વીણીને ઝાડનાં ઝુંડો વનરાજી વીણી વીણી,
ઈન્ધનોના ઢગ કીધા હેલો ભરી'તી આજ્યની.

હોમતા'તા હવિરૂપે પડેલાં વનનાં ફળો;
હોમતા નિજ હૈયાની કામના-વાંછના મહીં.

શતધા યજ્ઞકુંડોની ઊડતી જ્વાળજ્યોતિઓ;
ધૂમ્રના ધોમની ધીંગી વાદળે વાદળી થતી.

બ્રહ્માવર્તની બ્રહ્મવાર્તા જઈને જગને કહે;
ઉચ્ચરતા મહાનાણે 'ષડ્માસી યજ્ઞ છે અહીં.'

કોક વેળા મેઘનાદે, કોકદા ઘોષઘોષથી,
કોકદા સાગરશબ્દે, મન્ત્રોચ્ચાર થતો હતો.

ઉમંગે જનતા આવે આઘે-આઘેથી ઉત્સવે;
કોડકોડામણાં જાય દર્શને નરનારીઓ.

સન્ધ્યાએ આરતીવેળા ગાજે જનો વનો ઘનો.
યજ્ઞાવળે બ્રહ્માવર્ત ઠલવાતી દિશા દિશા.
સામવેદી યજુર્વેદી ઋગ્વેદી વેદમૂર્તિઓ,
પૃથ્વીના સૂર્યરાજો શી, યજ્ઞોત્સવે પધારતી.
ચાલતા ચન્દ્રમા જેવી આવે ગાર્ગીની પુત્રીઓ;
ગંગા જમના સરયૂ આવી શું નારીને રૂપે.
પ્રફુલ્લ્યાં વૃક્ષરાજોમાં વહે વિદ્યુલ્લતા સમી.
કરે નરના નારીના ધર્મોનુ ધર્મમન્થન.
વિષ્ણુના ને લક્ષ્મીજીના ઉછેળે વંશવૃક્ષને.
આમન્ત્યા વૃદ્ધની પાળે ધીર-અધીર જોબન;
ન કોઇ યે ઉથાપે ત્ય્હાં મર્યાદા તપ-જ્ઞાનની.
પૂજાતી'તી પૂજ્યભાવે દૈવી આત્મવિભૂતિઓ.
એકદા આમ્રલમાંથી સૂર્ય અસ્તાચળે જતો,
ધેનુનાં ધણની ઘેરી ઊડે ગોરજ, ત્યાહરે
ગંગાના પુણ્યઘાટેથી આવ્યુ મહર્ષિમંડળ;
સોએક જ્ઞાનતપના યજ્ઞનાથે મહારથી.
હેલન્તું હસ્તિનું ઝુંડ પધાર્યું યજ્ઞમંડળે.
'પધારો, પુણ્યવન્તાઓ! કરો પુણ્યથી પાવન;
લોકકલ્યાણનાં તીર્થો, પૃથ્વીપાવન યજ્ઞ છો;
સોતો શ્રેયમ્‌ના,' વદ્યા વાજસવા મુનિ.
'થશે મહામહિમાળો અમારો આ મહોત્સવ;
બ્રહ્માવર્તમંડળને કૃપા કીધી, કૃપાધના!

ગંગા છે તપનું તીર્થ, ને બ્રહ્માવર્ત યજ્ઞનું'
એકે પૂછ્યું, 'જમના ને ગંગાના મહિમા કહો.'
'રાત્રિએ જ્ઞાનચર્ચામાં ચર્ચીશું' કહે મહામુનિ.
ને પછી રજની આવી રમન્તી નભઆંગણે;
અંગે તારાટપકીનું મોહન્તું શ્યામ ઓઢણું;
આશ્રઉઘાડમાં ત્ય્હારે મળ્યુ મહર્ષિમંડળ :
જ્ઞાનીઓ જ્ઞાનમુદ્રાળા, તેજસ્વી તપતેજથી.
અને પછી યજ્ઞપાળે ઊભા એક ઋષિવર;
ગૌરવી ગંગાતટના, મેઘભાવી, મહૌજસ.
ને વદ્યા વ્યોમઉદારાઃ 'ગંગામાનો સપૂત છુ;
રહોયે જમના મૈયાનો પ્રીછું છું મહિમા મહત્
સૌમ્યો! સાધો! દેવીતીર્થ હિમાદ્રિની ભુજાલતા
અંજલિ કરીને ઊભી, એ ગંગાજમના થઈ.
જમના જગતારિણી, જાહ્નવી જગપાવની.
જમના પ્રેમની જ્યોતે, ને ગંગા જ્ઞાનગૌરવે;
જમના ભક્તિનું તીર્થ, ગંગા તપનું તીર્થ છે.
ગંગા છે તપ ને જ્ઞાન, જમના પ્રેમ-ભક્તિ છે.
ને પછી ઘાટ બન્નેને પુણ્યપાવન ભારતે
લોકકલ્યાણને અર્થે લોકે અવતર્યા હરિ.
ઊભાં છે જમનાતીરે ત્ય્હાં ઇન્દ્રપ્રસ્થ-ગોકુળ;
ગંભીર ગંગના ઘાટે અયોધ્યા-હસ્તિનાપુર.
ઇન્દ્રપ્રસ્થે પાંડવો, ને કૌરવો હસ્તિનાપુરે;

રાઘવેન્દ્ર અયોધ્યામાં ને કૃષ્ણચન્દ્ર ગોકુળે:
બ્રહ્મભીનાં એ નગરો પુણ્યનાં પારણાં હતાં.'
'તો કશા કારણે થાય અવતારો અવની પરે?
દાખો એ ગુહ્યનુ ગુહ્ય, ભાખો એ, મુનિસત્તમ!'
પ્રશ્ન ઋષિસભાને એ પૂછિયો એ ઋષિવરે.
પ્રજ્ઞાના આભમાં ન્હાતું, ગહરુ, જ્ઞાનગંભીરું,
તારામંડળના જેવું, હતું એ ઋષિમંડળ:
મૌન એ ત્હોય તેજસ્વી, ગમ્ય ત્હોયે અગમ્યમાં.
પછી યૌવનનુ પૂર ધીરે ધીરે પૂરે ન્હડલ્યું;
છલકયું ને છલબલ્યું, ભરતી પેર ઊછળ્યું.
ને પછી ગાઢ ગોરંભો ઘેરાયો અન્તરિક્ષમાં;
વહ઼ન્તી વીજળી જેવી શબ્દાવળો સ્ફુરી રહી.
આષાઢી મેહુલા જેવા ઊઠયા વાજસવા ઋષિ;
ફોરન્તી યજ્ઞજ્વાળા શા ઊભા જે યજ્ઞપાળમાં;
અને વર્ષ્યા મેઘ જેવા મેઘકંઠે મહામુનિ.
'અહો જોબનઝૂલન્તા! અધીરાઓ અધીરપે!
ન મ્હોરે વા, ન પાકે વા, આમ્રરાજ ઉતાવળે.
ન સંપૂર્ણાય વર્ણાય યાત્રાયે એક ચન્દ્રમાં.
પૃથ્વીજીવન યાત્રા છે, યાત્રી માનવવંશી સૌ.
આવે છે સહુ યાત્રાએ, જાય યાત્રા પૂરી થયે.
શ્રી હરિ પૃથિવીઘાટે ઘૂમે છે તીર્થતીર્થમાં;
તેથી દેવો તીર્થયાત્રા કહે છે કૃષ્ણજીવન.

જ્યાહરે જ્યાહરે પૃથ્વી પોકારો કારમા કરે,
જનોમાં જગતે જન્મે ત્યાહરે ત્યાહરે હરિ.
અધમોદ્ધારને કાજે, પૃથ્વીની પીડ ટાળવા,
પાપના પુંજ ધોવાને, પુણ્યના ફાલ ફોરવા,
લોકકલ્યાણને કાજે, જન્મે છે જગતે હરિ.
હરિ નોધારાઆધાર, પ્રેરણા છે મહર્ષિની;
હરિ સંસારના સાર, હરિ ઉદ્ધાર આત્મના.'
પછી એહ સાયંકાળે યજ્ઞની આરતી થઈ;
પૃથ્વીના આક્રન્દ જેવી, દિશાઓના પુકાર શી;
આભલ ફાટશે જાણે, જાણે અવતરશે હરિ.
એમ જતાં જતાં વરષો આવી પૂર્ણાહુતિ તિથિ;
વાજસ્રવા મહર્ષિનો થયો મહા મહોત્સવ.
બ્રહ્માવત હતી એહ પૂર્ણિમા પૂર્ણચન્દ્રની.
યજ્ઞનારાયણ કેરી જ્વાલાઓ જગ ઊડતી;
બ્રહ્મને હવિ દેવાને જતી'તી બ્રહ્મલોકમાં;
ત્હારે કૈલાસ ધામેથી આવ્યુ હિમાદ્રિમંડળ.
નિયતાત્મા, સ્થિતપ્રજ્ઞ, હતા બ્રાહ્મી સ્થિતિસ્થિત.
નેત્રે પીધી યજ્ઞજ્વાળા યજ્ઞભસ્મ લલાટમાં;
વાજસ્રવા મુનિ વન્દ્યા, પ્રણમ્યુ મહર્ષિમંડળે.
અને પછી મન્દ મન્દ હિમાદ્રિ હોય બોલતો,
કે વહે ગંગની ધારા ઊર્મિ ઊર્મિ ઉછાળતી,
એહવા ગહરા કંઠે કૈલાસી સન્ત ઉચ્ચર્યા.

ને સન્દેશો હિમાદ્રિનો સુણે મહર્ષિમંડળ;
થતું હતું બ્રહ્માવર્ત મહાભાગ મહામતિ.
'મૂર્તિ માનવપ્રજ્ઞાની! પૃથ્વીદેવો ઋષિવરો!
ધન્ય છો, ધીમતા છો, ને ધર્મના છો ધુરન્ધર.
સર્વસાક્ષી સર્વસ્વામી સર્વદ્રષ્ટા સ્વયંભૂએ
કૈલાસીએ કહાવ્યો છે સન્દેશો એક ભાવિનો..
રીઝયાં છે ષડ્‌માસી સત્રે દેવદેવાંગના દિવિ.
ફળશે યજ્ઞાવળ આ મહીતલે મહાફળે;
ધર્મ વાવ્યે ધર્મ ફાલે; આનન્દજો સુબુદ્ધિઓ!
મુક્ત કંઠે કરો મુક્તો! હરિનું ગુણકીર્તન.
આઘે આઘે કોક યુગે, વિશાળા કાળને તટે,
પ્રભાળું પ્રભાત પડશે પુણ્યાળુ પ્રેમભક્તિનું;
ત્ય્હારે નવસ્મૃતિ લોકે ગવાશે નિત્યધર્મની;
ત્ય્હારે' નવઅગમ્યવાદ ઉચ્ચારાવશે હરિ.
ત્ય્હારે તાર્તમ્ય લેવાશે— મીમાંસા કાજ મન્થન;
ને નવભાગવતની પ્રેરશે હરિ પ્રેરણા.
બ્રાહ્મણ ને વૈષ્ણવનો, ભક્ત ને કાવ્યયોગીનો,
શાસ્ત્ર ને કવિતા કેરો, થશે ત્ય્હારે સમન્વય,
નિદ્રાજાગ્યું જગત્ જોશે ત્ય્હારે સમન્વયી યુગ.
પ્રેરણાળો પારાશર્ય જન્મશે વ્યાસવંશમાં,
આવશે અપ્સરાજેતા કો નવશુકદેવજી,
નવભાગવત ત્ય્હારે આવશે અવનીતલે;

વેદસંહિતાની છાયા હરિની હરિસંહિતા.'
પોકારો પૂરબ્રેમના દિશદિશે કીધા દિગન્તે જતા,
પૃથ્વીએ પ્રણમી, પુનઃ પ્રણમીને પ્રાર્થ્યા પરબ્રહ્મને,
મૃત્યુલોક પીડ પડ્યો કલિ સમા કાલિન્દીના કાળથી;
લોકાત્માની વડી અનન્ત તરસી ત્હારે વ્યથા સાંભળી
બ્રહ્માનન્દન ધામથી અવતર્યો બ્રહ્મેશ બ્રહ્માંડમાં.

## અધ્યાય ૭ : જગત્વાંચતા જ્યોતિષી

હરિ! એક દિન આવશે અલૂણો, કે આત્મજ્યોત જગાડજો;
જગતત્યાગ–સોસંન્યાસથી સલૂણો, કે બ્રહ્મગાર ઉઘાડજો.
હરિ! દેહદીવડો બુઝાય જ્યહારે, કે આત્મજ્યોત જગાડજો;
આભલપાર એ ત્રિલોકીતીર ત્હારે, કે બ્રહ્મગાર ઉઘાડજો
હરિ! આવશે અચૂક વિદાય વેળા, કે આત્મજ્યોત જગાડજો;
ડંકો વાગ્યે કુચ કરવાની એકલા. કે બ્રહ્મગાર ઉઘાડજો.
અવધ આવ્યે જગતવાડીઓમાં રમતાં, કે આત્મજ્યોત જગાડજો;
સ્નેહી–સ્વજનગણને જાશું નમન નમતાં, કે બ્રહ્મગાર ઉઘાડજો.
હરિ! એક દિન ઊગશે અધૂરો, કે આત્મજ્યોત જગાડજો;
જગને કડવો, યાત્રાળુને મધુરો, કે બ્રહ્મગાર ઉઘાડજો.
હરિ! જગતમાંથી જનારાએ જાવું, કે આત્મજ્યોત જગાડજો;
રહે જગે સૌ તે હરિ! ત્હને ભળાવું, કે, બ્રહ્મગાર ઉઘાડજો.
હરિ! ચન્દ્ર, સૂર્ય, આભ, વદી દેવો, કે આત્મજ્યોત જગાડજો;
પરબ્રહ્મપુરનો મહામાર્ગ લેવો, કે બ્રહ્મગાર ઉઘાડજો.

હરિ! એહ પૃથ્વીત્યાગ કેરા પરવે, કે આત્મજ્યોત જગાડજો;
એવું કરજો નવ જવાય કે, અધરવે, કે બ્રહ્મબાર ઉઘાડજો.
હરિ! છેલ્લીવેલ્લી યાત્રાના સંજોગે, કે આત્મજ્યોત જગાડજો;
આયુષ્યસકેલન કેરા મહાયોગે, કે બ્રહ્મબાર ઉઘાડજો.

આત્માનન્દી! પધારો હરિરસ ઝીલવા, આજ વિદાયપર્વ;
જીવન્મુક્તો! વધાવો જીવન-જીવનથી, નન્દિની-નન્દ આવો,
ગાઓ આનન્દગીતે હરિગુણ, રસિકો! ગાય બ્રહ્માંડભાવે.
ગાઓ હો! મુક્ત કંઠે રસરૂપ હરિને, જાગશે આત્મજ્યોતિ;
પુણ્યાળુ પ્રેમભક્તિ અસીમ વિચરતી ખોલશે બ્રહ્મબાર.

એકદા કાળને કાંઠે, કાળના કોક યોગથી,
આવ્યા હતા કાળવેત્તા જ્યોતિષી જગવાંચતા;
જાણન્દા ભૂતભાવીના, પેખન્દા ગોપ્ય-અગોપ્યના.
દેશમાં રમતા રમતા પધાર્યા અમ આશ્રમે;
વિન્ધ્યાટવી-તળેટીથી, નર્મદા-નીરપારથી.
આંખડીમાં હતું ઓજસ્ વપુ ભરેલુ વર્ચસે,
ઓળા પ્રીછે, ભેદ ભાખે, વાંચે અનિલ આવતા.
ગ્રહનક્ષત્રના ભાવ, તારલાની તરંગતા,
ભાગ્યના ભરતીઓટ, મન્ત્રો સૂરજચન્દ્રના,
પેખે, ઝીલે, ભણે, ભાખે; રમે એ અક્ષરાવળે.
ગેબના કો હતા ગેબી, ભેદુ કો ભેદના હતા;
વિધાત્રી શું કરે વાતો, વિધિનો ગ્રન્થ વાંચતા.

આગન્તુક આવે એમ આવિયા અમ આંગણે;
પૂછિયુ કુશળી ક્ષેમ, ને વાર્તાલાપ આદર્યો:
'ભણું છું ને ભણાવું છું; ભણેલું ભાખું છું વળી;
જન્મોત્રી જગની જુગની, જોઈ જન્માક્ષરો, કહું.
આવ્યો છું સુણીને નામ, આકાંક્ષા દ્રવ્યની નથી.'
બોલતાં બોલતાં એને શબ્દના શેરડા પડે;
વાતમાં વાતમાં એનાં નેત્રો ચતુર્દિશે રમે.
માહરી ભાગ્યરેખાઓ જોતા'તા ભાગ્યપાટમાં;
નેણલે નિરખે-ભાખે મુદ્રાની મધુમાધુરી.
હસ્ત લીધો, હસ્તરેખા ન્હાળી ગંભીરતા ધરી;
પછી પોતે જોઈ જાણી ભમ્મરો કેરી ભેખડો.
'વર્ચસ્વી છો, તેજસ્વી છો, જ્ઞાની ગમ્યઅગમ્યના;
શ્રીહરિના લાડીલા છો, લક્ષ્મીના લાડીલા નથી.
લક્ષ્મીથીયે મહાકાય કોડીલા પુત્ર કીર્તિના;
દીસો છો આત્મસન્તોષી, આત્માનન્દી જગતહિતે:
સંસારી જોગીના જેવા, નવનૃસિંહના સમા.
હસ્તસ્થલીની રેખાઓ, જીવનની પદાવલિ,
અક્ષરો આયુષ્યકેરા, ઉચ્ચરે મન્ત્ર એક જ:
વીતશે હરિને ગાતાં અન્તિમ આયુદાયકો.
લણશો મા નીરનાં વ્હેણે, લખજો ગિરિઅક્ષરે.
વાવો, યુગયુગને વાવો; વાવો પાર્થિવથી પર;
વાવો લોકો લણે એવુ, વાવજો કાળખેતરે.'

સિધાવ્યા જ્યોતિષી એહ, જાણન્દા જગવાંચતા;
નર્મદાનીરની પાર, વિન્ધ્યાટવી-તળેટીમાંઃ
જાય જોગન્દર જેમ, સિધાવે જેમ ચન્દ્રમા,
ને પછી જોષીના જોષ કૈંક વર્ષે ખરા પડ્યા.

ઊગતા ને આથમંતાં વર્ષો વીત્યાં, દિનો ગયા;
સોહ્યલી દોહ્યલી રાતો પડી ને ઊપટી ગઈ.

કાળનિર્માણના યોગે જતો નિર્માણમાર્ગમાં.
પછી આવ્યુ દૈવદીધું મહાભાગ મુહૂર્ત એ;
કીધી દ્વારામતી કેરી તીર્થયાત્રા સજોડલેઃ
રૂક્મિણી શાં મણિબા, ને સંગમાં જ્યોતિ બાળકી.

સત્કાર્યાં દ્વારિકાલોકે નૃસિંહ ને મીરાં સમાં.
વસન્તે વસન્તોત્સવ ઊજવ્યો ફૂલડોલનો;
અને કીધી મહાપૂજા હરિની હરિમન્દિરે.
પધાર્યા હરિ હૈયામાં, હરિહૈયે અમે વસ્યાં.

હરિની લાડીલી કેરું કીધું ગોમતીદર્શન;
નિહાળ્યા સંગમતીર્થે સોહન્તા સંગમેશ્વર.

કોક ત્ય્હાં સાગર જેવા થાય સાગરદર્શને.
ગરવા ગોમતીઘાટે, રાત્રિએ-મધ્યરાત્રિએ,
કરી 'હરિદર્શન' ને 'વેણુવિહાર'ની કથા.
કીધી એ ગ્રન્થની લ્હાણી તુલસીદલના સમી.
મણિબાએ પધરાવ્યાં માતાનાં ફૂલ સાગરે;
એ ફૂલોનાં દ્વારિકાના સાગરે મોતીડાં થશે.

ચોકમાંથી ગોખમાંથી, વડા આભલથંભ શો,
હરિધ્વજ પેખાતો'તો જ્યહાં ત્યહાંથી હરિમન્દિરે.

પારસમણિની પેટી શી ઓખાની પાળ ન્યહાળીને,
બેટની મહેલાતોમાં પાળ ઓળંગી સંચર્યા.

રહે છે ત્યહાં રણવાસે હરિની પટ્ટરાણીઓ.
જ્યહાં શંખાસુરને માર્યો ઘાતીને ગુરુપુત્રના,

એહ શંખાસરે ઊભી નિહાળ્યો ભૂતકાળને;
પચ્ચાસ શતાબ્દીઓના શબ્દો ત્યહાં સંભળાય છે.

એહ જગમોહન ચોકે, દેશના હરિમન્દિરે,
બ્રહ્મચારીઓ સન્મુખે ગાયો ટેરાપ્રસંગને:

શ્રી હરિએ ગણિકાને દીધાં જ્યહાં દિવ્ય દર્શન.
બ્રહ્મચારીઓએ અર્પ્યાં હરિઉપરણા રીઝી.

વળતે દી નમતા પ્હોરે પાછાં વળ્યાં પ્રવાસીઓ;
દીઠી આથમતા પ્હોરે આથમતી હરિદ્વારિકા:

સૂર્યસોહામણી, સૂર્યઆયુષ્યાળી, મહાપુરી.
એમ યાત્રીઓએ યાત્રા કીધી જગતછેડલે.

પછી પ્રારબ્ધની પુત્રી દિગન્તે મૂકી દ્વારિકા;
પગલી પગલી પાછાં વળ્યાં પન્થક યાત્રિકો.

સંગાથે સંચરતો'તો શ્રી હરિનો મહાધ્વજ:
આભ-આધારના જેવો, પૃથ્વીના ધર્મદંડ શો.

દાદાને જ્યોતિએ દાખ્યો જગજ્જ્યોતિ સમો ધ્વજ.
હૈયાવાસી હૈયે બેઠો આંખથી આથમી ગયે;

જગાડી પ્રેરણાજ્યોત  શ્રી હરિના મહાધ્વજે.
આવ્યું આ વિરાટકાવ્ય  હરિની હરિસંહિતા.
યોગેશ્વરની ગાથા શું,  કાવ્યની કોડમૂર્તિ શું.
એકદા સાગરતીરે  સંધ્યાની સંધિકા રમે;
નિર્ખવા રમણા એહ  તારિકા ડોકિયાં કરે.
સખીઓ બ્રહ્માંડઘાટે  લેતી'તી બ્રહ્મરાસડા.
સુણ્યો મ્હેં એ મહાશબ્દ, હૈયાઅંજલિમાં ઝીલ્યો;
ગૂંથ્યો આ શબ્દમંત્રોમાં,  અર્પું છું જગને હવે:
વિશાળી વૈષ્ણવતાનો  ગ્રન્થ આ હરિસંહિતા.
સદ્ભાવી હરિનાં હો તે  આત્મજ્યોતે સુહાવજો.
શ્રી હરિએ એક કોલ  પૂર્વે દેવર્ષિને દીધો,
દેવો કેરા દેવદેશે  દેવા સન્દેશ અર્પિયો:
मद्भक्ता यत्र गायन्ति, तत्र तिष्ठामि, नारद!
આ ગ્રંથ છે હરિગીત,  ગાય છે જેમ ગોમતી;
હરિનો વાસ આ ગ્રંથે,  ગ્રંથ છે હરિમંદિર.
પાર્ષદો પ્રેમભક્તિના!  પધારો હરિપૂજને.
યથામતિ યથાશક્તિ  કીધું આ કાવ્યકીર્તન;
હિતાવહ હજો સૌને  હરિની હરિસંહિતા.

કોણે વાવ્યાં વનો આ? ઋતુઋતુ ફળતાં થોકથોકે ફળો દે;
કોણે ક્ય્હારે, ક્ય્હાંથી, જલનિધિ ભરિયો? રત્નરાશિ ભરેલો,
વેળા છે વાવણીની; મનુકુળ લણી લે વાવણી એવી વાવો.
આવે છે ગેબ ભેદી હરિવર જગતે લોકકલ્યાણ કાજે;
આનન્દો, વિશ્વવાસી! અખિલ જગત છે લોકકલ્યાણમેળો.

હાં રે હરિ આવે, જગત હરિ આવે;
હાં રે સંગ યુગની આનન્દધારા લાવે:
જગત હરિ આવે.

હાં રે ત્રિભુવનને જયતોરણો બન્ધાવો;
હાં રે આત્મસિંહાસને હરિ પધરાવો:
જગત હરિ આવે.

હાં રે મહંકાળ કાળગોત્રમાં પ્રમાણે;
હાં રે ગાય ગરવી ગિર્વાણ મહાવાણે:
જગત હરિ આવે.

હાં રે સ્તોત્ર બોલે અહોરાત્ર સૂર્યચન્દા;
હાં રે સુણો બ્રહ્મપગલીના પડછન્દા:
જગત હરિ આવે.

હાં રે પ્રેમભક્તિ કેરા પાર્ષદો! આવો;
હાં રે જગત જગવી હરિવરને ગાઓ:
જગત હરિ આવે.

હાં રે હરિ આવે, જગત હરિ આવે.

## અધ્યાય ૧ · સાન્ધ્યયોગ

કેસૂનાં વન દેવકાન્ત વિલસે કંકોળિયાં કેસૂડે,
ને વેરી ફૂલડોલનાં ફૂલ પૂરે રંગોળી કો પર્વની;
એ વેળા પિચકારીઓ ઊછળતી વાસન્તી ધારા વહે,
એવાં કંકુ ઢળી વસન્ત વિહરે વિશ્વે, નભે, સાગરે.

વસન્તવાઘે સ્હોતી સમી સન્ધ્યા;
મેદની ઊભી'તી ગહરી ને ઉજ્જ્વળી, મહામણિ શશિયરણન્ધી:
વસન્તવાઘે સ્હોતી સમી સન્ધ્યા.

કાળના લોઢ આમ અવિરત ઊછળે એવું કંઇકંઇક કહેતો,
પૃથ્વીની કોર બાંધી, જનતાની સીમ સાધી, સાગર લહેરિયાં લેતો:
વસન્તવાઘે સ્હોતી સમી સન્ધ્યા.

આઘે આઘે ન્હણે પશ્ચિમની પાળકોરે નભજળ-સંગમ થાતો.
મહાજળભરિયો એ રે! સાગરિયો અમ્ભોધિ આભમાં સમાતો;
વસન્તવાઘે સ્હોતી સમી સન્ધ્યા.

જલધિતરંગાવલિ ક્ષિતિજને છોગલે ધ્યાનસ્થ યોગીન્દ્ર જેવા.
સંકેલી પાંખડી સૌ પદ્માસન વાળીને બેઠા'તા દિનમણિ દેવાઃ
વસન્તવાઘે સ્હોતી સમી સન્ધ્યા.

તેજના અણુઓના વેરેલા રાશિઓ શી મખમલિયા સાગરપાળે,
ધર્મધુરન્ધરા રક્ષત વસુન્ધરા સુધર્મા સભા મળી ટોળેઃ
વસન્તવાઘે સ્હોતી સમી સન્ધ્યા.

ગ્રહો ઉપગ્રહો ને નક્ષત્રો તારલા–આભ શું આરે ઉતાર્યું!
તેજસ્વી બ્રહ્મર્ષિઓ, વર્ચસ્વી રાજર્ષિઓ, જોબનજોમ ભર્યુંભાર્યું:
વસન્તવાઘે સ્હોતી સમી સન્ધ્યા.

ગગનમંડળ માથે સપ્તર્ષિઝૂમખુ સ્થાપ્યુ છે એ મહામહેન્દ્રે;
ચહુમંડળ કેરા વૃદ્ધ સપ્તર્ષિઓ ઓહતા મધ્યવર્તી કેન્દ્રેઃ
વસન્તવાઘે સ્હોતી સમી સન્ધ્યા.

બ્રહ્મજ્ઞ બ્રહ્મર્ષિના, રાજજ્ઞ રાજર્ષિના પાદપ્રક્ષાલનો કરતો,
મધુરી મધુરી ધીરી ગભીરી લહરીએ સાગર અર્ઘ્ય નિર્ઝરતો'
વસન્તવાઘે સ્હોતી સમી સધ્યા.

કુંકુમ આભલીઓએ ગગન કંકોળિયા, ચન્દનની આરચા ચીતરી;
આભઉદાર, ને વ્યોમવિશાળા જળમા વસંતની પગલીઓ ઊતરીઃ
વસન્તવાઘે સ્હોતી સમી સન્ધ્યા.

જગતની જનતાનાં ભાગ્યનાં ભદ્રગીતા ભગવતી ગાતી'તી ગાયત્રી,
અખિલ બ્રહ્માડના ભાવિ કલ્યાણમન્ત્રો લખતી'તી વિશ્વવિધાત્રીઃ
વસન્તવાઘે સ્હોતી સમી સન્ધ્યા.

જલધિને આભગભીરાં, ગભીરો કો યોગ એ,
ને ગભીરા એ દ્વારિકાના આરા;
તારલામાં ચન્દ્ર જેવા, ડોલન્તા મેગળ જેવા,
દ્વારિકાધીશ ત્ય્હાં પધાર્યાઃ
વસન્તવાઘે સ્હોતી સમી સન્ધ્યા.

મેહની'ઊભી'તી ગહરી ને ઉજ્જવળી મહામણિ શશિયર બન્ધાઃ
વસન્તવાઘે સ્હોતી સમી સન્ધ્યા.

આંબે હતી મંજરી મ્હોર મ્હોરની ને નાંખતી કો કલબોલ કોકિલા;
વીરોનુ વીરત્વ વધાવવા વિધિ પ્હરોડ વ્હેલુ વહતો વસંતનું.
આષાઢીલો મેઘ સ્હડે દિગન્તમાં, આનન્દતો,મૂર્તિ મહાનતા સમો;
માહાત્મ્યમ્હોલા,સ્મિતભાવવેરતાઆવ્યાત્યહાંમેહુલપાવલેહરિ.

## અધ્યાય ૨ - મહાવિચારણા

સિન્ધુની તટવેણુ માંહી રમતા સિન્ધુતરંગો સમા
ઘૂમન્તા યદુમંડળે યદુપતિ આવી વિરાજ્યા; અને
તારામંડળ ચન્દ્રને નીરખી રૂહે, એવા હતાં નેત્ર સૌ.
ગોરંભ્યા ગિરિદેશમાં ગિરિ સમા સોહંત ત્ય્હાં શ્રીહરિ.

ને પછી સાગરવર્ણા હરિ — માનવસાગરે
ગાજંતા મીઠડા ઘેરા પૂછ્યું સાગરશબ્દથી :

'આ માર્ગશીર્ષનો ચન્દ્ર ચંદનચંદની ઝરે;
આજે એકાદશી પર્વ વ્યોમમાં વિલસે વડું.

ખીલી છે વિશ્વમાં સન્ધ્યા ઢાળે છે સન્ધિકા જગે;
પૃથ્વીમાં સાગરે આભે તેજઅન્ધાર પાથરે.

યદુવંશી! ચન્દ્રવંશી! વીરો! ને વડીલો વડા!
પુત્રો! પૌત્રો! સુહૃદ! સખા! આત્મજો ચન્દ્રવંશના!

અત્ય્હારે આ મહાયોગે શી છે મહાવિચારણા?'
ઢોળાયો પ્રશ્ન પૃથ્વીમાં, ઢોળાયો યદુમંડળે;

ઢોળાયો સાગરનીરે, ઉછાળ્યો સાગરે નભે.
દેવભાવી સ્વર્ગસત્વી ધર્મવર્ણા ધુરન્ધરા

એ સુધર્મા સભાએ ત્ય્હાં ઝીલિયો કૃષ્ણપ્રશ્નને
ને ચન્દ્રજ્યોત તેજસ્વી રામભદ્રે મહૌજસે

મેઘકંઠે કહ્યા શબ્દો મહાત્મા મેઘશ્યામને.
આ મહાયોગ ઊગ્યો છે આભ ને અવની ભરી;

ઢળે છે દિન રાત્રિમાં, તેજ અન્ધારમાં ઢળે.
ભવ્ય આ ભરતી ઓટ વિશ્વનો નિત્યનિત્યનો;
સુધર્મા નેણલે ન્હાળી એહ ચિન્તવતી હતી.'
એ બલભદ્રના શબ્દે સંકોર્યા વિશ્વઈન્ધનો;
ચન્દનકેસર રંગે એવી સન્ધ્યા ખીલી ઊઠી.
ત્ય્હાં તો સાગર ને આભ સન્ધ્યામાં ન્હાઈ ન્હાઈને
શોભિયા સાન્ધ્યતેજોમાં ઉજ્જવળા કૃષ્ણવર્ણના
ઊંડેરા આભના રંગો ઊઘડ્યા મેદનીમુખે;
અને ત્ય્હાં તો ઊગ્યો યોગ કોક મહામુહૂર્તનો.
સાગર શી દ્વારિકા શોભી દ્વારિકા સમ સાગર;
સાગર ને દ્વારિકો એમ સોહાવતાં પરસ્પર.
અન્તરિક્ષ ભરી છોળો તમસ્ તેજની ઊછળી;
સન્ધ્યાનાં એ મહાપૂરો સમાયાં કૃષ્ણનેત્રમાં.
સન્ધિકા જઈને વ્યોમે ઢળી તારલીઓ થઈ;
વેરાતા તારલા જેવાં જગતે કિરણો પડ્યાં.
'ધન્ય છો, ધીમતા છો, ને પૃથ્વીના છો પરાક્રમી;
કરો છો કૌતુકભાવે મહકાળવિચારણા.
ગાઢા અન્ધાર ને તેજ પાંખો છે કાળ કેરી બે;
પડે પડછાયા એના સમસ્ત વિશ્વમંડળે.
સ્હાજે સ્હાજે મહાતેજ ઢળે છે અન્ધકારમાં;
તેમ પ્રાતઃકાળે નિત્યે ઢોળાયે તેજમાં તમસ્;
તેજ એ આખડી ઝીલે, ને ઝીલે કાળી કીકીઓ;

ચાળી ગાળી પછી એહ 'પ્રાજ્જવળે ઉરઆત્મને.
હિમાદ્રિ પૃથ્વીને, એમ સૂર્યપ્રોજ્જ્વળ આત્મ એ
રશ્મિ નાંખી જગત્ પોષે વિશ્વપોષ્યો મહૌજસ
નદી નદે શમે સ્રોતો નદીઓ સાગરે શમે;
સમાયે સાગર આભે આભ શામે અનન્તમાં.
ભદ્રિકો ! ભવ્ય સન્ધ્યાના આ મહાયોગની વડી
તમ વિચારણા, વીરો! ધન્ય છે ધરણીતલે.
માટે સુકૃતને અર્થે વેદધર્મે વિચારીને,
સંધ્યોપાસન સર્જ્યું છે મહાયોગે ત્રિકાળના.'
'તો તો પ્રભો ! સુધર્માને સાયંસન્ધ્યા ઘટે હવે;'
કુંજમાં મોરલો બોલે, સભામાં એમ બોલ્યુ કો.
અને ઉત્સાહની છોળે બોલ એ વીરવાણુનો,
ધનુષ્ટંકાર શો, ગાજ્યો પ્રશ્ન એ પૃથિવી ભરી.
આભવર્ણા યદુનાથે આંખડી આભમાં ભરી.
બિરદાવી યદુબાળ, મહાત્મા કૃષ્ણ બોલિયા :
'સાચો છે, સ્તુત્ય છે પ્રશ્ન, પ્રૌઢા ચિન્તનુમાર શો.
ધર્મીલો ને ધર્મધીંગાં અને સન્ધ્યા ગમો મહા.
યાદવ ! યાદવો નિત્યે વર્તે સ્વધર્મપાળમાં,
વર્તાવે જનતા ધર્મ: સુધર્માનો સુધર્મ એ.
આયુષ્યે જેમ કૌમાર, યુવા, અસ્તની માધુરી,
પ્રાતઃ મધ્યાહ્ન ને સન્ધ્યા છે મહાયોગ દિનના.
એવી ત્રિકાળની સન્ધ્યા છે બ્રહ્મોપાસના મહત્

કો મહાચિન્તને જ્યહારે સુધર્મા હો પ્રવર્તતી,
મહાચિન્તન એ ત્હારે સન્ધ્યોપાસન દ્વિજને,
જેમ બ્રહ્મર્ષિને યજ્ઞ, જેમ તપસ્વીને તપ
યદુવંશી! મહાવીરો! શ્રોત્રીઓ ધીર ધીમતા!
બ્રહ્મચિન્તનમા છો તે છે બ્રહ્મોપાસના મહા
પ્રૌઢો પ્હોર પ્રભાનો કો, કિંવા અધઘડી-ઘડી,
વિશ્વચિન્તનમા વીતે, બ્રહ્મોપાસન એહ છે.
પૂછુ, ત્યહારે હવે, ભદ્રો! ન નિત્યનો, ત્રિકાળનો,
ધર્મપ્રશ્ન સુધર્માને? ચિત્તે ચિન્તવજો જ એ'
ને ગ્ણુદુદુભિ વાગ્યે વીરનેત્રો સ્ફુરી ઊઠે,
એ કૃષ્ણબોલથી એવા વીરનેત્રો સ્ફુરી ઊઠચા.
'પ્રભો! પૂછો ધર્મપ્રશ્ન, પૂછો, ધર્મધુરન્ધર!'
એકભાવે એકશબ્દે સુધર્મા ગાજી મેઘ શી
સન્ધ્યાની સન્ધિકા જેવા ગૂઢા સ્મિતે હસી પછી
સુધર્માના અધિષ્ઠાતા ઉચ્ચર્યા કૃષ્ણચન્દ્ર ત્ય્હા

જગ ભરી જલધિ સમુ પડયુ'તું, નહિ તમ, તેજ નહોતું સન્ધિકાએ;
ઝળહળ સુહવી સુધર્મ ધર્મા પછી સુહવ્યા નભચન્દ્ર, કૃષ્ણચન્દ્ર

## અધ્યાય ૩ · યુગદર્શન

આનન્દની આખલડી સ્ફુરાવીને, આનન્દની જ્યોતિ જમાવતા ઉરે,
આનન્દશબ્દે હરિ ઉચ્ચર્યા પછીઃ આનન્દ બ્રહ્માંડભર્યા વીણી વીણી.

હા! હતી એ તિથિ ઘોર, ઘોર મધ્યાહ્‌ન એ હતો;
કરાળી યમની પાંખે ઓળાઓ પૃથ્વી ઘૂમતા.

ક્ષત્રિયશોભીતા ભાવે બેસીને ધર્મયુદ્ધને
ધર્મક્ષેત્ર કુરુક્ષેત્રે પોઢ્યાં પૃથ્વીપરાક્રમો.

ષોડશપત્રના પદ્મે પાંખડી પાંખડી પૂરી,
તેજતમસ્‌ પછી ઢોળી, વીતી છે વર્ષષોડશી.

મધ્યાહ્‌ને કાળકાળા એ કલિદ્વાપરની મહા,
સાગરસંગમો જેવી, યુગસન્ધ્યા ઊગી હતી.

ન્હોતો દિવસરાત્રિનો યોગ એ નિત્યનિત્યનો;
ભદ્રો! એવો મહાયોગ યુગયુગાન્તરે ઊગે.

તે તિથિ થકી પીડે છે ઘોર અધર્મ ધર્મને;
ત્ય્હારથી બ્રહ્માંડતેજો ઢળે છે અન્ધકારમાં.

નિહાળો આ મહાપૂર; નથી એ તેજ કે તમસ્‌;
એવી ગાઢ મહાવિશ્વે વહે છે વિશ્વસન્ધિકા.

પૃથ્વીને પાપ ચાંપે છે, સંહારે વ્યાઘ્ર ગાયને;
અસાધુ સાધુને ધૂતે ક્હામે અસન્ત સન્તને.

ઓસર્યાં નદીનાં નીર, રસાલાના રસો ખૂટ્યા;
ઓસર્યાં માનવભાવો, ઓસર્યા ગૃહરોટલા.

ચતુર્થાશ્રમનો ચોક ગૃહસ્થી પૂરતા નથી;
સુકાયાં, વળી સોસાયાં વનોયે વાનપ્રસ્થીનાં.

રોગોના રાફડા ફાટ્યા, ગાંધી ધન્વન્તરી થયા;
પુત્રો માતાપિતા પૂર્વે મરે યૌવન-ઉમ્બરે.

નારીવેલી ફળે અલ્પ, મ્હોરે ને ફૂલડે ફૂલે;
જેવું આછોતરું વાવે, એવું આછોતરું લણે.

વસાવ્યા પશુએ પ્રૌઢાં તપસ્વીનાં તપોવનો;
યજ્ઞ થયા ગુફાવાસી, વૈરાગ્ય શિખરે ગયા.

જૂઠડા જોગીને વેશે વિચરે વેશધારીઓ,
ચોરે ચૌટે નદીઘાટે કલિનાં બેસણાં થયાં.

રત્નાકર રત્નસૂનો, વસુસૂની વસુન્ધરા;
પ્રૌઢાં પુણ્ય પરવાર્યાં, સુગાયા દાનઆગરો.

ન ગાઠે ઈન્દ્રને વર્ષા, ન ઝીલે લોક મેઘને;
નિરુદ્યમી નિરુત્સાહી અપૂરી આત્મપ્રેરણા.

સુણીને ગભીરા ઊંડા કૃષ્ણના યુગબોલ એ,
સુધર્મા ચિત્રવત્ બેઠી—જાણે પાષાણકોતરી.

મંદમંદ વહે વાયુ, મંદ સાગર ઊછળે;
ચન્દની મંદ ઢાળીને વહતો મંદ ચન્દ્રમા.

ધર્મધીંગી સુધર્માયે અપુત્રા થઈ ના હતી;
ઉરઉમંગિલો એનો હતો જોબનજોધ કો.

આરસનો હતો દેહ, આયુધો વજ્રનાં હતાં;
વીરવાણે વધો વેણ ચળકન્તી કટાર શાંઃ

'શી આ કાજળની સૃષ્ટિ! પ્રભો વાણીપ્રવાહ શો!
વનો અન્ધારનાં શાં આ! કશું આ યુગદર્શન!

આ તો સાગરના ગર્તો, રત્નરાશિ નથી જ આ;
કન્દરા ગિરિની ભાખી, ન દીઠાં નાથ! શૃંગને.

ભાણો છો દુંદુભિશબ્દે વ્હાલો છો એ, નરોત્તમ !
કઠે છે કાનને ત્હોયે ઘોર શબ્દો ભયંકર.

પ્રભુ છો, પૂજ્ય છો, સ્વામી! વ્હાલજો યુગઅન્તરે;
છે હજી જોબનજોદ્ધા અભિમન્યુ-ઘટોત્કચો.

નથી આ આથમ્યુ આભ, નથી સાગર ઓસર્યો;
રત્નાકર છે રત્નાળો બહુરત્ના વસુન્ધરા.’

સભાએ સાંભળ્યા બોલ, કૃષ્ણચન્દ્રે ઉરે ઝીલ્યા;
પછી ઉત્સાહનાં પૂર વર્ષાવ્યાં ઓસર્યાં નીરે

ક્રાન્તદ્રષ્ટા કાળવેધી મેધાવી યદુનંદન
ચિન્તવી ચિન્તનદેશે વદ્યા ચિન્તનભાવ આ :

ભદ્રિક! ભદ્ર છે બોલ અને યૌવન-શોભતા;
વડીલો ભૂતને ભાળે, ભાળે યૌવન ભાવિને.

આ છે વંટોળનો યુગ, પલટા લે ક્ષણેક્ષણે;
ધીર થાય અધીરા, ને અધીરા સૌ ઉતાવળા.

સૌ મહાપ્રશ્નને હોય વામદક્ષિણ પાર્શ્વ બે;
આપી છે આંખડી બે બે, બન્ને પાર્શ્વો નિહાળવા.

કલિ છે કામણગારો અનૂઠાં જાદુથી ભર્યો;
અણુમાંથી ઊગે પ્હાડ, અલ્પ શ્રમે હરિ મળે.

વાવીને ગોટલો એક આમ્રવૃક્ષ ઉગાડશે,
સહસ્રધા આમ્રફળો વર્ષે વર્ષે ઉતારશે.

તેજનાં કિરણો કોક હોય અન્ધારમાંય તે;
कलौ भक्तिः शक्तिः संघे કલિના એ મહાગુણો.

પેખી બે કલિની પાંખો, તેજની અન્ધકારની;
ઓછાયા એમના દીઠા ઘૂમન્તાં પૃથિવીભરી.

ઊગી છે આભમાં સન્ધ્યા યુગસન્ધ્યાય એવી છે;
એવાં છે ભાવિનાં ભાગ્ય, એવું છે યુગદર્શન.

સ્હડે આ ભરતી એવી કાળની ભરતી સ્હડેઃ
સુધીઓને ઘટે કે ના એહને અવરોધવી?

કરો છો આજ સન્ધ્યાની જેવી મહાવિચારણા,
સુધર્માને યુગસન્ધ્યા એવી ચિન્તવવી ઘટે.

કાલને ઉદ્ધરી લેવી કાલના સુઅનુભવે,
એ છે ઇતિહાસાચાર્યો – સુધીઓની મહામતિ.

કલિનો મળ ધોવાને, ખાળવા ભરતી સ્હડી,
પૂરવા તિમિરે તેજ આપણો કર્મયોગ શો?

આજના રંગ ન્હાળીને કાલના ઉજ્જવળા કરો;
તણાતી જનતા તારો, ઉગારો ડૂબતી ધરા.

ચિન્તવો ભાવિના ભાર, ચિન્તવો વર્તમાનને;
ચિન્તવો કલ્યાણમાર્ગો લોકના લોકસંગ્રહે.'

બોલ્યા એવાં મહાવેણ લોકકલ્યાણનાં હરિ;
અને પૂછી સુધર્માને લોકકલ્યાણની દિશા.

સાંભળી એ મહાશબ્દો મહાત્મા કૃષ્ણચન્દ્રના
ધર્મધીંગી સુધન્વાયે સ્હડી ચિન્તન–ચાકડે.

અમ્ભોધિ શા અદ્દભુત નિત્ય નિત્યના નિહાળીને સંગમ દિનરાત્રિના;
આનન્દતી વન્દતી જે યદુસભા, એ ઝંખવાણી યુગસન્ધિદર્શને.

અધ્યાય ૪ • शंखान् दध्मुः पृथक् पृथक्।

દ્વારામતીનો દરિયો જગાડવા ધર્મ-જયે જાદવવંશ પ્રેરવા
પછી હરિએ કીધી શંખઘોષણા : ધીંગી તરંગાવળને ધ્રુજાવતી.

"જેવી આ દિનસન્ધ્યા છે, યુગસન્ધ્યાય એવી છે;
મહામન્ત્રો રચો એના !" ગાજ્યા એ હરિબોલડા.

પછી ગુંજારવ જાગ્યો ઝરણાં શી ઝીણી ઝણે;
ઝરણે ગોઠિઓ માંડી સુધર્માના સુચોકમાં.

ઝંકારે રહાંજરે જેમ પંખેરુ વડની ધરા
યદુમંડળમાં એવા ઝકારો ઝણુક્યા ઝીણા.

ક્ષિતિજોની ગુફામાંથી આવતી ઊછળી ઊઠી,
સાગર-લહરો રહામે માનવી-લહરો છલી;

વદ્યો એક યદુવંશી : 'પાડો મુગટ પાપનો;'
'પાણી પ્હેલાં પાળ બાંધો,' કહ્યું બીજા વિચારકે.

યાજ્ઞિક કહે, 'યજ્ઞ માડો; અને એ યુગયજ્ઞમાં
હોમો ભદ્રો! હવિસ્થાને વધેરી કલિમસ્તક.'

ઊચર્યો એક: 'પૂર્વે જે નૈમિષારણ્યને વને.
આદર્યોતો મહાસત્ર, એ મહાસત્ર આદરો.'

બોલે પોપટ ને મેના, બોલે બાલકબાલિકા,
ન્હાના મુખે કીધા એમ, ન્હાના ન્હાના જ ઉત્તરો.

ન્હાની ન્હાની શંખલીઓ વીણી ને, ન્હાની ફૂંકથી
યદુ જોબનવંતા એ शंखान् दध्मुः पृथक् पृथक्

સહુ એ જોણનમન્ત્રો, સહુ એ બાળબોલમાં,
હતા ઉત્સાહના જોમ, પૂરની ઊર્મિઓ હતી.
ભરીને પૃથ્વી પડતો કોલાહલ કલિ તણો,
એવો અસ્પષ્ટ અસ્ફુટ કોલાહલ મચ્યો ત્યહાં.
કોપવન્તા, કુસંપીલા, ઉચ્છેદતા પરસ્પર,
હારેલી છાવણી જેવા વીરોના બોલ એ હતા.
શઠ સુકાન ને વાયુ પાંખે પાંખ પછાડતાં
દીઠા હરિએ; ને દીઠું ખરાબે આજ લાધશે.
યુગોદ્ધરણનો યોગ ઊગેલો શુ વૃથા જશે?
ગાજે છે કાળના ડકા. વિશ્વડંકા વૃથા થશે?
ભાવિને પેખતી આંખે આવન્તું એવું પેખીને
આભનાયે થંભ જેવા હરિ થંભાવતા ઊઠયા.
સહસ્રાક્ષે સુધર્માએ દીઠો એ સ્તંભ આભનો;
ઝીલતો સાગરલહેરો, ઝીલતો વ્યોમમંડળ.
પાદપ્રક્ષાલનાર્થે હુ જઈ આવું છુ સાગરે,
ત્ય્હા ગૂંથી શબ્દના ગુચ્છો રચો ઋક્ મત્રમાળની"
સાગર ગાજતા શબ્દે હરિ સાગરશામળા
મૂર્તિમન્તા સાગર શા સચર્યા સાગરે પછી.
અને વસન્તવાડીની વિવિધા કચારીઓ પડે,
સુધર્માના પડચા એવા કચારાઓ ગન્ધગન્ધના.
ગુંજ્યા ને ટહુકયા, ગાજ્યા ધડુકયા ધરણી ધ્રૂજી;
મોરલા હાથી ને સિંહો ધણેણ્યા સિન્ધુઘાટમા.

અમ્બોધિના ઊંડાણેથી આવતી સાગરોર્મિઓ,
પૃથ્વીપેટાળના એવા ગાજતા ઉરબોલ એ.

મ્હણે સાગરના ઓઘ ક્ષિતિજે ઢળતા હતા;
નિહાળી એનીયે પાર, નિહાળીને અનન્તમાં,

જગમેલો ધોતો સિન્ધુ પાવલે કરી પાવન,
પંચભૂતે પચજાપો જપ્યા ગાયત્રીના હરિ.

ગાયત્રીનો એક પાદ, એક જ શબ્દ મન્ત્રનો,
ઉચ્ચર્યો વિશ્વને વન્દીઃ 'સકેલુ યુગને હવે.'

જળથી આંખડી ધોઇ, આત્માને ધોઇ મન્ત્રથી,
બ્રહ્માડનાં બ્રહ્મતેજે સભામાં હરિ આવિયા.

'કીધો કલ્યાણકો! મન્ત્ર શબ્દે શબ્દો ગૂંથીગૂંથી?
કીધી કો માળ મેધાની ગૂથીને ફૂલડાં ફૂલે?

છુટી છુટી નથી, ભદ્રો! તરગાવળ સાગરે;
રાત્રિ પાછી દિન જામે ગૂથાયે કિરણાવલિ.

યાદવો યદુઅશી છો, કાન્ત કૃષ્ણકુમાર છો;
એક હૈયે એક વેણે ઉચ્ચારો યદુમન્ત્રને

આત્મને પાથરી, ચક્ષે અમીની અંજલિ ભરી;
પ્રૌઢાં આ આભ ને પૃથ્વી ઝીલશે એ યુગેયુગે'

યદુવંશે ચન્દ્રમા શા, ટોલન્તા ચન્દ્રપાવલે,
રામભદ્ર ઊઠયા, જાણે સુધર્મે ચન્દ્રમા ઊગ્યો.

'કૃષ્ણ! આ છે યદુવશ, એકલથલી આભ શો;
જગતછેડે વમેલો, ને જગતમાર અમો મહદ્.

ખરુ; આ યુગસન્ધ્યા છે, કપરો કાળયોગ છે,
બેસન્તા કલિના, તાત ! ઓછાયા આવતા પડે.

ને ધર્માધર્મનાં વ્હેણો ઢળે છે એકમેકમાં;
કારમો કલિ સજ છે આ ધર્માધર્મસંકર.

ઢળ્યો સત્યુગ ત્રેતામાં, કે ત્રેતા દ્વાપરે ઢળ્યો,
ઊગ્યો'તો યોગ આ ત્ય્હારે, ઊગે કોક યુગાન્તરે.

અગાધ તાહરાં નીર, મેધાનો છો તું સાગર;
કર આત્મા પ્રેરે એમ, અમ મેધા મૂંઝાય છે.

વૃદ્ધો ને વડીલો, વીરો, મળી જોબનજોધ સૌ,
સુધર્મા એક નિર્ધારે કૃષ્ણ ! આ કપરી ક્ષણે.'

જોયુ, જાણ્યુ, વિચાર્યું, ને એ નિર્ધાર્યું યદુકુળે:
આમન્ત્રો આ મહાયોગે તાત ! મહાસુધર્મને.'

ચન્દ્રધારે નિર્ઝરીને બોલ 'એ યદુવંશનો,
બીજા ચન્દ્ર સમા બેઠા રામ પદ્માસને પછી.

સૌમ્ય ને સાત્ત્વતી, શીળી, તેજસ્વી અમીઊજળી,
પૃથ્વી ભરતી ઢોળાણી ચન્દ્રની ચારુ ચન્દ્રિકા.'

નવ-વર્ષા વર્ષી ઠારે તાપસંતાપ ગ્રીષ્મના,
વર્ષ્યા એવા શીળા શબ્દે અમૃતો કૃષ્ણચન્દ્રનાં.

'સુધીઓ ! ધન્ય ને ભદ્ર બોલ કલ્યાણકારી છે;
ધર્મજ્યે સુધર્માને વાળશે કાળવ્હેણમાં.

બોલ છે ક્રાન્તદ્રષ્ટાના, શબ્દ છે કાળવેધીના,
મહીતલે મહાયોગે મહાધર્મો નિગન્ત્રવી.

ન્યારા ન્યારા મૃદંગેથી આવે છે એક ઘોષણા;
આવો છે એકશબ્દી ઘોષ આ યદુવંશનો.

ભદ્રિકો ! યુગ બોલે છે, ગર્જે છે કાળ કારમો;
યુગસન્ધ્યાય વાંછે છે બ્રહ્મોપાસન પૃથ્વીનું :'

નેત્રો ઢળે નેત્રની પાંખડી પૂરી, ને વાદળી વાદળીમાં વહે-ઢળે,
ઢોળાયછે ચન્દનીચન્દની મહીં: એ શબ્દનો સાગરસાગરે શમ્યો.

## અધ્યાય ૫ · વનમાં ભૂલી પડી

સુદૂરદૂરે ગૂઢ ગોમતીતટે, અન્ધારને ઉજ્જવળતું'તું તેજ ત્ય્હાં,
મિઠ્ઠા મહદ્ વ્યોમભરન્ત કંઠથી, કો ટ્હૌકી એવે ત્યહીં નારી કોકિલા.

હો! વનમાં ભૂલી પડી રે! કે પેલો ક્ય્હાં ગયો કાનુડો ?*

ચારુ શરદ્ ચન્દ્રની ચન્દની વહે, કે પ્રાચીની વાય પ્રભાતની પ્રભા;
દેવાંગના ગુંજતી દેવગીત કો: એવા પડ્યા તેજલ ગીતબોલ એ.

આષાઢીલો મેઘ મહાનભે ચ્હડી વર્ષાની ધારા મધુરી જગે ભરે;
મ્હેંકી રહે ગન્ધવતી સુગન્ધ ત્ય્હાં : એવી સુગન્ધાવળ એ ગીતે હતી.

કો મન્દમન્દા મલયાનિલે ઊભી ઝરે ઝુલન્તો ધીરી ધાર મેહુલો;
ફોરાંની એવી સુમધુર ફોરમો એ ગીતની સાગરતીર નિર્ઝરી.

સહસ્ર જ્યોતો પ્રગટી સુનેનથી ઉતારતી માનસ આરતી મુદા;
ને આરતીનાં કિરણો પ્રફુલ્લીને જ્યોતિર્ધરો થૈ જગમંદિરે પડ્યાં.

ચૂંટીચૂંટી ડોલર ઉરમાં ઊગ્યા, હૈયાસરેથી કમળો વીણી વીણી
પીંખી પીંખી પાંખડી પાંખડી પછી વેરી જગે પાંખડી એહ ગીતમા.

*પ્રાચીન.

અનન્ત ને આંગણુ ઉર ઢાળતી વિધાત્રી જેવી યુગબોલ બોલતી
પોકાર પૃથ્વીઉરનો પુકારતી સોહાતી એ મૂર્તિમતી વસુન્ધરા.

ઉરોર્મિ શા એ મુખબોલડા હતા, હતી મહાપૂર શી નેનની ઝણો;
શું ગીતધારા છલકન્તી છોળથી ભરી ભરી મેઘની આવી વાદળી.

પ્રફુલ્લ એ પલ્લવઝૂમખાં ઝૂલે, હતી મૃદુ કુંપળ કેશની લટો;
નમન્તી વેલી સમ નારીવેલ એ: જ્વલંત બે લોચન જુગ્મફૂલડાં.

હતા મૃગીના મૃદુ પદ્મ પાવલે, વિરાજતી કોમલકંઠ કોકિલા,
નેત્રે હતા જુગલજોડ ચન્દ્રમા, મુખે હતી સિંહણુ કેરી વીરતા.

દિશે દિશે ઊડી દિશાની પાછળે, વને, જને, ગહ્વરમાં, ગુફાતલે,
શોધન્તી એ આતમહીરલો ખર્યો, શોધન્તી એ વાયુની વાડીઓ વડી.

શ્વેતામ્બરો તેજલ સાળુ ઓઢીને, સંન્યાસિનીના સુમધુર પાલવે,
જોતી તરંગાવળ, સિન્ધુ ન્હાળતી, સિન્ધુતટે ઊભી'તી દેવદે'રી શું!

આવે છબીલી છલકાતી છોગલે તરંગ વ્હેતી તરણી તરન્તી કો,
અંગાંગ એ લોલહિંડોલ ડોલતી આવી ઊભી માનવતાસરોવરે.

વૃન્દાવને વિહરતાં હરિવરે ત્ય્હાં એકદા પાડી'તી વૈજન્તીને;
બકુલમાલા કરમાઈ એ હતી; અશ્રુર્ભીંજી આજ પરિમળો સ્ફુરે.

ભરી ભરેલી ફૂલછાબ માંહીથી ઉછાળી રહે માળણુ થોક ફૂલડાં,
હીરાની ખાણે જઈ જેમ આર્ત કો, મહામણિ સન્મુખ સદ્ય સંચરી.

પૂછે હીરાને 'મુજ હીરલો કય્હાં?' એ સુંદરીએ હરિને પૂછ્યું ત્યહીં:
હો વનમાં ભૂલી પડી રે! કે પેલો ક્‌ય્હાં ગયો કાનુડો?

ઉઘાડી જ્હેની ઢળી આંખ અન્તરે, પેખે ન તે પાંખડલીય વિશ્વની;
એવી મહાસ્વપ્નવિહારી સુંદરી, હરિ હતા સન્મુખ, પેખતી નહિ.

## અધ્યાય ૬ • આત્માનો આર્ત્તનાદ

હીરો ઝવેરી અઝવેરીની કને, બોલે નહિ કે હું છું કાન્ત હીરલો;
મુનિ સમા બ્રહ્મન્ મૌન સેવતા, અબોલ એવા હરિહીરલા હતા.

'પધારો, ક્યહાંથી આવો છો? કોણ છો જગપન્થી શાં?
સાગરે કશું શોધો છો? ભદ્રે! કૈં ભદ્રબોલ કહો.'

આતિથ્યપગલે ચાલી, આગન્તુકા કને જઈ,
પ્રણામી, વિનયે વન્દી, હરિના પાર્ષદે પૂછ્યું.

મહદાકાશમાં પ્રેરાઈ ઉઘાડી આંખડી ઘડી,
કોકિલા ટહુકી પાછી ભર્યે કંઠે હુદૂ હુદૂઃ
'હો! વનમાં ભૂલી પડી રે! કે પેલો ક્યહાં ગયો કાનુડો?'

સૂણવા શ્રવણો ન્હોતા, ન્હાળવા ન્હોતી આંખડી;
જીહ્‌વેન્દ્રિય હતી એક, રટવા, જપવા, હરિ.

'સુભાગી ભૂમિ આ, દ્યો છો ભદ્રદર્શન, યોગિનિ!
આપનો આતિથ્યયોગ, ધન્ય કે અમને મળ્યો.

નિહાળો નયનો ઢાળી સુધર્માના સિંહાસને;
વિશાળા સાગરઘાટે વિરાજે કૃષ્ણચન્દ્ર આ.'

જગતે ઘૂમતાં ચક્ષુ સુધર્મામાં ઘૂમી વળ્યાં;
ક્ષણું જોયું – ન જોયું એ દ્વારિકાનું સિંહાસન.

ગિરિઝરણું બોલે કો ટપકન્તું ટીપેટીપે,
એહવાં શબ્દનાં ટીપાં પાડતી સુન્દરી વદીઃ
'હો જનમાં ભૂલી પડી રે! કે પેલો ક્યહાં ગયો કાનુડો?

'મેઘશ્યામ હતો મ્હારો, આ તો સાગરશામળો,
વિધાત્રી ચાપતી આને, એ વિધાત્રી નચાવતો.

મુખે ચિન્તનના ભાર, ગોરમ્ભી રહી આખડી;
પોપચે પૃથ્વી બેઠી છે, મેઘમાળા લલાટમા.

નથી એને કરે બંસી, નથી આનંદજ્યોત એ;
નથી આ માહરા કૃષ્ણ, ત્હમારા કૃષ્ણ છો હશે,

એ શબ્દે ઊતર્યા આભે ટીપે ટીપે જ તારલા;
દેવદેવાગના આવ્યાં સુંદરીને શુ, દર્શને!

મ્હોર ઝૂમખડે મ્હોરે આવો જેમ વસંતમા,
જગત્-ઝુમ્મર એવું એ જ્યોતિર્મય થયુ નભ.

વીસરી ભૂત ને ભાવી વીસરી વ્રજવાસને,
ભૂલી સ્વાનુભવો મોઘા ઉપાલભો ભૂલી ઊંડા;

મહાયોગી અવધૂત, બ્રહ્મપદે રમન્ત, એ
ઉદ્ધવજી ઊઠચા આપ, કૃષ્ણસખા કૃપાનિધિ.

વિચાર્યું: દાખવુ એને શ્રી હરિ દિવિમંડળે;
નિર્ધાર્યું ઉદ્ધવે: દાખુ તેજમાં તેજના પતિ.

દીપ્ત,પ્રોજ્જ્વલ, મ્હોરેલુ,ચન્દનીચન્દને લીંપ્યુ,
તણખાતેજ વેરેલુ દાખવ્યુ વ્યોમમડળ.

'પધારો યોગિનિ! આંહીં પૃથ્વી સાગરમા ઢળે;
પૃથ્વીને છેડલે પેલે, ઢળે સાગર આભમા.

યજ્ઞની યજ્ઞજ્વાલાએ બેઠેલા યજ્ઞનાથ શા,
ન્હાળો યોગેશ્વરી! એવા તેજોમાં તેજના પતિ.

પૃથ્વીપાર્શ્વ સૂર્યલોક, મસ્તકે ચન્દ્રલોક છે,
પેલા છે સૂર્ય સૂર્યોના– ઝાંખા જે દૂર દર્શતા.
અસ્થિરો સહુયે એહ કાળચક્રે ચ્હડ્યા ઘૂમે,
અસ્થિરોમાં જુઓ સ્થિર, ભદ્રે! આ ધ્રુવમણ્ડળે
દેવોએ પ્રકટાવેલી આ છે વિશ્વદીપાવલિ;
ન્હાલો ત્ય્હાં તેજના તેજ, બ્રહ્માંડે કૃષ્ણચન્દ્રને'
ઘુમાવ્યો દૃષ્ટિનો દોર દેવીએ દિગ્મિંડળે,
દીઠું એક ચિદાકાશે– કાળ કેરું સરોવર
પાલવે સાગર ત્હેરે, મસ્તકે વ્યોમ વિસ્તરે,
મધ્યમાં ઝળકન્તા'તા તારલાના અણુ અણુ
તુચ્છ શું તુચ્છકારીને, ખંખેરી યોગપાલવ,
અગ્નિની ઝાળના જેવી બળતી બોલી યોગિની·
'તેજમન્ત્રે લખ્યો વાચ્યો ત્હમારો કૃષ્ણ વ્યોમમાં,
પ્રેમમન્ત્રે લખ્યો ક્ય્હારે વાચશો કૃષ્ણ માહરો ?
વિશ્વને ઘેરીને ઊભું ત્હમારે આભ છે વડું,
અણુ શું છે મહાકાશ અનન્તા આત્મઆભમાં
અગસ્ત્યે લૈ અંજલિમાં મહાસાગરને પીધો,
એમ આ મહદાકાશ મ્હારી આંખડલી પીએ
ભૂલ્યા છો વ્રજનારીને, ભૂલી હું ત્હમને નથી,
હજી પ્રશ્ન અમારો એ, ઉદ્ધવ! છે અનુત્તર
ગાજે કો સાગરલ્હેરી, ગાજે કો ગિરિકન્દરા,
પૂછ્યો પાછો મહાશબ્દે વ્રજપ્રશ્ન સનાતન'

ઓધવ! ક્ય્હારે આવશે વનમાળી?*
ફૂલડાં કરમાણાં, કળીઓ પ્રજાળી:
ઓધવ! ક્ય્હારે.

સૂની સૂની છે વ્રજ કેરી વાટો રે,
ઘેરા ઘેરા જમનાજીના ઘાટો રે;
ત્ય્હાં બેસી અમ કરિયે ઉચાટો:
ઓધવ! ક્ય્હારે આવશે વનમાળી?

નથી નદીઓ કેરાં નીર ખૂટ્યાં રે;
નથી ધરતીના એકોડા તૂટ્યા રે,
કોણે હરિવરનાં હૈયાંલૂંટ્યાં રે?
ઓધવ! ક્ય્હારે આવશે વનમાળી?

અમે આનંદનીર પીધાં'તાં રે;
અમે અઢળક ઢોળી દીધા'તાં રે,
અમે આપીને ઉરને લીધા'તાં રે,
ઓધવ! ક્ય્હારે આવશે વનમાળી?

વ્રજમાં આવ્યો'તો બ્રહ્મધુતારો રે;
અમને દાખ્યો'તો બ્રહ્મનો આરો રે;
વ્રજવનિતાએ પ્રેમ પુકાર્યો:
ઓધવ! ક્ય્હારે આવશે વનમાળી?

આવી શરદો ને વીતી વસન્તો રે;
ટહુક્યા મોરપપૈયા ધીમન્તો રે,
ફરી દીઠો ન રસિક રમન્તો:
ઓધવ! ક્ય્હારે આવશે વનમાળી?

*પ્રાચીન

દોરી આશા કેરી એકધારી રે
જીવે જુગનું જીવન વ્રજનારી રે;
વીત્યાં સુખનાં સ્વપ્નાંને સંભારી :
ઓધવ! ક્ય્હારે આવશે વનમાળી?

જોયાં વન, જોયાં દિલને ઉઘાડી રે;
જોયાંજમનાજીવ્હેતાંફ્હાડીફ્હાડીરે,
હવે ઢૂંઢું છું જગને જગાડી :
ઓધવ! ક્ય્હારે આવશે વનમાળી?

મ્હારા જનમો જનમના સંગાથી રે,
ઓધવ! ક્ય્હારે આવશે વનમાળી?

યુગયુગ કેરી અગાધ પ્રેમભક્તિ, અઢળક ભાવ ભરેલી ઉરઊર્મિ,
વિરહિણીની એ મહાતૃષા અતૃપ્તઃ વહંત એ ગીત મહીંથી વ્યાકુલા.

## અધ્યાય ૭ · પ્રેમસમાધિ

એ આભ પીતી વ્રજનારીની લીલા અદ્‌ભુત નેત્રે હરિ ન્હાળતા હતા;
'હા! ધન્ય''હા ધન્ય' કહી પ્રશંસી એ, સંન્યાસિની કેરી વિશુદ્ધભક્તિને.

એ શબ્દે સળગી પૃથ્વી, એ શબ્દે સળગ્યુ નભ;
એ શબ્દની મહાઝાળે મહામેદની દાઝતી.

ન્હોતી એ એકલી દુઃખી, સીઝન્તી ઉરઝાળમાં;
દિશા દિશાથી ગાજન્તા પોકારો પ્રેમભક્તિના.

વનદાહે દહે કોણ?– વૃક્ષ કે વેલીઓ વધુ?
આર્ત્ત યોગિનીના એવા સમદુઃખી હતા હરિ.

કીધું'તું ગોકુળે જેવું, દીઠું'તું ક્ષીરસાગરે,
હતું એવું ઉરે આજ, મહામન્થન કૃષ્ણને.
કાળીનાગે કીધી ન્હોતી વ્યથા કાલિન્દીને ધરે,
એવી સાગરના ઘાટે શ્રી હરિ વેઠતા વ્યથા.
નેત્રે ન્હોતો કમ્પ લેશે, ન્હોતાં ચક્રો લલાટમાં;
હૈયુ હતું વલોવાતું મહોગ્ર ઉરમન્થને.
નિત્ય-તેજસ્વી ભાનુને વાદળી છાઇ જાય કો,
એવી આવી-ગઇ છાયા હરિ આનન્દદર્શને.
વિશ્વ પીડા હરનારા મહાત્મા હરિને પછી
ફોર્યા પીયૂષના ભાવ પ્રેમપીયૂષનાથને.
ચન્દ્રની ચન્દ્રિકા છાટી, કીધું માનસપ્રોક્ષણ,
નેત્રો નેત્રે પરોવીને સાધ્યુ ક્ષણેક ત્રાટક.
ઓષ્ઠથી સ્મિત વેરીને કીકીઓથી ઝરી સુધા,
મસ્તકે હાથ છાઇને હરિએ સાન્ત્વના દીધી.
યોગી યોગેશ્વરોનાએ, યોગમાર્ગધુરન્ધરે,
યોગસમાધિ યોગીન્દ્રે ઉતારી યોગિનીની એ.
ઊગન્તા ચન્દ્રમાં જેમ છલન્તી ચન્દ્રિકા ઊગે;
ધીરે ધીરે ઊગ્યાં નેત્રે, અંગોમાં ચન્દ્રચેતન.
સંકોરી ચક્ષુ, સંકોરી અંગો, પાલવ પાથરી.
પરાગ-કોમળા શબ્દે સુધર્માને વદ્યા હરિ.
'યાદવો! યદુઅંશી છો; ન્હાળો દાખેછ ચન્દ્રમા;
મહા અદ્દભુત પૃથ્વીનુ– યોગિની પ્રેમયોગિની.'

વ્રજ-સંન્યાસિનીનુ એ હૈયુ પોકારતું હતું,
એ થકી શતધા આર્તિ હરિહૈયુ પુકારતું.

અને પછી મહાયોગી ઉદ્ધવ શુ નિહાળીને,
હસી, હાસ્ય-મીઠા શબ્દે નાખિયુ વેણુ નેહનુ

'ન પ્રીછી ઉદ્ધવા ત્હેયે ઘેલુડી વ્રજસુંદરી
ગંગા ને જમનાભાવે હવે વિશ્વ ભીંજાવતી?

મિતાક્ષરે મહાયોગી! યોગના લક્ષણો કહો,
અને ગહન ને ગોપ્ય ભાખો અષ્ટાંગ યોગના.

સખાને સુહૃદોને, ને સુધર્માને કહો કંઈ,
વ્રજની યોગિનીનેયે વર્ણવો યોગનાં કહો'

સાભર્યો યમુનાઘાટ, સાભર્યું ભર્યું ગોકુલ,
ઉદ્ધવ આખમા ઊભા ગોપી ને ગોપકુલ એ.

વાદળી ઝંખવે ચન્દ્ર, સ્મરણે એમ ઝખવ્યા,
આખડી પ્રોઇ પૃથ્વીમા બેઠા મૌનાસને મુનિ

અગમ્યે દષ્ટિ ઝબૂકોળી, ગેબી ગહનતા પીને,
યોગીન્દ્ર યોગનિદ્રાના કૃષ્ણચન્દ્ર વદ્યા પછી·

વાયુ વિનાના સ્થળમા રહેલકો, જરા નહિ દીપક જેમ ડોલતો,
અડોલ આત્મા ત્યમ યોગીનો રહે, સસાર ઝઝાનિલ ઝીલતાય તે.

બહિર્મુખી ઇન્દ્રિયગ્રામ ચંચલ, કુર્માગ પેરે જગતેથી વારી લે,
સન્ધ્યા સમે કિરણમાળ જે વિધે, સકેલી લે છે સવિતા સુહાગિયો

ડોલે કદીયે ગિરનારશૃંગ જો, ડોલન્ત તો આતમજ્યોત યોગીની,
યોગીન્દ્ર તો હોય ઉઘાડબારનો, યોગીગુફાને નથી દ્વાર દીઠડા

નેત્રો ઉઘાડાં નીરખે નહીં કંઈ, શ્રોત્રો ઉઘાડાં સુણતાંય લેશ ના;
સંસારબેઠો અળગો જગત્ થકી: જગત્ વિશે જાગૃત યોગી એહ છે.

પ્રસારીને પ્રેમની પાંખ પુણ્યની, અનન્તમાં આઝ ઝુકાવી મૂકતો,
બ્રહ્માંડભૂલો, હરિમગ્ન ઊડતો, યોગીન્દ્ર એ પ્રેમસમાધિનો પૂરો.

સંન્યાસિની આ જમનાજી-ઘાટની, છે બ્રહ્મની નૈષ્ઠિક બ્રહ્મચારિણી;
યોગેશ્વરી છે વડી પ્રેમયોગની, પ્રકાશપુત્રી વિધિ દુર્લભા જગે.

નથી જગતના જનમંડળે મહત્, વૈરાગ્ય ભક્તિ તપ-ખંડખંડમાં,
દેવાંગના-દેવની ભૂમિમાં નથી, વ્રજાંગનાની સમ પ્રેમયોગિની.

સંન્યાસિની આવડું પુણ્ય પૃથ્વીનું.'

ઝબક ઝબક પુષ્પમંજરીઓ પરિમલ કોક નિગૂઢ ઢાળી ઝૂલે;
ઢળી ઢળી ત્યમ શબ્દમંજરીઓ પરિમળ ગૂઢ હરિ ઢળી રહ્યા'તા.

## અધ્યાય ૮ · કૃષ્ણબાળા

અનન્તને દ્વાર સુરેન્દ્રઘાટમાં આકાશને ચન્દની ચન્દ્ર છાંટતો;
અફાટ એ ચન્દની ચોકમધ્યમાં અમ્બોધિ ગાજી જગને ગજવતો.

અને સહજ ભાવે ત્ય્હાં કૃષ્ણચન્દ્રે પૂછ્યું પછી,
'શા નામે વિહરો બાલે! આ જગત્ ઘુમણો ઘુમો?'
નેત્ર ઢાળી નીરખીને, ઓળખી હરિને, વદી:
'પ્રભો! હું ત્હમ પુત્રી છું, કૃષ્ણબાલા કહે મ્હને.'
સુણી બાળા તણા બોલ મંદ સ્મિતે હસ્યા હરિ:
'ન્હોતી પુત્રીપ્રભા મ્હારે, દીધી આજ વિધાત્રીએ.'

કાન્ત બોલ વદી બાળા: 'નથી હું એકલી હવે;
સહસ્રાવધિ પુત્રી છે પિતાની છત્રછાંયમાં;
તાતનાં જેમ પુત્રીને, અમારે કૃષ્ણનાં વ્રત.'

કહે શ્રી હરિ 'ત્હારી તે કૃષ્ણબાળા! કથા કહો;
દેશે સદ્બોધઉદ્બોધ, ન્હાશે પુણ્યાળુ પુણ્યમાં.'

ગાય નિત્યે બ્રહ્મલોકે વીણા વાઈ સરસ્વતી,
સાંભળી હંસલે જેહ, એ કથા કહેતી યોગિની:

'કહો છો તો કહું છું, તાત! હશે અમૃત-સાગરે;
જગતજમનાનાં પાણી ટીપે ટીપે સુધાભર્યાં.

એકદા યમુના-ઘાટે ફાલ્ગુની સાન્ધ્ય છાયમાં,
ગયુ'તું વસન્તસ્નાને અમારું સખીમંડળ.

પાંચ-પાંચ સાત-સાત વર્ષોની પાંખડી ફૂટી,
ઊગતી વેલીઓ જેવી, હતી સૌ બાલિકા અમે.

ઊંચા જમનાના આરા, વેગીલાં વ્હેણ નીરનાં;
ઝૂકયો'તો વડલો તીરે, ઘટામાં શ્રી હરિ હતા.

લીલુડા પ્રોજ્જ્વલ વૃક્ષે અસંખ્યાત હતા, પ્રભો!
કુંપળે કુંપળે મોતી, પાંદડે પાંદડે દીવા.

ન્હોતી એ કોકિલા બોલી, કે બોલ્યાં જમનાજળ:
ન્હોતી દેવાંગના ગાતી, બોલી ત્યહાં હરિબંસરી.

સીમાઓ આભની ભેદી, ચીરી દિશાપટાન્તરો,
હદ બેહદ વીંધીને વ્હેતો શબ્દ ત્રિલોકમાં.

કાળવેધી શબ્દબ્રહ્મ ગજ્યૌ બ્રહ્માંડ સર્જતો,
થયો'તો વિહ્વળો ત્ય્હારે બ્રહ્માંડે બ્રહ્મનાદ એ.

અખડ એ બંસીનાદ હતો તેજતરંગ શો;
નીરના વર્ણનો, ઘેરો, મીઠો, ગૂઢ, અગમ્ય કો.

કેસૂડાં કુંકુમ-ઘોળ્યાં અર્ચ્યાં-ન અર્પિયાં જળે,
વ્હેતો નાદ રહી ન્હાળી જળ ઝીલંત કન્યકા.

શામળાં, મધુરાં, સ્હોતાં, મૃદુ એ જમનાજળે,
હરિના બંસીબોલોના ઓછાયા ઊડતા હતા.

ઘેરા સાગરઘોષે આ નથી એ નાદમાધુરી;
એ અહાલેક બંસીનો જીવન્ ભરી રહ્યો, હરિ.

જન્માષ્ટમી મધ્યરાત્રે, અને પૂનમપૂનમે,
આજેયે સંભળાયે છે એ ગેબી નાદ ગેબમાં.

વાગી મીઠપની છોળ અંગમાં, આત્મમાં, ઉરે;
બંસીના બોલમાં બોલી, હરિ હૈયાં હરી ગયા.

પછી તો વીતિયાં વર્ષો, વીત્યા છ સાત દાયકા;
ઊગ્યા એ આથમ્યા સૂર્યો, ઊગ્યા એ ચન્દ્ર આથમ્યા.

હરીને અમ હૈયાંને મધુપુરે હરિ ગયા;
જઈ ધર્મોજ્ય કીધો, સંહાર્યો મથુરાપતિ.

સંકેલી મથુરાનેયે સાગરે વાસી દ્વારિકા;
સોનાની દ્વારિકા સ્થાપી, મૂક્યું ફરતું સુદર્શન.

માંડ્યા સાગરનાં રાજ્ય, મોતીડાં વાવીને લણ્યાં;
રત્નો રત્નાકરે વીણ્યાં: હૈયાં ક્ય્હાં વીણતા હશે?

સાંભળ્યુ કે કુરુક્ષેત્રે જીતાડ્યા પાર્થપાંડવો;
ગાજન્તી ત્યહાં ગીતા ગાઈ ગાજન્તા ગરુડધ્વજે.

પુત્રસૂના યશોદામા, નેહસૂના જ નંદજી;
સૂની સૂની વ્રજનારો, સૂનાં એ ધેનુવાછરાં.

જોતાં આથમતો સૂર્ય, જોતાં ઊગમતો શશી;
જોતાં ઓસરતાં પાણી, જોતા કાળ વહી જતો.

કૈંક વર્ષો વીત્યાં એમ, પછી આવી વસન્ત ત્યહાં;
વાયા વસંતના વાયુ, કોકિલા કૂજતી હતી.

એ પુનશ્ચેતના પામ્યુ અમારું સખીમંડળ,
ને કૃષ્ણબ્રહ્મની પામ્યાં પ્રોત્સાહનની પ્રેરણા.

એક જમનાજળ લાવી, એકે વાડ પૂરી વડી;
એકે પર્ણકુટી ગૂંથી, રોપી ત્યહા ફૂલવેલીઓ.

ફરતી પર્ણકુટીને કીધી પંચવટી અમે;
પંચ સખી કીધો વાસ વ્રતાળી બ્રહ્મચર્યની,

ન કૃષ્ણ સોનલવર્ણા, રૂપલાવર્ણું કૃષ્ણ ના;
કૃષ્ણ ના કાજળકાળા, કૃષ્ણ તો ઘનશ્યામ છે.

શોધ્યાં હિમાદ્રિનાં હૈયાં, શોધ્યાં કૈલાસનાં વનો;
શોધી લાવ્યા દિગન્તેથી મેઘશ્યામળ આરસ.

તદ્દરૂપ હાવભાવે, ને અંગો અંગેય તદ્દરૂપ,
મૂર્તિ મંદિરમાં સ્થાપી હૃધડે ધોઇ-ધોઇને.

થવાને વિશ્વસંગ્રામે પાર્થ શી સુ-પરાક્રમી,
ઝીલીને પાર્થનો મન્ત્ર કુમારિકાશ્રમે લખ્યો :

'પિતા જ છો લોકચરાચરોના, અને ત્હમે પૂજ્ય મહાગુરુ છો;
નથી સમો અન્ય ત્રિલોકમાંયે, અધિક તો કો ? અનુપપ્રભાવી !'

કહે છે કાળના કાળે દીધું વિરાટદર્શન,
સ્તુતિ એ ગાઈ'તી ત્હારે પાર્થે બ્રહ્માંડનાથની.

ફૂલી ફાલી પછી, તાત ! અમારી સાધ્વીકુંજ એ;
કળી ખીલી થયાં પુષ્પો, વેલીઓ પાંગરી, પ્રભો !

ને નૈષ્ઠિક બ્રહ્મચર્ય, સેવા કીર્તન સાન્ત્વના,
એ પ્રતાપી શુદ્ધશીલા, અમે સૌ કૃષ્ણપુત્રીઓ.

પછી ગંગાઘાટ ગાજ્યા, ગાજ્યાં હિમાદ્રિનાં વનો;
બ્રહ્માશ્રમો ગાજી ઊઠ્યાં ઋષિ-મુનિ-તપસ્વીનાં.

જમનાના બંસીબટની, હરિની સાધ્વીકુંજની,
તાત ! હું છું કૃષ્ણબાળા, આ જન્મની કુમારિકા.

હજીયે વડલો છે એ, હજી એ બંસીઘાટ છે;
હજીયે જમના વ્હે છે: નથી ત્હાં એક શ્રી હરિ,

કથા એ કૃષ્ણબાળાની સુધર્મા-સાગરે સુણી;
વાયુએ જઈને ઢાળ્યા એ શબ્દો દ્વારિકાપટે.

આનન્દી કૃષ્ણસાધ્વીની સાંભળી એ મહાકથા,
માંડી પછી બ્રહ્મવાર્તા કૃષ્ણચન્દ્રે સ્વયંમુખે.

વધાવે ફૂલડે ભક્ત દેવને, તેમ યોગિની
લાડકી પુત્રીના જેવી હરિને દેતી ઉત્તરો.

'અહો ! અદ્‌ભુત દેશની બાલિકા ! સંન્યાસિની રે,'
'પરબ્રહ્મની હું બ્રહ્મચાર, હરિ ! હું તો યોગિની રે !'

'પ્રેમજોગની જોગણ પાંગરી,' 'મ્હારે હરિ હૈયાના હાર,'
'સંસારિયો ત્હેં સંહારિયો' 'એક કૃષ્ણ શુ એકલ તાર!'
'સુંદરવનની અયિ! માધવી!' 'હું તો બ્રહ્મની બ્રહ્મકુમાર,'
'મહા વૈરાગ્યની ભસ્મધારિણી,' 'હું છુ વિશ્વપિતાનો ઉચ્છ્વાસ.'
'સેવાધર્મે પરમ સમર્પણી,' 'પ્રેમભક્તિની મધુરી સુવાસ,'
'ત્હારે પગલે પૃથ્વી પાવન થતી,' 'ઊભે પુણ્યે સકલ સંસાર.'
'જગતે બ્રહ્મપગલીઓ પાડતી,' 'મ્હારો શો ઘુંઘું સરજનહાર-અપરંપાર,'
'ભદ્રે પ્રજ્જ્વળતી પુણ્યમૂર્તિ છો,' 'મ્હારા હરિવરની હું તો આંખ'
'ત્હું છો પૃથ્વીની પીયૂષવર્ષિણી,' 'મ્હારા હરિવરની હું તો પાંખ'
'અહો! ત્રૈલોક્યતિલક સુંદરી!' 'મ્હારે સંન્યસ્ત એ સૌભાગ્ય,'
'ભાવિ લખતી ત્હું વિશ્વવિધાત્રિણી,' 'મ્હારે વાંચવાં જનતાનાં ભાગ્ય.'
'હરિની હરિણી! ઘૂમજે ઘુમ્મટે,' મ્હેં તો હૈયાનું માડ્યુ મંદિર.'
'આ બ્રહ્માંડ તો બ્રહ્મધામ છે,' 'મ્હારા હૈયામાં કૃષ્ણકુટિર.'
'ત્હારે અવધૂતણની ઓઢણી,' 'મ્હારે પાલવડે જગદાધાર.'
'ત્હારે જનતા છે પુત્રપુત્રીઓ,' 'મ્હારે કૃષ્ણ પિતાપરિવાર.'

એ કૃષ્ણપુત્રી જગશોભના શુભા, બ્રહ્માંડની નૈષ્ઠિક બ્રહ્મચારિણી,
એ પુણ્યશીલા નિજ પુણ્યયોગની ક્‌હેતી કથા ને જગ સુણતું હતું.

## અધ્યાય ૯ · રાજેશ્વરી

અંધારું ઝંખવતું'તું ચન્દ્રતેજને ને ઓસર્યાં'તાં પૂર મધ્યરાત્રિનાં;
પશ્ચિમને સાગર ચન્દ્ર ઝૂલતો, બીજો ઊગ્યો ત્યહાં શશી પૂર્વમંડળે.

દ્વારિકાની દિશે એવે દૂર-દૂર દિગન્તમાં
સાગર-પાલવ પૃથ્વીએ કીધી સાગરઘોષણા.

અન્તર આભ પૃથ્વીનુ ક્ષિતિજે માપતો મહદ્,
આભમા લ્હેરિયા લેતો, આવતો'તો મહાધ્વજ.

ઝમકન્તી કરતાલે આવે કીર્તનમંડળી,
ચક્રઝાઝે મહાશબ્દે એવી ઝંકારતી હતી.

વીજ ઝબકારે જેવી ફૂલડે ફૂલડે વને,
તારલાના ઝૂમખા શો, રત્નકળશ રાજતો.

ઘોડીલા ઘુઘરમાળો ઊછળંતા તરંગ શા;
કલગી ડોલ ડોલન્તા પાવલે પૃથ્વી પી જતા.

એ ચાર અશ્વ જોડેલો, બે ચક્રે પૃથ્વી ખેડતો,
દ્વારિકાની દિશામાંથી આવતો'તો મહારથ.

મૃદુતાની કુંપળો શી કોમળી કરકુંપળે,
વાયુની લહરી જેવી સચારતી'તી સુન્દરી.

મેધાએ, માનવતાએ, શીલે, સત્યે, રૂપે, ગુણે,
સુંદરી એ સૌંદર્યનો હતી ત્રિલોકનો ધ્વજ.

નમતો મધ્યરાત્રિનો વ્યોમમણિ મયંક એ;
દીર્ઘ તેજપડછાયા સાગરે પાડતો હતો.

આવ્યાં જાજ્વલ્યવંતાં એ ચન્દ્રમાં સૂર્યતેજ શાં;
દેવી રુક્મિણી આવ્યાં ત્યહાં, જાણે સોનાની વેલડી.

સાગરઊર્મિના વેગે પૃથ્વી શા દૃઢ પાવલે,
સુવર્ણવર્ણાં નારી એ સુધર્મામાં જઈ ઊભાં.

પેખી દ્વારિકા મહિષી, પેખી મહાગરુડિણી,
ધર્મધીંગી સુધર્માયે રુક્મિણીદર્શને ઊઠી.
વન્દી ભાવે સુધર્માને, પ્રણમી કૃષ્ણચન્દ્રને,
ચન્દ્રજ્યોતે ચન્દ્રકંઠે પછી ચન્દ્રમુખી વદી:
'આજ આ અડધી રાતે ઉકેલો કોયડા કશા?
એવા કશા મહામંત્રો લોકકલ્યાણના લખો?
એવી આંધી રહડી શી છે? એવી અંધારી શી પડી?
દ્વારિકા અડધી રાત્રે કરે છે આજ જાગ્રણ?'
ઢાળી ઢાળી ભરી શૂંઢો હાથી ઠારેછ હાથિણી,
એમ માધુર્ય ઢાળીને કૃષ્ણે ઠાર્યાં જ રુક્મિણી:
'અત્યારે આમ કલ્યાણિ! ઓચિંતાં! અણધારિયાં!
ત્હમે રાજેશ્વરી! આવ્યાં, સુધર્માનાં સુભાગ્ય એ!
આ તો છે સાગરઆરો, પારિજાતની કુંજ ના,
આ બેઠો દારુક આંહી, કોણે રથને સાંતર્યો?'
હસી રાજેશ્વરી બોલ્યાં: 'વર્ષા-ગ્રીષ્મ-વસંતમાં
કૃષ્ણ જ્યહાં, ત્યહાં પારિજાત; કૃષ્ણ ત્યહાં કુંજ માહરે.
મોડું ઘડી થયે ધાર્યું રોકાણા ભક્તકારણે;
પછી ચ્હડી ચન્દ્રશાળે જોતી'તી ત્હમ વાટડી.
જોતી હુ ચન્દ્રને ત્યહાંથી, જોતા હતા ત્હમે અહીં;
થતું ત્યહાં ચન્દ્રને ઘાટે, તારામૈત્રક આપણું.
નમ્યો એ રજનીનાથ, નમ્યુ નક્ષત્રમંડળ;
મ્હાલતી મધ્યરાત્રિનો નમ્યો રત્નાળ પાલવ.

સફાળી હુ ઊઠી, સ્વામી! હયશાળે ગઇ પછી;
શણગારી સજી અશ્વો આ મહારથ સાતર્યો
સુધર્મા ને યદુવંશ, દ્વારિકા ને સુદર્શન,
ક્ષેમ છે ને? કૃષ્ણચન્દ્ર! દેવનુ દેવદૈવત!'
સ્ફુલિંગો યજ્ઞસ્વામીના ઊડે છે યજ્ઞકુંડથી,
નેત્રેથી ઊડતા એવા સ્ફુલિંગો પ્રેમદેવના
ચન્દ્રઅધિકા તેજે ને ભર્યા ચક્ષે ઢળી ઢળી
નિહાળ્યા ત્ય્હા કૃષ્ણચન્દ્રે રૂક્મિણી-મુખચન્દ્રને.
અને વારિભર્યો જેમ ગિરિ ગિરનાર નિર્ઝરે,
ભર્યા ભર્યા હૈયાભાવે કૃષ્ણદેવ વદ્યા પછી'
'છે સૌ કલ્યાણિ! કલ્યાણે સર્વતોભદ્ર ભદ્ર છે;
પૃથ્વી છે ઊજળી આજે, કાલ કેવીક ઊગશે?
કારમા કલિના ઓળા પડે છે પૃથિવી પરે;
અધારા ઊતરે ગેબી, જુઓ, ચન્દ્રેય આથમે.
કારમી યુગસન્ધિના કારમા દેવિ! કોયડા;
સુધર્મા ચિન્તવતી'તી યુગસન્ધિનિવારણ.
સુધર્મા ધર્મધીંગી છે, યાદવો યશવંશી છે;
સાગર સોહામણો છે, ને સર્વસોહામણા ત્હમે.
ને પેલા કૃષ્ણદેશેથી આવી છે કૃષ્ણપુત્રી આ,
યોગિની છે, તપસ્વી છે, મ્હેમાન મહિષી તણી'
મહાસાગરની લહરી ઉછાળે જેમ મોતીડાં,
રાજેશ્વરી રૂક્મિણીજી હરિઓલે હસી પડ્યા.

'પધારો, પુણ્યપુત્રી છો; આવો છો પુણ્યદેશથી;
પુણ્યાળાં કરજો ધામ અમારાં આપ, યોગિનિ!'

પ્રેમભક્તિની પંખિણી, યોગિની વ્રજસાધ્વીને
દ્વારિકા કેરાં જાજ્વલ્યે સત્કારી દેવબોલડે.

'જન્મજોગી, કૃષ્ણપુત્રી, બ્રહ્મની બ્રહ્મચારિણી,
પ્રેમમંન્યાસિની આજે હાથ ધોયા હરિવરે.'

ત્હારે મહાસુધર્માને આમન્ત્રે યદુવંશ આ.
મન્ત્રણાસાર ઉચ્ચારી વિસર્જી હરિએ સભા.

ચ્હડી રથે, ગ્રહી રશ્મિ, સંચાર્યો હરિએ રથ;
વામે વામાંગી, ને મધ્યે હરિ, યોગિની દક્ષિણે.

ભીષ્મઘોષે સુધર્માએ કીધી ત્યાં જયઘોષણા
'यत्र कृष्णस्ततो धर्मः यतो धर्मस्ततो जयः

ઢળી સુધર્મા પછી દ્વારિકા ઢળ્યા દિગન્તે નભ માંહીં તારલા;
ને ચન્દ્રજ્યોત્સ્ના જઈ સાગરે ઢળીઃ સિન્ધુઉછળો પાછળ શંખ ફૂંકતો.

## અધ્યાય ૧૦ • બ્રહ્મકેદરા

મહાધ્વનિ નોબત મધ્યરાત્રિની ને પર્વણીસાગર ગર્જી ગર્જીને
પુકારતા'તાં યુગસન્ધિ બેસતી; ધ્યાનસ્થ ત્હાં પૂનમચન્દ્ર એ સુણે.

કો યુગબોલના જેવો યુગધ્વનિ થતો હતો,
ઝીલતી'તી ઘોષણા એ, દ્વારિકાની અગાસીઓ.
ગાજતાં'તાં ઘોષથી એ દ્વારિકાનાં મહાવનો.

સાગર-કન્દરાઓનાં જેવાં વારિવનો હતાં;
વનકન્દરાનાં એવાં સીમે મહાવનો હતાં.

ડોલતો સાગર જેવો તરંગાવળ શામળે,
લીલા પર્ણતરંગોથી ડોલતાં વનઝુંડ એ.

ડાળે ડાળ ગૂંથી ગૂંથે વનો ત્ય્હાં વનમન્ડપો;
કેડીમાં કેડીઓ ઢાળી રચે ભુલભુલામણી.

વડા વડલાના કોઠા, ઘટાના કોરી કાંગરા,
નાળિયેરી ધ્વજો રોપે, ગોરમ્ભો ઘાલી દુર્ગ શો.

હળે ઘટાઘટામાં ને મેઘાડંબર થાય ત્ય્હાં;
પેખે ચાંદરણે પૃથ્વી સૂર્ય ને ચન્દ્ર તારલા.

ત્રિદિશે સાગર ગાજે, ચતુર્થે એ વનો હતાં;
દ્વારિકાની પૃથ્વીપાંખ રક્ષતાં એ મહાવનો.

ઘેરી ઊંડી ઘટાઓમાં, વિશાળી વૃક્ષછાયમાં,
વ્હેતું'તું ઝરણું એક, તીરે પર્ણકુટી હતી.

દ્વારિકાનાં સુવર્ણોથી, કે રત્નાકરરત્નથી,
થાકતા ભગવન્ ત્ય્હારે એ કુટીરે પધારતા.

કૃષ્ણચન્દ્રે પાણીપાયા છબીલા ફૂલછોડ ત્ય્હાં;
ઝૂલતી ફૂલવેલોમાં ઝૂલો ત્ય્હાં ઝૂલતો હતો.

ઢોળાતી ચન્દ્રની જેવી સુપર્ણા નદીને તટે,
કૃષ્ણપાયે પયરાતી નિર્મળી વેણુવાદળી.

ઉજ્જવળી ઝરણી એહ, નિર્મળી તટવેણુ એ,
વેલીમાં ઝૂલતો ઝૂલો કૃષ્ણચન્દ્ર ઝુલાવતા.

ગેબી ગહન દેવાંશી લોકોત્તર ગુફામુખા,
ઊંડા એકાન્તના શબ્દો સુણતા કૃષ્ણચન્દ્ર ત્ય્હાં.

યોગી સાધે સમાધિ, કે જોગ જોગન્દરી જીતે,
કે વિધાત્રી લખે ભાગ્ય: એહવી વનકુંજ એ.

હિમાદ્રિની ગુફા એ ? વા હતું સાગરગહ્વર ?
કૃષ્ણચન્દ્ર કુંજ ને એ, કહેતા'તા બ્રહ્મકંદરા

ખોજવા હોય બ્રહ્માંડો, ખોજવા હોય આભને,
ત્ય્હારે સમાધિને પ્હોરે ત્ય્હા યોગીન્દ્ર આવતા

આવતા એકલથંભા ઝોળીમા આત્મને ભરી;
પોતે ચેલા જ પોતાના, પોતે પોતા તણા ગુરુ

ચિન્તનો ચિન્તવંતા ત્ય્હા, લખતા આભપાટીએ;
બ્રહ્માંડો શુ કરે વાતો, ગ્રન્થ શું વિશ્વ વાચતા.

ધોળી ધોળી ભૂતકાળ વિલોકી વર્તમાનને,
કાળને પૂછતા ભાવિ: પેખતા'તા ત્રિકાળ ત્ય્હા

ન્હણે સાગરપાળે, જ્ય્હા પૃથ્વી ઢળે પયોધિમા,
ઘૂમે સિન્ધુ, રમે ચન્દ્ર, ધનુષ્ સિદ્ધિ ધનુર્ધરો;

ઊજવે યોગિનીને ત્ય્હા રાજેશ્વરી હુલાવતાં.
યુગની યુગસંધિને ઘેરે નાદે પુકારતા,
પ્રાતઃ ચોઘડિયાં વાગ્યાં, જગત્ જુગ જગાડતા

એ પ્રભાતે કૃષ્ણચન્દ્ર આકાશે ચન્દ્ર આથમ્યે,
ઊઠ્યા પ્રભાતની સાથે પ્રભાનાં છાટણાં પડ્યે

કુંકુમ કેસર પાચે, ઊડંતા વાદળી ધ્વજે,
આભમાંથી આવતું'તું પૂર્ણિમાનું પ્રભાત એ.
પૂર્વને શિખરે પેલા, આભને ઉદયાચળે,
ઊગ્યો ભર્ગભર્યો ભાનુ, ને ઢોળ્યાં ભર્ગ બ્રહ્મનાં.
પૌર્ણમાસી પુણ્યયજ્ઞ કીધો પછી યદુવરે;
ચોધમંડળને દીધાં ન્હાનાં ન્હાનાં સુદર્શનો.
વન્દ્યા જઇ વડીલોને પૂજ્યું બ્રહ્મર્ષિમંડળ;
આશિષી ચોગિની, લીધું મહિષીઓનું પૂજન.
સાંભળી શારદવીણા સુણ્યું દેવર્ષિ-કીર્તન;
ચોગિનીનું બ્રહ્મનૃત્ય ન્યાળ્યું નેણાં ભરી ભરી.
કીધું આત્માનુસંધાન, વેદ વાંચી વિચારિયા;
મન્દિરોમાં લીધાં દીધાં દેવોને દેવદર્શન.
સત્કાર્યાં સૌ રાજદૂતો, આનન્દાવ્યાં પ્રજાજનો;
પંપાળ્યા હાથી ને ઘોડા, પંપાળ્યાં સિંહસિંહણો.
પછી રથ સજી થૈને રથી ને સારથી સ્વયં,
રુક્મિણીને કહ્યું એક 'જાઉં છું બ્રહ્મકન્દરે.'
ન્હાયા ત્ય્હાં નિર્મળાં નીરે, ઝૂલ્યા ત્ય્હાં વેલીને ઝૂલે;
બેસન્તી યુગસન્ધિના; હૈયાભાર ન ઓસર્યો.
પત્રઝૂમખમાં ન્હાળું ફૂલની વાંચી પાંખડી;
આકાશે આત્મમાં અંગે એક ટંકાર ગાજતો:
'ઉલેચું સાગરને? કે પૃથ્વીનાં કાચલાં કરું?
ઉતારું પૃથ્વીમાં આભ? થંભાવું કાળચક્રને?

છોડું બ્રહ્માસ્ત્ર બ્રહ્માડે? સારંગ? કે સુદર્શન?
વિદારું શી રીતે ગાઢ અન્ધારાં યુગસન્ધિનાં?

કરું ચૂર્ણ વિશ્વરત્નો સૂર્ય ને ચન્દ્રનાં મહત?
કે મોતીમાળ તારાની તોડું-ઉછાળું ચોકમાં?

શું કરું? ન કરું શું વા? સર્જું, ભાંગું, પુનઃ સર્જું?
કે ભરું રૂઢમાળાથી જોગણીનાં જ ખપ્પરો?

આવ્યો છું અવતારે હું પૃથ્વીભાર ઉતારવા;
ઊગે છે ભારના પ્હાડો, નિહાળું છું સ્વયં દગે.'

મહાસુધર્મા યદુવંશ ન્હોતરે, ને દ્વારિકાનો યુગધર્મ શો પછી?
ગાજે ધનુર્જ્યા જ્યમ પાર્થચાપની, અખંડ ટંકારવ કૃષ્ણને થતો.

## અધ્યાય ૧૧ - વિશ્વવિધાત્રી

બ્રહ્માંડનાં એક અણુ અણુ મહીં અવ્યક્ત બોલે વિભુ બ્રહ્મબંમરી;
એવો હરિની ઉરકન્દરા ભરી અખંડ એ નાદ થતો અનાહત.

ત્ય્હાં તો રમતો નમતો આભે મધ્યાહ્ન આથમ્યો;
ઘટાનાં વાદળો વીંધી મથતો ભાનુ દર્શને.

સુપર્ણામાં પાય ધોયા, અંગોને અભિષેકિયાં;
લળી આચમનો લીધાં, મસ્તકે કીધ પ્રોક્ષણ.

સંકોરી આંખડી જોયું નમતા સૂર્યતેજમાં;
કિરણે કિરણે પૂરી પ્રેરણા ચક્ષુસૂર્યની.

પછી ચિન્તનભારે બે મેધાનાં પગલાં ભરી,
શ્રી હરિ, વાંચવા કાળ, સંચર્યા બ્રહ્મકન્દરે.

હીંચતી'તી વેલઝૂલે હિંડોળાખાટ પુષ્પની;
ડોલર-પાંખડીઓમાં ડોલરિયો ઝૂલણે ઝ્હડચો.

વનશીતળતા આવી વહન્તી વનમાધુરી;
મલયાનિલની પાંખે પરાગો વનના ઢળ્યા.

કુંપળો કરતી છત્ર મૃદુ દેવહથેળીએ;
આણુઝીણાં સુપર્ણોનાં છાંટતો વાયુ છાંટણાં.

ઝાલતા વાયુને હાથે, આભને પીતી આંખડી;
વાયુ ને આભની પાર આત્મન્ એ ઊડતો હતો.

ચૈતન્યો ઘેરીને ઊભાં, માથે વિશ્વવસુ હતા;
યોગીન્દ્ર યોગનિદ્રામાં ઢળ્યા, આકાશ ઊઘડચાં.

મહદાકાશનું ઊંડું, અગાધ એ સરોવર,
તીરે અગમ્ય ગુફામાં બેઠી હતી વિધાત્રિણી.

ચિન્તામણિ લેખિનીએ ગૂઢ કો દેવલિપિમાં,
ત્ય્હાં વિશ્વભાગ્યના મન્ત્રો લખતી આભપાટલે.

સોનાં રૂપાનાં, હીરાનાં, રત્નોનાં શગમોતીનાં,
સુખનાં દુઃખનાં હર્ષ- શોક – ભાગ્યસુભાગ્યનાં;

સોમવલ્લી, બ્રહ્મવલ્લી, પીયૂષોના પૂટેપૂડા,
ઘૂંટી અમૃતવલ્લીને હિમાદ્રિના શિલાજિતે,

કુંકુમો ઘોળી ઘોળીને ભર્યો'તા ભાવિના ઝરા.
ભગવન્ ભાળીને ઊઠી એ સુમેધા ત્રિલોકની;

પાંખડી શી પડી પાયે, વેલી શી નમીને વદી:
'કૃપા કીધી કૃપાનાથ! દર્શન દીધલાં મ્હને.'

'ભવ્યા છો, ભવભદ્રા છો, મુદ્રા છો ત્રણ કાળની;
બ્રહ્માંડોનાં ભૂતભાવિ લખો છો દેવલિપિએ.
આવ્યો છું વાંચવા હું તો કાળના કલિભાવને;
કહેશો કાળવહીમાંથી? ભાખશો કાળની લીલા?'
લજ્જાપાલવ સંકોરી, આંખડી પાવલે ઢળી,
એ મહંકાળની પોથી હરિનાં ચરણે ધરી.
'સર્વજ્ઞને પ્રશ્ન શો આ? આર્તિ સર્વસમર્થને?
કે બ્રહ્માંડે બ્રહ્મની આ લીલા છે અવતારની?
કાંડ કાળવહીનો એ લખું છુ હું, લખ્યો નથી;
કાળની સાગરસીમે કમ્પુ છું હુય ન્હાળતી.
આખડી ઝંખવાણી, ને મૂંઝાણી મતિ માહરી;
આવ્યા છો તો ઉકેલી દ્યો વિશ્વનો કાળ-કોયડો.'
હરિએ નીરખી નેણે વિધાત્રીની અમૂઝણો;
હસી ગહન હાસ્યે, ને પ્રેરણાશબ્દ પાથર્યા:
'ધીર છો, ગંભીર છો, ને ગુહ્યનાં જાણભેદુ છો;
ભાવિના ગૂઢભેદોને માટે આવ્યો છુ પૂછવા.
વિશ્વ વડું, ત્હોય ન્હાનુ; સમાયે ત્હમ કીડીમાં;
વિશ્વે રમતાં મૂંઝાશો મા, धीरस्तत्र न मुह्यति.
અચળાની નિશ્ચળાના ખ્હાડ છે ત્હમ અક્ષરો;
વાંચી, વાગોળી, લખજો મન્ત્રો સૌ લોકભાગ્યના.'
'સૃષ્ટિસ્રષ્ટા! કલાસ્વામી! કલાઓના કલાધર!
મ્હારુ તો આલેખન છે, છે આયોજન આપનુ.

મહાત્રિલોકીના નાથે રચ્યું ત્રિલોકીમંડળ;
નકશા દોરૂં છું હું તો નાના વર્ણ નિતાન્તના.
પ્રભો! ચિત્રકલા મ્હારી, આપની રચનાકલા;
ઉછાળો આભમાં તારા, મ્હારે એ છબી પાડવી.
ઝૂલે પુષ્પઝૂલો એમ ઝૂલે ઝૂલો ત્રિલોકનો.'
'ભદ્રદ્રષ્ટા! ભદ્રલેખા! છો ત્હમે વિશ્વભદ્રિકા;
વાવું હું; પાઓ છો પાણી; પ્રારબ્ધે માનવી લણે.
ત્રૈલોકયભાગ્યનાં માતા! પોષજો પુરુષાર્થને.
પરમાત્મા આત્મદેશે, ચેતન ચેતને ઢળે;
માટે ચેતન ચીંગારી રાખજોજી સચેતન
ચાલશે એ જીતશે, ને બેઠો ખાશે ગગાસલાં.'
'ઊતરે જગઅન્ધારાં કલિનાં ભવભીષણ;
પુરુષાર્થી કલિનેયે જીતે છે, પુરુષોત્તમ.
સત્યલોક બ્રહ્મલોક જીતવા તપદુર્લભ;
સોહ્યલા-આવડે તો તો- કલિ કેરા પરાભવો.
પ્રભો મૂંઝાવ મા માર્ગે, નથી લેશે અમૂંઝણ;
ભરશો પગલું પ્હેલું, પેખાશે પગલું બીજું.
મહાસુધર્મા આમન્ત્રો, ભાખશે યુગમન્ત્ર એ.'
'કહો તો તો શુભયોગ, મહત્કાર્યે મુહૂર્તનો
દેવદષ્ટિ વિશ્વજોષ જુઓને વિશ્વજોષિણી!'
'જાણો છો જી, જગન્નાથ! મહાયોગો ત્રિકાળના;
છે શું જ્ઞાનપરું જ્ઞાન, અજાણ્યું આપથી કશું?

વણપૂછ્યાં મુહૂર્તો છે તેરશ, ત્રીજ, પંચમી;
માંડો બેસન્તી વસન્તે કૃષ્ણદ્વારે મહોત્સવ.'
ગાજ્યા ત્ય્હાં તો એક શબ્દે કૃષ્ણ 'વસંતપંચમી.'
ગાઢ યોગનિદ્રામાંથી મહાયોગીન્દ્ર જાગિયા.
સુપર્ણનો હતો આરો, હતો એ વેલીનો ઝૂલો;
હતું એ મહદારણ્ય, હતી એ બ્રહ્મકન્દરા.
આભપાંખડી શા પંખે યોગિની વાયુ ઢોળતી;
ચંપાકળી સમા હસ્તે રૂક્મિણી પાય ચાંપતાં.
પૃથ્વીભાગ્ય પૂર્ણિમાનો વ્યોમમાં ચન્દ્રમા હતો;
દિશા દિશાને દીપન્તા હતા ત્ય્હાં ચાર ચન્દ્રમા.
વાત્સલ્યમૂર્તિ પુત્રી! ને રાજેશ્વરી મહીષિણી!
કૃષ્ણબાળા! રુક્મિણીજી! ત્હમે ક્ય્હાંથી મહાવને?
'અમે થયાં કાળરીઢાં, ગોપ-વિદ્યા-વિશારદ!
વાધ્યાં વિહ્વળવ્યાકુળાં આ અધીરાં પ્રેમયોગિની.'
કુંદનો મુખનાં ઢાળી કુન્દનપુત્રી ઉચ્ચર્યાં.
પ્રેમયોગી, કૃષ્ણબાળા પ્રેમ ઢોળી વદ્યાં પછી :
'વાટ-વાટ જોઈ તાત! વિશ્વઘાટે ભર્યાં ચખે :
હવે તો હૈયું લાંગેલું વાંછે અખંડ દર્શન.'
થાકી પાકી છેલ્લે આરે બેઠેલી બોલી યોગિની.
વિશાળા જગને છાંડી આવી જગતછેડલે;
'વ્રજેશ! વ્રજ ત્યાગીને આવી સાગરદ્વારિકે;
ત્ય્હાંય એ વ્રજના વિરહો ત્ય્હાંય ના નિત્યદર્શન!'

ભરી મીટ સુપર્ણામાં, નિહાળી બ્રહ્મકંદરા,
કૃષ્ણે વાત્સલ્ય વર્ષાવ્યાં પ્રેમયોગિનીને શિરે.

પેખીને પ્રેમભક્તિનાં નેત્રમાં બ્રહ્મવર્ચસો :
'જગ વાંચે ઊઘી આંખે, વાંચે એ કીકી કેટલુ?

દોહ્યલા વિરહો, પુત્રી! સ્હોહ્યલાં હરિદર્શન.
સ્વેચ્છાવિહારી યોગિની! અનુપા ,વિશ્વમંડળે!

રીઝયો છું પ્રેમભક્તિથી; કોલ મ્હારો–મહિપીનો;
આત્મામાં ન્યાળશો ત્હ્મારે થશે અખંડ દર્શન'

'તથાસ્તુ' હસીને પૂછયું હરિને મહિપીવરે
'અને શો આ એકશબ્દી મન્ત્ર 'વસંતપંચમી'?'

'એ તો વિધાત્રી દીધેલુ મહામેધા! મુહૂર્ત છે;
વિશ્વ – મહાસુધર્માના સુઆમન્ત્રણ-યોગનુ.'

આઘે આઘે દ્વારિકાની દિશેથી ગાજી ઊઠી ઘોષણા પૂર્ણિમાની,
ઢોળાણી જે કાન્ત કાલિન્દીઘાટે: વિરહો મોંઘા, સોહ્યલા દર્શનો છે.

## અધ્યાય ૧૨ · કૃષ્ણદ્વારે વસંતપંચમીનો મહોત્સવ

છે રાત્રિ ગેબી? દિન કે શું ગેબી છે?
છે ગૂઢ નારી? નર કે નિગૂઢ છે?
એ રાત્રિની ગેબી અગમ્યતા મહીં
વાતો સુધર્માની થઇ ગૃહે ગૃહે.

અનન્તના અમી પીતાં અનન્ત કિરણાવળે
પૂર્ણિમા આથમી, ચન્દ્રો એક-બે આવીને ગયા.

એકદા એ પછી આભે પડી'તી ચંદ્રપાંખડી;
ચંદ્રવંશ જગાડન્તી ઝરી પ્રભાતની પ્રભા.

ઊગ્યાં સ્હવારનાં તેજ, માનવીમાનવી મુખે.
પાયમાં પ્રકટ્યાં જોમ, ને ઉષ્મા આવી અંગમાં;

યદુકુળ ઉમંગે, ને ઉત્સાહે દ્વારિકા હતી.
સૃષ્ટિસંજીવિની આજે હતી વાસંતી પંચમી.

આકાશો ઊજળાં ભાસ્યાં,ભાસ્યો પ્રતાપી ભાસ્કર;
જ્વલંત નરનું રૂપ, જાજ્વલ્યમાન સુંદરી.

એ જ આ દ્વારિકા? કાલે પોઢી પર્યંકમાં હતી?
આવી નવાવતારે શું, પુનરુત્થાન પામીને?

સૌ દિશેથી સૂર્યતેજે ઢોળાતાં નગરી પરે;
વ્હેતાં એવાં લોકપૂરો કૃષ્ણના હરિમંદિરે.

દુહેરે દુહેરે વાગી ઘંટા, ડંકા વાગ્યા દિશે દિશે;
નોબતો ને ચોઘડિયાં, બોલ્યાં ઉગન્ત પ્હોરનાં

બ્રહ્મર્ષિઓ, મન્ત્રીશ્વરો, શ્રેષ્ઠિઓ, ને મહાજનો,
આયુધાળા યોધરાજો; જતા એક દિશે સહુ.

વડી ઉત્સાહની રેલો રેલાતી અવની ભરી.
પ્હેલા પ્હોરનાં સોનાં કૃષ્ણધામે ઢળ્યાં હતાં;

સૂર્યનાં? કે રુક્મિણીનાં? કોનાં સુવર્ણ તેજ એ?
આંગણામાં પડી જાણે બ્રહ્મની તેજવાદળી.

પડતેલા પ્રભાસ્પર્શે રાજેશ્વરી ઊઠ્યાં હતાં;
રાજગૃહ રાજેશ્વરનું શણગાર્યું સજ્યું હતું.

કિન્નરી ગુંજતી ગીતો, બ્રાહ્મણો સ્વસ્તિ બોલતા;
ગાંધર્વો યશ ગાતા'તા, દશોદી બિરદાવલિ.

માળણો તોરણો બાંધે, ભરેલી છાબ ઠાલવે;
આંગણે ફૂલડાં વેરી, દાસીઓ સાથિયા પૂરે.

વનોએ લીલુડા પત્રો, આંબાએ દીધ કુંપળો;
વેલીએ કળીઓ અર્પી ફૂલછોડે જ ફૂલડાં.

હૈયાકુંળાં પારિજાતો ઝૂલે મંદારઝૂમખાં
બોલે 'પધારો' 'પધારો' ઊડતાં શુકસારિકા.

સુણીને. દુંદુભિનાદ કરી લીલા કલાપની,
ચન્દ્રશાળે ચ્હડી ટ્હૌકી નર્તન્તો નૃત્ય મોરલો.

નક્ષત્રો રાશિઓ, ચન્દ્રે શોભન્તી ગૃહમંડળે,
આભચંદની બાંધી'તી ચંદ્ર સુખાળચોકમાં

પુણ્યપગરણે પ્રૌઢા અર્પવા દેવને હવિ,
રચ્યો મંડપની મધ્યે યજ્ઞકુંડ પુરોહિતે.

શું'ઢડોલંત માતંગો, વાયુસ્પર્ધાળ ઘોડીલા,
રણઝૂઝ્યા રણરથો હતા મંડપદ્વારમાં.

દ્વારતોરણને શિખરે વિરાજેલુ સુદર્શન.
સહસ્રકિરણે સ્પર્ધા કરે સહસ્રરશ્મિ શું.

જાંબુવંતી, સત્યભામા, પ્રફુલ્લ પટ્ટરાણીઓ,
આવ્યાંને આદર દેતાં વર્ષી વસંતછાંટણાં.

આયુષ્યે ઢોકદા આવે, જીવન કરે સજીવન,
આયુષ્યનો હતો એવો કૃષ્ણધામે મહોત્સવઃ

પછી આવ્યા યદુશ્રેષ્ઠો– યાદવોના યશધ્વજો,
પરાક્રમી ને મેધાવી, કલગીડોલ ડોલતા.

ઉદ્ધવ અક્રુર આવ્યા, વ્રજસંભારણા વડાં;
ધારીોક્ષ્યા સાત્યકી આવ્યા, કુરુક્ષેત્ર કથા સમા;

કામાવતાર પ્રદ્યુમ્ન, સાબ ને સાબના વીરા;
અનિરુદ્ધ અલબેલોઃ યાદવોના મહાયશો.

ને કિરીટી ઉગ્રસેન, વૃદ્ધ એ વસુદેવજી,
બળભદ્ર, કૃષ્ણચન્દ્ર– પાયમા પાય પૂરતા

આમનેથી પછી ઊઠયા પુણ્યમૂર્તિ પુરોહિત,
ઊર્ધ્વબાહુ હસ્તિકંઠે બોલિયા યુગબોલ એ·

'ચન્દ્રવંશી! ચન્દ્રવંશે વિરલી કોક અદ્ભુત,
આવી છે આપને દ્વારે મહાયુગવિચારણા.

મહાભાગો! મળેલો છે, યાદવવંશ આજ આ;
ભદ્રો! મહાસુધર્માને નિમંત્રે છે યદુપુરી

જાગશે લોકકલ્યાણ, થશે યુગનિવારણ,
પુણ્યશાળી થશે પૃથ્વી, મહાભાગી મનુકુળ'

ત્યદા તો માતા અને દેવી ભગિની પુત્રીપાખડી,
દેવોત્થાને યદુઓના પધાર્યાં પર્વપૂજને :

કુલદેવી દેવકીજી લાવ્યાં અક્ષયદીવડો;
કુલમાતા રુક્મિણીજી માણેકસ્તંભ રત્નનો;

કુલભગિની રેવતીએ ગૂથી'તી પૃથ્વીમેખલા;
ને કુલવધૂ ઓખાએ શૃંગાર્યો'તો જયધ્વજ.

યુગપ્રભાએ પ્રજળેલી વર્ચસ્વી ગોત્રજો સમી,
દેવીઓ જઈને ઊભી યજ્ઞકુંડે દિશે દિશે,
દેવતેજે ઝળકન્તી દેવદીવડીઓ સમી.

અક્ષયદીવડામાંથી અગ્નિ લીધો પુરોહિતે;
માણેકસ્તંભને રોપ્યો શિખરે હેમકુંડને.

યદુમંડળની મધ્યે સ્થાપ્યો જઈ જયધ્વજ;
વધાવ્યો ભદ્રમન્ત્રોથી આરોપી પૃથ્વીમેખલા.

ત્યાં તો દેવર્ષિદીધેલી ડૂણી દેવઘડી જળે;
ઊગ્યો મુહૂર્તનો યોગ, ને પુરોહિત ઉચ્ચર્યા:
'અર્પે છે આશિષો દેવો, વધાવે છે વસુન્ધરા;
મહાસુધર્મા આમંત્રો સૂર્યઅગ્નિની સાક્ષીએ.

અર્ચ્યાં આજ્ય પરનાળે, હોમ્યા હોમાગ્નિમાં હવિ;
ઝિલાવી યજ્ઞની જ્વાળા યશસ્વી યદુમંડળે.

યજ્ઞભસ્મ, પૃથ્વીવેણુ, ઘોળી કુંકુમ કાશીનાં,
દેવાંશી યદુશ્રેષ્ઠોને કીધાં ચન્દન – અક્ષત.

વન્દીને વન્દનીયોને પ્રબુદ્ધોને પૂછી, પછી–
લખાવ્યું યદુચન્દ્રે, ને લખ્યું યદુપુરોહિતે.

'ભગવન્! કાળદ્રષ્ટા છો, યુગના છો યુગાધીશ;
આર્ય છો, વેદવેત્તા છો, મિહ છો મિહદેશના.
પૂજ્ય છો પૃથિવી કેરા, પુણ્યાત્મા છો, પધારજો.
સત્ર છે કાળનિર્ણયનો, વૈશાખી શુકલપક્ષનો;
મળશે મહાસુધર્મા ત્યહાં કુંકુમપાયે પધારજો.'

લ્હાં તો વીજઝણકારે આવી, વીજળવેલ શાં,
રુક્મિણીએ રત્નથાળે ઝીલી કુંકુમપત્રિકા.

ઝૂલતી આળુની ઝૂલે, પુણ્ય અંબાડીમાં ભરી,
ડોલન્તી હાથિણી જેવાં રુક્મિણી મંદિરે ગયાં.

દ્વારિકાને દુર્ગે એમ ઊગી વસંત-પંચમી.
ને વેરાતી મેઘધારે વેગયે મેઘની ઘટા,

ધારા ધારા થઇ એમ વેરાણી યદુમંડળી.
ઓચિતો શું મેઘ ગાજ્યો? કે અમ્ભોનિધિ ગર્જિયો?

આભ ફેડન્તી આનન્દે કીધી એ યદુઘોષણા;
यत्रकृष्णस्ततो धर्मः, यतो धर्मस्ततो जय. ।

અગમનિગમના મન્થનારે, નીરખી કાળઅકાળયોગ ઊગ્યો,
જળથળ મળતેલ સિન્ધુતીર્થે ક્ષિતિની ધર્મસુધર્માને નિમન્ત્રી.

## અધ્યાય ૧૩ · આમન્ત્રણો

આનન્દી આત્મા, અવની હુલાસીને,
ઊગી હળી એક ઘડીની પાંખડી;
વને જને ને ઉરકુંજમાં હતી
મધ્યાહ્નસોહાગી વસન્તપંચમી:
સોહાગસંજીવિની પંચ ભૂતની.

(ઢાળ શુકન જોઇને સંચરજો રે!)

હો! સાતસેં સાંઢણીઓ શણગારો રે;
નીરો એમને નાગરવેલનો ચારો રે.*

*દલપતરામ

પૃથ્વીના પૂજનિકો જે ગણાયે રે;
યદુવંશ આમન્ત્રણે એમને જાયે રે;

કુળદેવ ગોત્રપુરુષને ગમન્તા રે,
ચન્દ્ર શુ સાગરઆરે રમન્તા[૧] રે,

સોમસ્વામી સ્વયભૂનો ઋષિસાથ રે,
પગરણમાં ન્હોતર્જો સોમનાથ રે:

વ્હાલા એશ વ્હાલપથી પણ વ્હાલા રે!
આયુષ્યસંગાથી! હૃદયવિશાળા રે!

હસ્તિનાપુરે પાર્થ ને ધર્મરાયા રે,
અલબેલે અનિરુદ્ધે ત્ય્હાં રંથ સાર્યા રે.

સૂર્ય શી દ્રૌપદી, ચન્દ્રા સુભદ્રા રે,
પાંડવકુળમાત ઉત્તરા યુગમુદ્રા રે;

સાથે પેલો કુળપિતા અભિમન્યુજાયો રે,
તેડી લાવશે પુણ્યાળુ પરીક્ષિત રાયો રે.

કુરુક્ષેત્ર કાળને હળીયે હસે છે રે,
તીર્થે ત્ય્હાં ભારતવડીલો વસે છે રે;

ધૃતરાષ્ટ્ર, ગાન્ધારી, ને કુન્તી માતા રે,
વલ્કલમાં ભારતભાગ્યવિધાતા રે;

સરસ્વતીતીર્થના ઋષિવરની હારો રે,
ઋષિવરે વીંટેલા વડીલો, પધારો રે.

સંસારસાગરતટના સંન્યાસી રે,
ભર્યા ભર્યા જળમાં કમળ શા ઉદાસી રે,

માનુભાવ! મહામતિ! મિત્ર અમારા રે!
આવજોજી, જુગલ આ હાથીડા ત્હમારા રે.

દ્વિજવર! ભૂલતા મા, ઉજ્જયિની જાજો રે;
ક્ષિપ્રામા ન્હાઇ મહંકાળેશ્વર પૂજજો રે.

બ્રહ્માના મુખ સમા વેદના જ્ઞાતા રે;
વધિ સમા શિષ્યના ભાગ્યવિધાતા રે

મહામુનિ સાંદીપનિ ત્યહા શોભે રે;
ગુણનિધિ લખિયુ છે દર્શનલોભે રે.

હાથીડે રત્નજડિત અંબાડી રે,
ગુરુદેવ! વાટ જોઉ છુ દ્હાડી દ્હાડી રે

રૈવતાચળ સૌરાષ્ટ્રમન્થનહારો રે,
નિત્યનિત્યે નવનીત નવલા ઉતારો રે

કાળમીઢા જોગેશર જોગ જગાડે રે,
ગુફાઓમાં જોગન્દર સિંહને રમાડે રે.

મેઘ જેવા વાદળીએ ચ્હડી આવો રે,
ભસ્મધારી! હાથીડે મેઘ શા સુહાવો રે.

મહાલક્ષ્મી વસિયા છે જઇને શ્રીમાળે રે,
પાયે પડી રત્નાકર રત્નો ઉછાળે રે.

'વેદવિદો વેદગ્રન્થ મણિમાળે લરકે રે,
ધનપાળો દાનના મહાધ્વજ ફરકે રે.

મોકલો ત્યહાં જળધિજળની ગાવડીઓ રે,
નાચન્તી તરગાવળે નાવડીઓ રે.

પૃથ્વીના પૂજનિકો જે ગણાયે રે;
યદુવંશ આમન્ત્રણે એમને જાયે રે;
કુળદેવ ગોત્રપુરુષને ગમન્તા રે,
ચન્દ્ર શુ સાગરઆરે રમન્તા[1] રે,
સોમસ્વામી સ્વયભૂનો ઋષિસાથ રે,
પગરણમાં ન્હોતરજો સોમનાથ રે:
વ્હાલા એવા વ્હાલપથી પણ વ્હાલા રે!
આયુષ્યસંગાથી! હૃદયવિશાળા રે!
હસ્તિનાપુરે પાર્થ ને ધર્મરાયા રે,
અલબેલે અનિરુદ્ધે ત્ય્હાં રથ સાર્યા રે.
સૂર્ય શી દ્રૌપદી, ચન્દ્રા સુભદ્રા રે,
પાડવકુળમાત ઉત્તરા યુગમુદ્રા રે;
સાથે પેલો કુળપિતા અભિમન્યુજાયો રે,
તેડી લાવશે પુણ્યાળુ પરીક્ષિત રાયો રે.
કુરુક્ષેત્ર કાળને હડીયે હસે છે રે,
તીર્થે ત્ય્હાં ભારતવડીલો વસે છે રે;
ધૃતરાષ્ટ્ર, ગાન્ધારી, ને કુન્તી માતા રે,
વલ્કલમાં ભારતભાગ્યવિધાતા રે;
સરસ્વતીતીર્થના ઋષિવરની હારો રે,
ઋષિવરે વીંટેલા વડીલો, પધારો રે.
સંસારસાગરતટના સંન્યાસી રે,
ભર્યા ભર્યાં જળમાં કમળ શા ઉદાસી રે,

માનુભાવ! મહામતિ! મિત્ર અમારા રે!
આવજોજી, જુગલ આ હાથીડા ત્હમારા રે.
દ્વિજવર! ભૂલતા મા, ઉજ્જયિની જાજો રે;
ક્ષિપ્રામાં ન્હાઇ મહંકાળેશ્વર પૂજજો રે.
બ્રહ્માના મુખ સમા વેદના જ્ઞાતા રે;
વધિ સમા શિષ્યના ભાગ્યવિધાતા રે.
મહામુનિ સાંદીપનિ ત્યહાં શોભે રે;
ગુણનિધિ લખિયું છે દર્શનલોભે રે.
હાથીડે રત્નજડિત અંબાડી રે,
ગુરુદેવ! વાટ જોઉં છું દ્હાડી દ્હાડી રે.
રૈવતાચળ સૌરાષ્ટ્રમન્થનહારો રે,
નિત્યનિત્યે નવનીત નવલાં ઉતારો રે.
કાળમીંઢા જોગેશર જોગ જગાડે રે,
ગુફાઓમાં જોગન્દર સિંહને રમાડે રે.
મેઘ જેવા વાદળીએ ચ્હડી આવો રે,
ભસ્મધારી! હાથીડે મેઘ શા સુહાવો રે.
મહાલક્ષ્મી વસિયાં છે જઇને શ્રીમાળે રે,
પાયે પડી રત્નાકર રત્નો ઉછાળે રે.
વેદવિદો વેદગ્રન્થ મણિમાળે લરકે રે,
ધનપાળો દાનના મહાધ્વજ ફરકે રે.
મોકલો ત્યહાં જળધિજળની ગાવડીઓ રે,
નાચન્તી તરંગાવળે નાવડીઓ રે.

વસિષ્ઠને શિખરે વસિષ્ઠજી વિરાજે રે,
અરણ્યમાં ચરણે પરાશર ગાજે રે.

ગુફાઓમાં વાઘવાઘણ કેરા જાળાં રે,
ઝાડીઝુંડે જોગીજોગણ મતવાલાં રે.

ત્હેની પારે તારાગઢના ગિરિદુર્ગો રે,
પુષ્કરણીપાળે પુષ્કરજીનાં ભર્ગો રે.

જળતીરે તપસીઓ મહાતપ કરે રે,
મેનકાઓ આવી તાપસતપ હરે રે.

ગીરવામાં એકલિંગજી મહાગરવા રે,
મહન્તજી મરજીવા, રુદ્રાક્ષવરવા રે.

ક્ષખીતંગે લીલમ ઘૂટી પત્ર લખિયો રે,
પાઠવી છે જોગેશ્વરને પાલખીઓ રે.

કાપાલિની રહે કાપાલિક ભેગી રે,
હિંગળાજે મેલો સાંઢણી મનોવેગી રે.

રણપારે વેણુસાગરમાં ઝૂરે છે રે,
ગિરિઓમાં સિન્દુરના સાથિયા પૂરે છે રે.

ગિરિને જ્યહાં દંડકવનના ગોરમ્ભા રે,
અગસ્ત્યના વિન્ધ્યઆશ્રમ જગથભા રે.

પંચવટી રામસીતાથી સોહાતી રે,
ગોદાવરી લક્ષ્મણબ્રહ્મચર્ય ગાતી રે.

જઈ કહેજો યદુવંશના સન્દેશા રે,
આપજોજી યુગમન્ધિના આદેશા રે.

પંપાજળે સરકમળે રમતા ભૃંગો રે,
મલયનાં મહેકન્તાં ચન્દનશૃંગો રે.

મહેન્દ્રના રઘુપતિવિશ્રામ ઘાટે રે,
કૃષ્ણમન્ત્ર કહેજો પુરમાં વનવાટે રે.

ચિત્રકૂટ જગચિત્રામણ જેવો રે,
સાધુસ્વાંગે વસતા ત્ય્હાં જગદેવો રે.

રઘુવીરનાં વનપગલાંને પૂજન્તા રે,
ન્હોતરજો ત્રેતાના પુણ્યવહન્તા રે.

સરયૂનાં ધર્મજળે ધર્મયોદ્ધા રે,
અવનીનુ દામ્પત્યકેન્દ્ર અયોધ્યા રે.

મિથિલા તો ત્યાગવૈરાગ્યે ન્હાતી રે,
જનકના રાજસંન્યાસે સોહાતી રે.

તમસાને તટ વાલ્મીકિજી ઘવાયા રે,
રામગંગા પ્રગટી, સીતાજી સમાયાં રે.

તપોભોમે રથપાલખીઓ લેજો રે,
દ્વિજવર! સાગરના શબ્દ કહેજો રે.

આર્યોનો સપ્તસિન્ધુ – યજ્ઞકુંડ રે,
મહાકાય કપીશકમ્બોજનાં ઝુંડ રે.

હિમાદ્રિનાં કેસર કસ્તૂરી અંબરો રે,
શારદવન તક્ષશિલાનાં મન્દિરો રે

સર કરી હિમગિરિના ધ્રુવદેશો રે,
ગિરિઘાટે જઇને બેઠા અમરેશો રે.

ગિરિઓનાં ગૌરવને કહેજો ભાવે રે,
'આવો–આવો, સાગર ત્હમને બોલાવે રે'.

કણ્વને આશ્રમે કોક વિચરજો રે,
જગસુન્દર તાપસકુંવરી ન્હોતરજો રે.

સૌન્દર્યવન શો માલિનીનો આરો રે,
કહેજો જઈ 'તપસ્વી! પધારો-પધારો રે.'

દિશાઓને પાળતા દિગ્પાળો જેવા રે,
મહર્ષિઓ મહામાતંગ પૃથ્વીદેવા રે.

નૈમિષારણ્યે ઋષિવરનાં વૃન્દ રે,
આવશે તો સોહવશે વ્રજચન્દ રે.

મોકલો ત્ય્હાં હસ્તિસેના અલગારી રે,
ઋક્ યજુ સામ લાવે શણગારી રે.

દ્વિજવર! ગંગાસાગર સંચરજો રે,
જગન્નાથે જગતપતિને રીઝવજો રે.

હિમાદ્રિનાં બદ્રીકાશ્રમનાં હિમમાં રે,
રામસેતુ ધનુષ્યકોટીની સીમમાં રે.

અંગ બંગ જળજૂથ દેવદૂભાણાં રે,
કલિંગને ચેદી પ્રબુદ્ધ પુરાણાં રે.

કન્યાધારી રહે ત્ય્હાં ધરી જોગકન્થા રે,
પાઠવો રથ જોડી ત્ય્હાં પવનપન્થા રે.

ગંગાના ઘાટની ભવ્ય ભૂશિરો રે,
ઋષિવરની રાજે ત્ય્હાં બ્રહ્મકુટિરો રે.

મુનિવરો વેદના મન્ત્ર ઉચ્ચારે રે,
પ્રાત સાયં હોમથી જગત ઉદ્ધારે રે.

પુણ્યનાં પાણીડે ગંગાજી ગાજે રે,
વિશ્વના વિશ્વેશ્વર ત્ય્હાં વિરાજે રે.

પ્રયાગમાં ગંગાજમના ગૂંથે વેણી રે,
ત્રિગુણને ત્રાગડે વ્હેતી ત્રિવેણી રે.

તીર્થમાં સેવે ત્ય્હાં તીરથવાસા રે,
પુણ્યાળુ પરમ પીયૂષના પ્યાસા.

મોકલો ત્ય્હા હાથીડાની હલકારો રે,
રત્નાવળ રણધોરીની અલગારો રે.

દેવેન્દ્રની દેવની વિનતિએ જાઓ રે,
દેવર્ષિ નારદને તેડી લાવો રે.

એહ આવ્યે દેવવીણા રણઝણશે રે,
વિશ્વવિશ્વે મહાસુધમાં ધૂમવશે રે.

મહાભાગ દ્વિજ! કુન્દનપુર જાજો રે,
મહિષી દે એ સન્દેશે સુહાજો રે.

સૂરજ ને ચન્દ્ર બે ટોડલે શોભે રે,
સારાં સગાં. આવ્યે સમારંભ શોભે રે.

ઘમઘમતી ઘૂઘરમાળ ઘમકાવો રે,
ઝમઝમતા રણધોરી ઝમકાવો રે.

ઉદ્ધવજી જળજમનાએ પધારે રે,
વ્રજકુળને કહે 'હરિ સહુને સંભારે રે.'

સન્માની સત્કારશે વ્રજનારી રે,
'તમ આવ્યે કલ્યાણી ઘડી આ અમારી રે.'
ગોપ મ્હારા ગેડીદડાના સંગાથી રે,
મધ્યાહ્‌ને મહીપત ભાતના ભાથી રે.
શરદની જગતમનોહરા રજની રે,
વિલપન્તી ત્રિલોકતિલક સજની રે.
જળબોલે બ્રહ્મની બંસરી બાજે રે,
રૂમઝૂમતી રમતેલી કલહંસી ગાજે રે.
તારલીઓ જેવી જગઘૂમણે ઘૂમન્તી રે,
રામેશ્વરી એવી રાસરમણે રમન્તી રે.
વૃક્ષોને વેલીને પણોને કહેજો રે,
ધેનુને વત્સોને મા વિસરજો રે.
મદઝર નર્તન્તો મોરલિયો રે,
કલબોલે કલ્લોલતી કોયલીઓ રે.
વ્હાલો મ્હારો વ્રજમંડળનો કાંઠો રે,
અમૃતથી અધિકો ને જીવનમિઠો રે.
જળઢળતો વિશ્રામઘાટ અધીરો રે,
બંસીબટ, કૃષ્ણબાળાની કુટિરો રે.
કહેજો, 'છે પ્રેમભક્તિનો તપોત્સવ રે,'
કહેજો, 'છે કૃષ્ણશતાબ્દી મહોત્સવ રે.'
જાજો જાજો મેઘપગલે, હાથીડા રે!
જાજો જાજો, મન ને પવનના સાથીડા રે!

જાજો જાજો, અશ્વો! અશ્વરિયા શા ધોરી રે!
જાજો જાજો, સાંઢણીઓ પૂરફેરી રે!

વિશ્વઘાટે બેઠી છે યુગયુગસન્ધિ રે,
આકાશે આવી છે વડી જગઆંધી રે.

વિશ્વવહતી, ક્રાન્તદ્રષ્ટા, કાળવેધા રે,
સુહૃદોની કૃષ્ણ સંભારે છે મેધા રે.

યુગસન્ધિનું છે આ બ્રહ્મોપાસન રે;
મેધાવળ આપનું પૂરજો આસન રે.

સંભારીને સ્નેહીવર્યો સખાઓ,
સંભારી સૌ કૃષ્ણભાખી વિભૂતિ;
ગાતાં'તાં ત્ય્હાં યોગિની કૃષ્ણરાજ્ઞી,
કેલિકંઠે ઝીલતી કામિનીઓ.

દિશદિશ વિહરન્તી વાયુલ્હેરો
ક્ષણ ક્ષણ જાય ઊડન્તી પૃથ્વીપન્થે;
ત્યમ ક્ષણ ક્ષણ કૃષ્ણમન્દિરેથી
હરિવરનાં સુનિમન્ત્રણો જતાં'તાં.

## અધ્યાય ૧૪ · લીલમ

ત્ય્હાં આમ્રલીલી ધરી એક પાંખ, ને
આસોની પલ્લવલીલી અન્ય ફેરતો,
ને કેસૂડાની કરી ચારુ ચંચૂડી,
કો પોપટો સૂરજકોરથી ખર્યો:
વસન્તવાધે શું વસન્તબાલકો!

(ઢાળ જુવાનપુર જાતા રે)

ત્યહાં તો યદુપુરે લોકહાક વાગી, હો! પોપટડો આવ્યો રે,
હાક વાગી, ને દ્વારિકા જાગી, સન્દેશડો લાવ્યો રે.

દેવદ્વારિકાની બોલી શેરી શેરી, હો! પોપટડો આવ્યો રે;
બોલ્યા નરનારી રૂપ હેરી હેરી, 'સન્દેશડો લાવ્યો રે'

પોપટ ઊગ્યો રવિદેવની સગાથે, હો! પોપટડો આવ્યો રે,
આવ્યો સૂર્ય પ્હેલા નગરીને માથે, સન્દેશડો લાવ્યો રે.

દીપકજ્યોત એના ચક્ષુના ચમકારા, હો! પોપટડો આવ્યો રે;
વીજઝબક એની પાંખના પલકારા, સન્દેશડો લાવ્યો રે.

થતી કાન્ત સૂર્યદિશાએ સોહામણ, હો! પોપટડો આવ્યો રે;
થતી સોહાગણ નગરિયે સોહાગણ, સન્દેશડો લાવ્યો રે.

એને ઊડવે થતા સાગર-ઝગકારા, હો! પોપટડો આવ્યો રે;
એનાં પિચ્છમાં જળજળધિના ઝવારા, સન્દેશડો લાવ્યો રે.

પત્રપલ્લવના સંપુટમાં ઘાલી, હો! પોપટડો આવ્યો રે;
મહાવને મન્ત્રછાબ કો ઉછાળી! સન્દેશડો લાવ્યો રે.

હતાં રાજમહિષી ઝરૂખે ઢળેલા, હો! પોપટડો આવ્યો રે;
રૂપવેલડ શાં ફૂલડે ફૂલેલાં, સન્દેશડો લાવ્યો રે.

ત્યહા બેઠો જઈ પંખી છજાપાળે, હો! પોપટડો આવ્યો રે;
મહિષી અધઊઘડ્યાં લોચને નિહાળે, સન્દેશડો લાવ્યો રે.

પોપટ'આવ્યો છું''આવ્યો છું' બોલે, હો! પોપટડો આવ્યો રે;
કંઠ નાગી ગૌરવથી ડોલે, સન્દેશડો લાવ્યો રે.

સોનલડાળખી શા હસ્તને લંબાવ્યો, હો ! પોપટડો આવ્યો રે;
રત્નમંજરી શો કરતલે ખગ આવ્યો, સન્દેશડો લાવ્યો રે.

ચતુર પંખીએ ત્હ્યાં વ્હાલઘેલાં ફ્હાડ્યાં, હો! પોપટડો આવ્યો રે;
મહામહિષી શું લાડકોડ માંડ્યા, સન્દેશડો લાવ્યો રે.

જોયું ઝીણી દગે, મહિષી ઝબકી ઊઠ્યાં, હો! પોપટડો આવ્યો રે;
'આ તો શ્રી હરિનો લીલમ' કહી ત્રુઠ્યાં, સન્દેશડો લાવ્યો રે.

આ તો કુન્દનપુર કોડીલો આવ્યો'તો, હો ! પોપટડો આવ્યો રે;
'કૃષ્ણચન્દ્રની પ્રીતપત્રિકા લાવ્યો'તો, સન્દેશડો લાવ્યો રે.

પછી ચુમ્મને ન્હવરાવ્યો, ને પંપાળ્યો, હો! પોપટડો આવ્યો રે;
હૈયે ડાબ્યો, વળી વળીને નિહાળ્યો, સન્દેશડો લાવ્યો રે.

વ્હાલઅંગુલિએ કોર લગીર વાળી, હો ! પોપટડો આવ્યો રે;
'હરિ ! આવ્યો તમ લીલમ' બોલી બાળી, સન્દેશડો લાવ્યો રે.

કળી ઊઘડે, પ્રગટે પ્રફુલ્લ ફૂલડાં, હો ! પોપટડો આવ્યો રે;
નયનપુષ્પ એમ શ્રી હરિના ઊઘડ્યાં, સન્દેશડો લાવ્યો રે.

એ તો બ્હેનડબા ભદ્રાને દીધો'તો, હો ! પોપટડો આવ્યો રે;
ભૂલ્યાં ? હસ્તિનાપુરપન્થને લીધો'તો, સન્દેશડો લાવ્યો રે.

વદ્યો પંખીઃ 'પ્રેમમૂર્તિ ! અહો પ્રીતમ ! હો ! પોપટડો આવ્યો રે;
'હરિ ! હું છું; એ તો હું-ત્હમારો લીલમ, સન્દેશડો લાવ્યો રે.'

'મ્હારો લીલમ !' વદી સુખશું સુખ ધારી, હો ! પોપટડો આવ્યો રે;
હરિએ એક મંહી ગેબી ફૂંક મારી, સન્દેશડો લાવ્યો રે.

પછી લીલમેય લાડનૃત્ય કીધાં, હો ! પોપટડો આવ્યો રે;
ગાલે-ભાગ્યે હરિને હેતડંખ દીધા, સન્દેશડો લાવ્યો રે.

'રાણી રુક્મિણીજી! કંઈક એને દ્યોને, હો! પોપટડો આવ્યો રે;
લીલમાં ક્ય્હાંથી આવ્યો? કઇંક કથા કુહોને, સન્દેશડો લાવ્યો રે.
ત્ય્હાં તો કંઠકોર દીઠી બેવડ કાળી, હો! પોપટડો આવ્યો રે;
મંહી પરોવેલ રત્નપાંખડ ભાળી, સન્દેશડો લાવ્યો રે.
હરિ ગ્રન્થિ છોડે, લીલમ કઠ નામે, હો! પોપટડો આવ્યો રે;
વાંચી પત્રિકા હરિ લીલમને પ્રણામે, સન્દેશડો લાવ્યો રે.
કરકટોરી મંહી સોનલા કટોરી, હો! પોપટડો આવ્યો રે;
ફળ ને ફૂલ, ઉપર કેસરકસ્તૂરી, સન્દેશડો લાવ્યો રે.
પૂછે રાજમહિષી:'લીલમ! આ ભાવે છે?'હો! પોપટડો આવ્યો રે;
'મીઠાં સ્મરણ કંઈક દ્વારિકા લાવે છે? સન્દેશ શો લાવ્યો રે?'
બોલ્યા કૃષ્ણચન્દ્ર: 'બ્હેનડબા આવે છે,' સન્દેશડો લાવ્યો રે.
લીધી રાણીએ એ રતનજ્યોત પત્રી, હો! પોપટડો આવ્યો રે;
વાંચી પત્રિકા ધરી હસ્તતલની છત્રી, સન્દેશડો લાવ્યો રે.
ત્ય્હાં તો વત્સલાના વ્હાલશબ્દ દીઠા, હો! પોપટડો આવ્યો રે;
'હરિ! આવું છું' એ બે જ બોલ મિઠ્ઠા, સન્દેશડો લાવ્યો રે.
કહે મહિષી:'લીલમ! દીર્ઘઆયુ થાજે, હો! પોપટડો આવ્યો રે;
ત્હારે પગલે પાય બહેનડબાના ગાજે, સન્દેશડો લાવ્યો રે.'
ચખે ચાંપ્યો લીલમ, સૂર્યની સંગાથે, હો! પોપટડો આવ્યો રે;
ધૂમ્યાં મહિષી બ્હેનડપત્રી મૂકી માથે, સન્દેશડો લાવ્યો રે.
'આખા લીમડામાં એક ડાળ મીઠી,* હો! પોપટડો આવ્યો રે;
હરિ! ગોત્રલક્ષ્મી આજ મ્હેં તો દીઠી, સન્દેશડો લાવ્યો રે.

*લોકગીત

હવે પગરણ રસપૂરમાં મંડાશે, હો! પોપટડો આવ્યો રે;
પિતૃયજ્ઞે પિતૃગીત હવે ગવાશે, સન્દેશડો લાવ્યો રે.'
'કુળલક્ષ્મી, આમ્રમંજરી રસાળા, હો! પોપટડો આવ્યો રે;
પિતૃકુંજે એક બકુલફૂલની માળા, સન્દેશડો લાવ્યો રે.
ખારે સાગરે મીઠી વીરડી એ મ્હારી, હો! પોપટડો આવ્યો રે;'
નયન સારી હરિ વધા મૃદુલ ધારે, સન્દેશડો લાવ્યો રે.
પછી નગરીમાં રાજપડા વાગ્યા, હો! પોપટડો આવ્યો રે.
પડા વાગ્યા, ને યદુકુળો જાગ્યાં, સન્દેશડો લાવ્યો રે.
'બ્હેનડ ભદ્રા સુભદ્રા આવે છે, હો! પોપટડો આવ્યો રે;
પાલવ ભરી પિતૃકીર્તિને લાવે છે, સન્દેશડો લાવ્યો રે.'
લોક સાંભળે, પ્રફુલ્લે, વાય વેણુ, હો! પોપટડો આવ્યો રે;
જાણે દ્વારિકાની આવે દેવધેનુ, સન્દેશડો લાવ્યો રે.

પીરઘેર ઘર પ્હેલ્લું શોભના
ગોત્રલક્ષ્મી શુભ એક બ્હેનડી;
જેમ આવતી વસન્ત બેસતાં
પ્હેલ્લી હોય મધુ આમ્રમંજરી.

## અધ્યાય ૧૫ · જોગન્દરોની જમાત

જવું-જવું કે નહિ કૃષ્ણન્હોતરે,
જવું-જવું કે નહિ દેવદ્વારિકા;
જવું-જવું કે નહિ? એ વિચારવા
જોગન્દરો કેરી મળી જમાત ત્ય્હાં.

હતો રેવત રાજેશ્રી ઊભો સૌરાષ્ટ્રરાજ શો;
પાર્શ્વે વ્હેતી સોનરેખા સોના લૈ ગિરનારનાં.
સોનલેખા સોનગંગા, રેવત મેઘશામળો;
ગિરિ નદી સુહાતા'તાં જાણે કે કૃષ્ણરુક્મિણી.
આભને અડતાં શૃંગો, શૃંગે શૃંગે દીપાવલિ;
દેવરત્ને ઝબકન્તા સૌરાષ્ટ્રના કિરીટ એ.
હતી દીપાવલિ એ? કે હતી એ તારકાવલિ?
રાત્રિનો દિન કીધો'તો દેવોએ કરી દીવડા.
હતો ત્ય્હાં આજ સ્વર્ગીનો વ્યોમઘાટે મહોત્સવ.
ચંપાનાં વન જાણે શું ફૂલ્યાં ચંપક ફૂલડે!
હિમાદ્રિથી ઉખાડીને જાણે કૈલાસ સ્થાપિયો!
કાળના પડછાયા શો, કાળો કજ્જલસિન્ધુ શો,
ઘેરીને દીપમાળાને અન્ધકાર પડ્યો હતો.
મહેન્દ્રમહેન્દ્રાણીએ રોપ્યા'તા રત્ન દીવડા.
ને મહાશિવરાત્રિનો હતો આજે મહોત્સવ.
ઘેરા ઘેરા ઘોર શબ્દે રુદ્રી રુદ્રગણો ભણે.
અને અગમ્ય કો મન્ત્રો ડાકડમરુ બોલતા.
શીંગીઓ વાગતી, શંખો ઘોરમતા ગુફા ભરી.
તેજઅન્ધારનું ગુથ્યું રક્તવર્ણું ગર્જાળર;
ઉછાળી શૃંગહસ્તોને નાચતા શિવ તાંડવ.
સોરઠચોકની વચ્ચે ઊભો છે ગિરનાર એ,
ગિરિચોકે હતું એવું ભૂતનાથનુ મન્દિર.

દિશે દિશે રશ્મિ નાંખી, સહસ્રરશ્મિ સૂર્ય શું,
સહસ્ર દીવડે દહેરુ અન્ધકાર ઉજાળતું.

દુહાની રમઝટ બોલે, સુન્દરી લેતી રાસડા;
સોરઠિયા-સોરઠિયાણી ગાજતાં ત્ય્હાં ભર્યું ઉરે.

અણુકે એકતારા, ને રણુકે મંજુ મંજીરાં;
રેલાતા રાત્રિમાં ગીતો ભક્તોનાં ભક્તિથી ભર્યાં.

શૃંગો, ખીણો, કન્દરાઓ, ગહ્વરો, ગિરિખપ્પરો,
ઢોળાતા'તાં ઝરણાં, ને ઢોળાતા'તાં મહાવનો :

ઊતર્યા અવધૂતો સૌ દર્શને અવધૂતનાં.
સિંહોમાં ઘૂમતા જોગી, સિંહણો માંહિ જોગણો.

ત્ય્હાંનોવાગ્યાંશખશીંગી,ઢળ્યાધ્વનિજગતભરી;
વાગિયો આરતીડંકો, ગાજિયાં મેઘદુંદુભિ

દિશાઓ ધધણી ઊઠી, ધણેણ્યો ગિરનાર એ;
ધીર આ ધરણી ધ્રૂજી, ને ઊંડાં આભ થર્થર્યાં

વિશ્વના શિવના સ્વામી એહનાં કરી દર્શન,
અંગઅંગે ભસ્મ સ્પર્શી લોકકલ્યાણનાથની.

પછી જોગન્દરોની ત્ય્હાં મળી જોગન્દરી સભા.
એ મહાશિવરાત્રિની ગાજન્તી મધ્યરાત્રિએ

જોગન્દરી જમાતે ત્ય્હાં ઘાલ્યો ગોરમ્ભ ચોકમાં.
ભેખધારી, ભસ્મધારી, જોગવૈરાગ્યપીધલા,

સંસારો સળગાવેલા અવધૂતો મળ્યા મહા.
જામ્યો જોગેશ્વરોનો ત્ય્હાં અખાડો ગિરનારીનો.

ગોપીચન્દી રાજજીતો, ગોરખાના ત્રિયાજીતો,
અણઘડો ઓઘડના, ફનાસર્વસ્વ દત્તના,
ફક્કડ લક્કડ લંગોટા, કાનફટા, ખોપરીધ્વજી,
જગત્પ્હેરા, જગત્અન્ધા, પેખન્દાઓ અગમ્યના,
અઘોરી યમ શા ઘોર, ગરુડો ગિરનારના,
મત્યુજયી મહાત્માઓ, મૃત્યુખપ્પરધારીઓ
જોગણીના નાથ જેવા હતા એ જોગવશીઓ
પૃથ્વીના અવધૂતોની મધ્યરાત્રે સભા મળી.
સુણતી દીપાવલિઓ જોગપ્રેરેલ શબ્દ એ,
પ્હેરા ભરતા જોગીના જોગી શા સિંહસિંહણો.
રણઝણ્યો એકતારો ત્ય્હા, બોલ્યા મીઠડુ મજીરા,
ગાયુ ગગનપુરીએ, ગેબે જોગન્દરે ઝીલ્યુ·
અવધૂત! એ પ્હોર આવ્યો રે,
જે અગમે નિગમે ભાખિયો હોજી.
મહાપોકાર પૃથ્વીનો પડ્યો એ પૃથિવી લિપે,
પડ્યો રેવતને શૃંગે, મહાખીણે, દિશામુખે,
વનોમા ન સમાયો તે સમાયો જઈ સાગરે
ત્ય્હા તો જોબનની ભાગે મસ્તાનો અલગસ્ત કો
બોલ્યો જોગી, અને બોલ્યો શીંગીના ઘોર ઘોષથી·
'તો પછી બોલશો કોઈ? પેલી જાદવન્હોતરી
મહાધર્મસુધર્માએ જવુ–ના જવું જોગીએ?'
ઓચિન્તાનો થાય જેમ આભે મેઘલકાટકો,
એમ એક પડ્યો બોલ જોગન્દરી જમાતમા

સહસા વીજળી વાગે ગિરિની ગિરિમાળને,
એવી જોગન્દરોને ત્યહાં સહસા વાગી વીજળી.

આભમાં ઊડતો'તો ત્યહાં કાળોકાજળ ગીધ કો;
ચ્હડ્યો'તો ચક્રચક્રાવે, પાડતો કાળી છાંયડી.

'વૈષ્ણવોમાં શૈવ કેવા ?' હુકાર્યો એક હાથિડો;
'નથી એ દ્વારિકાપાળે ગિરિ કો;' વદિયો બીજો.

'દ્વારિકાનાં સુવર્ણોમાં સુગન્ધો જોગના કશા ?'
'કૈલાસમાં કૈલાસીને પૂછો,' કહે એક શકરી.

'દરિયે ડુંગરા કેવા ?' 'તિલકોમા ત્રિપુંડ શાં ?'
ત્યહાં તો પૃથ્વીની પાળે બોલી ક્ષિતિજની સીમા.

મીઠડી ઝરણી જેવું મીઠડું ગીત નિર્ઝર્યું :
જગતને કહેજો રે ! હરિહર એક જ છે.*

હતો એ યુગનો બોલ ? કે હતો કાળબોલ એ ?
સોહાતી સિંહણ આવે મ્હાલતી-ગેલતી વને,

જગમાં મ્હાલતી એવી આવી જોગન્દરી ત્યહાં.
વાદળી ઊતરી જેને વિશ્રામે ગિરિને શિરે,

એવી એ જઈને ઊભી જોગીઓની જમાતમાં.
જોગમૂર્તિ સમા બોલ્યા મહન્ત ભૂતનાથના :

'મહાજોગન્દરીએ આ ઉકેલ્યો ગૂઢ કોયડો'
'એ શું જાણે ?,'અજ્ઞાની છે;' 'અજાણ્યા દેશની દીસે'

*લોકગીત

'ઓસાર શા જોગણને જોગીઓની જમાતના ?'
'આ તો ગોચરની વાતો, એ અગોચરમા રમે.'

સૌમ્ય ભાવે, શીળા શબ્દે, બોલી જોગન્દરી પછી;
'પ્રબુદ્ધો ! જોગ આરૂઢો ! જ્ઞાની ધ્યાની જ એક છે.

ન જાણું શો વિશ્વપ્રશ્ન વિચારે જોગીઓ અહીં;
હુ તો જગતે ઢોળું છું આ જગત્‌હેલ માહરી.'

ને પછી કોકિલા બોલે બોલી બાળા ટુહૂ ટુહૂ :
જગતને કહેજો રે ! હરિહર એક જ છે.

કોક બોલ્યુ; 'કૃષ્ણને તો અષ્ટ છે પટ્ટરાણીઓ.'
'કૈલાસે યોગેશ્વરને ક્યહાં નથી એ ?' પૂછ્યું બીજે.

'એને સાગરસીમે છે મહાચક્ર સુદર્શન.'
'દેવોનાયે સૈન્યસ્વામી કૈલાસે શિવપુત્ર છે.'

'વિભૂતિવૈભવો એને, જોગવૈરાગ્ય આપણે,'
'એવાં તો દાનને દે છે મહાદાનો ઉમાપતિ.'

'સોનાવર્ણી દ્વારિકા છે;' 'કૈલાસે રત્નમંડિત.'
'નથી એ પૂજતા શભુ, શા માટે કૃષ્ણ પૂજવા ?'

રહી રહી પડે એવાં પડ્યાં વાદળઝાપટાં.
પછી ઝંકારતી જેવી બોલી જોગણ આઝરી :

'દીઠા છે આ સ્વયંદષ્ટે આજે પ્રાતે શ્રી કૃષ્ણને
પૂજતા જ્યોતિર્લિંગને, પ્રભાતે ને પ્રભાસમાં.'

એ વેણે જોગણ જીતી જોગીઓની જમાતને.
'ન કાં પૂજે સોમસ્વામી સાગરનાથને હરિ ?

ગોત્રપુરુષે સ્થાપ્યા છે ચન્દ્રે ચન્દ્રયુગાન્તરે.'
પછી મૌએ એકબોલે ગજાવ્યો ગિરનારને:
જગતને કહેજો રે! હરિહર એક જ છે.
કહેશો? સિંહણ કે સિંહ— કો છતે જગઝીલશે?
ગરવે ગિરિચોક ગાજી ગીતા,
વિધિનાં વેણ શી, મધ્યરાત્રિએ એ;
યુગ ને યુગ એની હાક વાગી:
હર ને શ્રી હરિ એક છે અનન્તે.

## અધ્યાય ૧૬ - પધાર્યાં

વિશાળ વ્યોમે ઊગતા અષાઢમાં
અકેક આવે ન્હડી જેમ વાદળી;
મચે પછી મેઘલની ધૂમાધૂમ:
મ્હેમાનીના મેઘ ન્હડ્યા યદુપુરે.

ભરી સંજીવની કુંભે, વિધિના પગલાં સમો,
વ્યોમની વાડીએ ઘૂમી આવ્યો ફાલ્ગુન ફૂલડે.
હર્ષને નેણલે જોતી, આશાશ્રોતે સુણન્તી, કો
વાટ જોતી ગૃહિણી શી દ્વારિકા ઉત્સુકા હતી.
મ્હોર્યાં આમ્ર અને વેલી, કેસૂચંપક મ્હોરિયાં;
નેહમ્હોરે નાર મ્હોરી, મ્હોર્યાં મેધાફૂલે નરો.
વહે વાડી ભરી જેમ પરિમળો વસન્તના,
એવા મહાસુધર્માના વાતા પુરે પરિમળો.

ચૌટે, ચોકે, રાજમાર્ગે, ઝરૂખે, ને અગાસીએ,
ગાજે સુધર્મધર્માનાં તરગાવળ સાગરે
એવે ર્‌હાંજ સમે એક આવ્યો પ્રૌઢો મહારથ;
ઘોડીલા ઘુઘરે ઘમકે, ને રથચક્ર ઝાંઝરે.
પ્રીછ્યો એ નગરીપાલે, પ્રીછ્યો યાદવમંડળે;
પ્રીછિયો દ્વારિકાએ એ, પ્રીછિયો મારુતીધ્વજે.
જેવાં ભાદ્રે ર્‌હડયાં પૂર આસો માસે ધીરાં પડે,
પુરમાર્ગે પડ્યા ધીરા પૂરે ર્‌હડેલ ઘોડીલા.
વર્ષી વસન્તધારાઓ સૌ દિશેથી મહારથે;
નેહનાં નીરમાં ન્હાતાં રથીઓ ઉજ્જ્વળાં થતાં.
વન્દને વન્દન વાળે, નાંખતાં'તાં સ્મિતે સ્મિતો;
નેણુલે નેણુલાં ઢાળે રથીઓ, નરનારને.
આવ્યાં ભદ્રા સુભદ્રા, ને આવ્યા પાર્થ હરિસખા;
'દ્વારિકે ફાલ્ગુન ફૂલ્યો :' ઉચ્ચરી નગરી બધી.
કુરુક્ષેત્રવિજેતાનો કોડીલો કારમો વડો
રથ થંભ્યો હરિદ્વારે, ઊગી ત્ય્હાં બીજની કળા.
સફાળાં રુક્મિણી ધાયાં, નિર્ઝરી પટરાણીઓ;
ઝર્યાં સૌ દાસ ને દાસી, હરિ આવ્યા હસી હસી.
'ખમ્મા વીરને, ખમ્મા હો ભાભીઓનાં સુભાગ્યને;'
વીરમીઠડાં 'લે' ભદ્રા 'ભેટ્યાં ભાભલમંડળે.
ચાપ નાખી દીધ પાર્થે કૃષ્ણની પાયવન્દના;
આશિષે હરિએ વર્ષી સૂંઘીને પાર્થમસ્તક.

'સુભદ્રે! તું હતી આવી બીજની ચન્દ્રપાંખડી,
પ્રફુલ્લી પુષ્પ શી આજે બીજની થૈ તું પૂર્ણિમા'
વીરની વ્હાલઘેલી ને વીરને લાડ લાડતી,
ફૂલપાંખડીના ગાજે, ગાજી ત્ય્હાં યદુપુત્રી એ:
"કુરુક્ષેત્રે કન્થ ગાજે, વિશ્વમાં વીર ગૂંજતો,
પૌત્ર પાયે રમે મ્હારે• કાં ન હું પૂર્ણિમા પૂરું?"
પછી એ પુરની પુત્રી—"હસ્તિનપુરમહિષીને,
કુરુક્ષેત્રવિજેતાને, દીપમાળા' ધરાવીને
સત્કાર્યું ભવ્ય સન્માને દ્વારિકે હસ્તિનાપુર.'
વસુદેવદેવકીને, કિરીટી ઉગ્રસેનને,
રામભદ્રરેવતીને ક્હાવ્યું: 'આવ્યો ધનંજય;
મજેઉ આવશે બન્ને પ્રભાતે પાય વન્દવા'
જમીને' સહુ જે બેઠાં ઝૂલતા એ ઝરૂખલે.
નાનાં રંગો નાખતા'તા ઝીણકા રત્નદીવડા;
નીચે સાગર લ્હેરાતો, ઢોળાતો જે અસીમમાં.
'પાર્થ! બહુ વ્હેલો આવ્યો! ભલે આવ્યો તું, ભારત!
તું મ્હારે ભારનો ભાગી, મ્હારે છે હૂંફ તાહરી'
'વીર! એને દ્વારિકામાં ખેલવો ફૂલડોલ છે,'
મીઠડા મંજીરા—બોલે સુભદ્રા રણકી ઊઠી
'सौराष्ट्रे पंचरत्नानि निधि नारी • तुरंगमा
चतुर्थं सोमनाथश्च पंचमं हरिदर्शनम्।'*

*સુભાષિત

બોલ્યો મૃદગના શબ્દે ધીરું મીઠું ધનંજય :
'પંચ વર્તમાનો મ્હારે દ્વારિકાવાસમાં, હરિ!
મહાસાગરમાં ન્હાવું, રુક્મિણીજી શુ લાડવું;
પ્રભાસે ખેલવા અશ્વો, ઝીલવાં હરિદર્શન'
જળ-ઝરણીના શબ્દે મહિષીએ પૂછ્યું પછી :
'મહાસુધર્મધર્માને ધર્મને પન્થ દોરવા
દ્વારિકે બ્હેનડ! ક્ય્હારે ધર્મરાજા પધારશે?
યજ્ઞની ઝાળનાં જેવાં ,ક્ય્હારે દ્રૌપદી આવશે?
યુગમૂર્તિ ઉત્તરા, ને ગોત્રમૂર્તિ પરીક્ષિત?'
'દ્રૌપદી સૂર્યજ્વાળા શી, ઉત્તરા ફૂલપાંખડી,
ધરામૂર્તિ કુન્તીમાતા, ધર્મમૂર્તિ યુધિષ્ઠિર:
સૌ ભારતવડીલોને આવશે લૈ પરીક્ષિત.
કૃષ્ણ! એ ભાણુજે ત્હારો, અભિમન્યુ બીજો થયો;
એ જ મૂર્તિ, ગુણો એ જ; ભૂલે ભાળન્તી આંખડી.
હસ્તિનાપુર હેરે છે બાળુડો સૂર્ય ઊગતો.
—ને કૃષ્ણ! વાયુ ક્હેતો'તો ગોપીઓ આવશે નહીં,
પૂંઠ વાળી ઉદ્ધવને ઊભી પર્વતછાટ શી'
'ભદ્રા! તું ઓળખે છે? કે ગોપીને ઓળખું છુ હું?
વ્રજગોપી આવે તો તો ત્હારે રાંધી જમાડવું;
તાહરા હાથના સ્વાદ ચાખ્યે વર્ષો વીતી ગયાં.'
છલંગો ભરતી આવે પાછી વળેલ સિંહણી.
સ્નેહજ્યોતે જલન્તી, ને ભાવજ્યોતે પ્રકાશતી.

પછી ન્હાળવા નીકળ્યાં દ્વારિકાની દીપાવલિ :
સજોડે–પાર્થ ને ભદ્રા, કૃષ્ણ ને રાણી રુક્મિણી.

ભાળ્યું ભર્યું ભર્યું પુર, હૈયાજ્યોત શી જ્યોતિઓ;
ગયાં સાગરને તીરે, સાગરપાર ન્હાળવા.

ત્ય્હાં તો એક શિલાપાટે શિલા શી યોગિની દીઠી.
એક આંખે દ્વારિકા, ને અન્યે સાગરને જુએ

રમન્તા ઊતરી આભ ચક્ષુની કીકીઓ મહીં.
પાર્થ થક્ય્યો, ભદ્રા થલી; કૃષ્ણરાજ્ઞી હસી પડ્યાં.

'એહ તો કૃષ્ણબાળા છે, યોગિની પ્રેમયોગની.'
'હરિ આ કારમો જોગ! દ્વારિકા કેરું અદ્દભુત!

મ્હણે સંસાર ગાજે છે, કીધી યોગગુફા અહીં'
ભદ્રાપાર્થ પડ્યા પાયે દડવત્ દેહથી કરી

'દીઠાં ભક્તવિરક્તોને, નિરખ્યાં ગોપગોપીને;
ગોપીઓમાંય તું ગોપી– પ્રેમયોગી, તપસ્વિની'

પડ્યું પ્રભાત આભેથી; દીપ્તિ જ્ય્હાં દ્વારિકે ધરી,
હાથિણીહાથીની વાગી ઘંટા મંજુલ મંજુલ.

ધાયા કૃષ્ણ સફાળા, ને મહામહિષી છાય શાં.
ભેટ્યાં કૃષ્ણસુદામાજી, નિર્ઝર્યાં નેહનેણલાં;
ઊભી આયુષ્યને આરે નિહાળ્યા બાળકાંડને.

હરિએ હાથ ઝાલ્યો, ને જેષ્ટિકા કરમાં ગ્રહી;
વાગ્યા સ્હવારના ડંકા ઋષિના પુણ્યપાવલે

'સખે! તીવ્ર ત્વરા કીધી! માર્ગે વેઠ્યો મહાશ્રમ;
કે પછી પી ગયા પૃથ્વી'હાથી શૂંઢો ભરી ભરી?',

સૌમ્ય શીળા સંન્યાસીના શબ્દે બોલ્યા ઋષિવરઃ
'શ્રી હરિ! સહુને હોયે હરિદર્શનની ત્વરા;
હરિના પાર્ષદો આવ્યા ને રાતોરાત નીસર્યા,
પન્થીને વન્દતા આવ્યા 'શૂંઢદંડો ઉછાળતા,
ડોલન્તાં નાવના જેવા હાથીડા ડોલતા, હરિ!'
વન્દીને રાજમહિષી, વન્દીને શ્રી હરિવર,
લજ્જાંમીઠાં ઋષિપત્ની ઊભાં રુક્મિણીછાયમાં.
ઋષિબાલકલબોલે ગાજ્યું હરિમન્દિર;
મોરલા ને કોકિલાથી ગાજે વસન્તકુંજ શું!
વીત્યા કેંક દિનો એમ ઊગ્યા કે ન ઊગ્યા સમા;
ફૂલતી રુક્મિણીવેલી, ફોરતો કૃષ્ણ-આંબલો.
વાધતી'તી વિભૂતિઓ મ્હેમાનોનાં પધારવે.
એક પ્હેલ્લે પ્હોરે પછી અશ્વો ખેલાવતા, ત્યહાં
'ધર્મરાજા પધારે છે;' પડી હાકલ પુરમાં:
ધાયા ધોરી અનિરુદ્ધ, ધાયા નગરીની સીમે;
મનોવેગી મહાઅશ્વે મળ્યા જૈ ધર્મસ્વારીને.
ઘડી વાતે વીતી; ત્યહાં તો દ્વારામતી સમસ્ત એ
સોહન્તી આવી સામેયે, મોખરે હરિ સૂર્ય શા.
ધર્મદેવની આશિષો હરિએ પ્રણમી ઝીલી;
'ધર્મધ્વજને રક્ષન્તો ભીમ છે હસ્તિનાપુરે.'

દીઠા સાંદીપનિ દેવ, દંડવત હરિએ કીધા;
ગુરુએ 'કલ્યાણ' ભાખ્યુ, શ્રી કૃષ્ણે વન્દ્યુ બાળ શુ
'બ્રહ્મચારે સુપર્ણાને મળ્યા અમે મહાવને'
'આશ્રમમાતા નથી આવ્યાં?' 'છે ત્હાં આશ્રમધેનુમાં.'

કુન્તીમાની પાયધૂલિ કૃષ્ણચન્દ્રે શિરે ધરી;
યુગમૂર્તિ ઉત્તરાને નીર્ખી મહિષી નિર્ગળ્યાં.
મોનલ બંસીના શબ્દે રુક્મિણીરાણી પાંગર્યા:
'કુન્તીમાતા ગુરુદેવ ધર્મરાજ પધારશે
'યદુનગરીમાં આજે થયો મહામહોત્સવ.'
દ્રૌપદીને જોઇ આઘે ધાયાં ત્હાં કૃષ્ણરુક્મિણી;
'યંજ્ઞજવાળાં! તુજ જવાળે કુરુક્ષેત્ર હજી દાઝે'
ચાળક્યો અર્થકન્ધોએ પરીક્ષિતપ્રતાપને;
હળ્યાં, મળ્યાં, હસ્યાં સૌ, ને પૂજિયાં પૂજનિકને.
ત્ય્હાં તો વાગ્યા જયવાદો જયોચ્ચારની વાણીથી;
યદુવંશના, સામૈયે ગજાવી.' પુરસીમને.
પછી નગરીમાં પેઠું, પુરમા પાણી'માય ક્ય્હાં?
મૃદંગો મીઠડું બોલે, ભેરીની ઘેર ઘોષણા;
બોલે રણરથે ઘેરા દિક્‌કાળબોલ દુદુંભિ.
કુન્તીમા ને દ્રૌપદીને રથે પ્રદ્યુમ્ન સારથિ;
ધર્મ-સાંદીપનિ કેરો અનિરુદ્ધ વહે રથ.
સુદામાજી સામ ગાતા, ગાજે મન્ત્રધ્વનિ મહા;
વાતા દેવર્ષિજી વીણા, શ્રી હરિ શંખ પૂરતા.

પુષ્પે ને પુષ્પમાળાએ, કંકુ ચન્દન કેસરે,
વધાવે શગમોતીડે દ્વારિકા કેરી સુન્દરી
પછી મ્હેમાનના પૂર આવતા તા યદુપુરે,
દ્વારિકા મહીં ઢોળાતા દેશદેશ દિશાદિશા
શુક્લપક્ષે નિત્યનિત્યે તેજ ને ભરતી વધે,
ભરાતી દ્વારિકા એમ, તેજસ્વી નિત્યશઃ થતી
જ્ઞાનલક્ષ્મી, કાવ્યલક્ષ્મી, માનવતાની લક્ષ્મી લે
સન્તાનો મહાલક્ષ્મીના પધાર્યાં માધપૂર્વજો,
ડોલતા નાવહિન્ડોલે, મહાકાવ્યની મૂર્તિ શા
શિછળે સાગરે જેવી તરંગોની પરંપરા,
એવા દ્વારામતીઘાટે મ્હાલતા માનવોર્મિઓ
ભક્ત, વિરક્ત, આસક્તો, રાજર્ષિઓ, મહર્ષિઓ,
યોગીઓ, યોગિનીઓ, ને તાપસો ને તપસ્વિની,
જોગન્દરો, જોગન્દરી, દિવ્યદ્રષ્ટા, યુગાધીશો,
આભમાં ઊડનારા—જે ઉલ્લંઘે શૃંગશૃંગને,
બ્રહ્મપુત્રો, વેદવિદો, શાસ્ત્રજ્ઞો ને કવીશ્વરો
મેધાપાખડીઓ આવી મેધાની સિન્ધુકુંજમાં
અભિમન્યુ, ઘટોત્કચો, મસ્ત જોબનરંગીલા,
આવિયા દ્વારિકાઘાટે યુગસન્ધિવિચારણે.
કૃષ્ણની કીકીમાં માય, રુક્મિણીના હૃદે શમે.
સખા, સુહૃદો, મેધાવી, ધીર, ગભીર, ધીમતા,
પડયા ઓળાના પેખન્દા, ને રમન્તા અગોચરે,

સ્થિરબુદ્ધિ, સ્થિતપ્રજ્ઞો, પુણ્યી, બ્રહ્મપરાયણો:
આવ્યું ત્હાં તો જગતકેન્દ્ર,આવ્યું સમસ્ત ભારત;
આમન્ત્રેલાં ઘણાં આવ્યાં, મળી મેધાની મેદની.
જમનાઘાટથી એક આવ્યા ઉદ્ધવ એકલા.

એકાકિની વાદળીઓ વસન્તની
આવે, મચાવે ઘનની ધૂમાધૂમ;
પૃથ્વીની મેધા મહુ ત્હા પધારતી,
ને દ્વારિકાને ભરતી ચ્હડી હતી.

## અધ્યાય ૧૭ • ફૂલડોલ

પરાગની પાંખડીઓ શું પાગરી,
કે સાથિયા શુ મલયાનિલે પૂર્યા;
વેરેલી એ વાદળીપાવલે પછી
ઊભી નભોગોખ વસન્તપૂર્ણિમા.

એમ કરતાં કરતાં ફૂટ્યો ફાલ્ગુન ફૂલડે;
વસન્તે રમતી આવી પૂર્ણિમા પૂર્ણપાખડી.
પુષ્પે વનો પ્રફુલ્યાં, ને પ્રફુલ્લી ચન્દ્રની કળા;
દ્વારિકાવાસીના હૈયાં પ્રફુલ્યાં એ વસન્ત શાં.
ઊઠ્યો પાર્થ, લીધી વીણા; કોડઅંગુલિએ મદુ
ગીતઝરણી ઝંકારી, જાગી ભદ્રાવતી સખી.
વીણા વાતાં, ગીત ગાતાં, સુભદ્રાપાર્થ નીસર્યાં;
વેશથી વૈતાલિકના પધાર્યાં હરિમન્દિરે.

વીણા વાય સુભદ્રા, ને નર્તે પાર્થ-બૃહન્નલા;
નિહાળે નેહને નેણે મહામહિષી-શ્રી હરિ.
અરુણનાં છાંટણાઓ વેરાતાં વ્યોમથી પડ્યાં;
પછી પાર્થસુભદ્રાના રંગનો રગ રંગિયો.
રુક્મિણીજી વીણા લાવ્યાં, વાય જાણે સરસ્વતી,
કો અલૌકિક બ્રહ્મનૃત્યે નર્તી ઊઠ્યા જ શ્રી હરિ.
પછી વીણે વીણા ઢાળી, નૃત્યમાં નૃત્ય ઢાળીને,
ગાયે રુક્મિણી ને ભદ્રા, નર્તે શ્રી હરિ ભારત:
જાણે બે સાગરો ડોલે બે પૃથ્વીઓની સન્મુખે.
અણુ શું અણુએ નર્ત્યાં, નર્તી ત્ય્હાં વાયું શું પ્રભા;
જોતો ચૌદશનો ચન્દ્ર, જોતો પૂનમનો રવિ.
પછી ત્ય્હાં ધેનુઓ આવી; પૂજી, દ્હોઈ સ્તવ કરે;
પીધાં શેડકઢાં દૂધ ગોપીગોપે હળીમળી.
કહે કૃષ્ણ: 'સાંભરે છે પાર્થ! એ તિથિઓ ત્હને?
ભદ્રા રીઝવી ત્ય્હારે તું નર્ત્યો'તો આમ રૈવતે.';
વાગ્યા સ્હવારના ડંકા, છંટાયા ચોક કેસૂડે;
દ્વારિકાપુરીએ જાણ્યું, પડી વસન્તપૂર્ણિમા.
ત્ય્હાં તો જાણે ચન્દ્રમાંથી સહસ્રાવધિ તીર્થીની
સાગરે આવી નૌકાઓ, વાદળી સમ ડોલતી.
શતધા નાવ જાતાં'તાં, શતધા નાવ આવતાં;
નૃલોકની દિશે દિશે આપલે હરિની થતી.
જલધિજલથી ઘાટે નિહાળ્યો ગરુડધ્વજ;

ઉત્તુંગ, આસમાપન્તો; ઘોષ યાત્રાળુએ કીધો:
'यत्र कृष्णस्ततो धर्मः, यतो धर्मस्ततो जयः
શતાબ્દીમાં જયવાદ બોલે સાગર સાગર;
દિશા દિશા યશોગીત ગૌરવે ગાય છે, હરિ!'
સાગરસીમને જોતા હરિ હતો અરૂખડે;
વસન્તનાં વ્યોમ તેજે વર્ષી વર્ષી વધાવતાં.
વાયા વસન્તના વાયુ તે દિને દ્વારિકા વિશે;
ગાયાં વસન્તનાં ગીતો વસન્તનાં વિલાસીએ.
પુષ્પો પત્રો આમ્રમ્હોરો ગૂંથ્યાં'તાં દ્વારતોરણે;
અંગે, ને છોગલે, પાઘે છાંટચાં વસન્તછાંટણાં.
ચોકમાં નર્તકો નર્તે, ગૃહે નર્તતી નર્તકી;
નર્તતાં પૃથ્વીનાં નૃત્યે, નર્તે બ્રહ્માંડનૃત્યથી.
મૂક્યું બ્રહ્માંડમાળામાં હરિએ બ્રહ્મનૃત્યને,
માનવીને ઉરે અંગે ત્હારથી નૃત્ય નર્તતું.
નિર્મળી, દેવનાં દૂધે ધોયેલી ઊતરી પછી
ગૃહોની અગાસીઓમાં આગમરાત પૂર્ણિમા:
મોગરાના પરિમળો સંમી ઢોળાતી ચન્દ્રની.
વાગ્યાં મૃદંગ ને વીણા, એકલતારી, મંજીરા;
ઝાંઝો ને કરતાલોથી ગાજ્યાં સાગર-દ્વારિકા:
હોરી ને ભૈરવી ગાયે હરિનાં હરિકીર્તનો.
मद्भक्ता यत्र गायन्ति, तत्र तिष्ठामि, नारद!
પૂરવા એ હરિબોલ ઋષિ ઘૂમ્યા ગૃહે ગૃહે:

હાથે વીણા, ધર્યા માથે શિખામાં મણિ શા હરિ.
વ્યોમમાં પૂર્ણિમા, પુરે તરંગાવળ ગીતની;
નેહનાં ઝરણાં નેત્રે, હૈયે હૈયે વસન્ત ત્હાં.
છલકન્તી જ્યોત્સ્નાપૂરે, ચન્દ્રનાથે સુહાગિણી,
વસન્તપૂર્ણિમાની એ વીતી રાત્રિ હરિરસે.
મહાસાગરનો ઘોષ ગાઢો ઘેરો અગમ્ય છે;
એ નિધિઘોષમાં ઘોષ ઢોળાતો યદુપુરનો.
ને પછી અરુણે આભે રંગ્યા વસન્તરંગને;
પ્રભાત કેસૂવેરેલું એ હતું ફૂલડોલનું.
સ્હવારે સૂર્ય ને ચન્દ્ર આવ્યા જોવા યદુપુરી.
ઢળેલા ઢગ કેસૂના ચીતરે ચોક ચોકને;
ઢગલે વસન્તના ભાવ અર્પ્યા શું પુરને વને!
ભરાતી છાછરો છીછરી, ભરાતી ઊંડી કોઠીઓ;
ભરાતી ઉર શી દ્દેઘો, ભરાતા નેત્ર શા નળા.
હૈયાને રંગ રંગેલા ગુલાલે ભરી ઝોળીઓ
લંટકે લ્હેરખાં લેતી કંઠે યદુકુમારને.
મ્હોર સમા કુમારો, ને કળી સમી કુમારીઓ;
પુષ્પ જેવાં પ્રફુલ્લેલાં હતાં સૌ નરનાર ત્હાં.
અજાણ્યાંને નકાર્યાં ને હતી ત્હાં આણ રંગની;
સખાઓનો સ્નેહીઓનો વસન્તોત્સવ એ હતો.
દ્રૌપદી નિત્ય પ્રોવાતાં સેવામાં ધર્મરાયની;
ઉત્તરા સેવતી ભાવે કુન્તી માતાની સ્હોડને.

ને આંબાવાડિયે આવી કૂજી ઊઠે જ કોકિલા,
એવી મહિયરમાં ભદ્રા ઘૂમતી–ગાજતી હતી.
પડ્યાં વસન્તનાં પ્હેલ્લાં પગલાં હરિમન્દિરે.
હૈયારંગે ભરી પ્હેલ્લી પિચકારી, તાકી તીર શી,
મારી હૈયાસોંસરવી સુભદ્રાએ શ્રી કૃષ્ણને.
રુક્મિણીએ રંગધારે પાર્થનાં ચરણો ભીંજ્યાં;
રંગધારા પછી પાર્થે રુક્મિણીચરણે ઝરી.
સુભદ્રાને ઝબકોળી પાર્થે કુંકુમ-ઝોળીએ;
કૃષ્ણચન્દ્રે અર્જુનને ન્હવરાવ્યો નખે શિખે;
પ્રત્યંચા વાળીને પાર્થે ભીંજવ્યા કૃષ્ણ બાહુઓ.
રતિ શું પ્રદ્યુમ્ન ખેલ્યો, રંગી વસન્તરંગમાં;
ને પરીક્ષિત પંખાળો ઓખાને ભીંજવી ઊભો.
વિધાત્રીની પુત્રી જેવી ચિત્રલેખા પ્રકાશતી;
અલબેલે અનિરુદ્ધે ભીંછી વસન્ત ભાવથી.
રમે ચ્હડ્યો હરિસંઘ ઠલવાયો પછી પુરે.
માથે મધ્યાહ્નનો સૂર્ય વાતો વસન્તલ્હેરણાં;
સાગરે પર્વણી કેરી મધ્યાહ્નભરતી હતી.
રત્નાળી સોનારૂપલા હાથમાં પિચકારીઓ;
કેડીલા કંઠદેશે એ હતી કુંકુમઝોળીઓ.
અંગે વસન્તના વાઘા, હૈયે ભાવો વસન્તના;
ભાગ્યે વસન્તરેખાઓ, વસન્તી રંગ નેણલે;
જાણે વસન્તમ્હોરેલાં મૂકી 'પ્રૌઢાં 'મહાવનો

કૃષ્ણનગરામાં ઘૂમે વારુ વસન્તદેવતા,
છાંટે વસન્તની ધારા પરસ્પર વધાવવા;
મારે પુષ્પો કેસૂડાંનાં વસન્તડંખ ડંખવા.
ધરિત્રી શાં કુન્તીમાતા, દુઃખસોહન્ત દેવકી,
બોલ્યાં: 'સો-સોય વર્ષે છે કૃષ્ણ ને પાર્થ બાળુડા';
વદ્યા સાંદીપનિઃ 'ખોવું યૌવન, પ્રાર્થવું પછી,
ઓથી તો સારું આયુષ્યે સૌને અખંડ યૌવન.
કૃષ્ણ જોયા વને ન્હાતા મૂશળધાર મેઘમાં;
જોયા છે કારમા કૃષ્ણ સાગરે ઝંપલાવતા.
હા; અખંડ યૌવનની કૃષ્ણ તો માત! મૂર્તિ છે.'
ન્હેણે સાગરને પગલે સાગરિયો ઘૂમી રહ્યો.
છાંટ્યા ગૃહે ગૃહે ચોક, દ્વાર ને દ્વારટોડલા;
છાંટ્યા ગોખ, ઝરૂખા, ને હૈયાં સમી અગાસીઓ.
દ્વારિકાનાં નરનારી ભીંજવ્યાં ઉરભાવથી.
દેવોએ રંગરંગેલી ધેનુની દૂધસેર શી
મેઘધારે ભીંજે-રંગે હરિને યદુનન્દનો.
પ્રજાપુત્રી સુભદ્રા, ને મહામહિષી રુક્મિણી,
જતાં'તાં અન્તઃપુરમાં, જૈને રંગે ભીંજવતાં.
હેતની પાંખડી જેવી, પડે જૈને ગૃહે ગૃહે;
ઉઠાડે ગૃહથી ક્હાડે તારલી વાદળી છૂપી.
નિહાળી હર્ષઘેલાંને ઊઠે ઓ હર્ષઘેલડી.
સુભદ્રાને અંબોડલે, પાર્થની કીકીઓ મઢી,

'તાકતી' રંગપિચકારી દ્વારિકાની કુમારીઓ.
એવાં વાગ્યાં નહીં હોય પાર્થને અરિબાણ કો.

કૃષ્ણ-પાર્થે પછી વાળ્યા ઘેરમાં યદુનન્દનો;
ભદ્રા-રુક્મિણીએ ઘેરે જમાવી યદુનન્દિની.
મધ્યાહ્‌ને ને મધ્યચોકે, હરિણી-હરિણો રમે,
ઊડન્તા એ ગુલાલોએ રચી વસન્તવાદળી,
વર્ષતી રંગધારાએ વધ્યાં વસન્તમેહુલા
યદુનગરીના ચોકે વેરી વસંતફૂલડાં,
વિલોલ, વીર ને વીરી વસન્તોત્સવ ખેલતાં.
ઊછળે છોળ કેસૂની, ઊડે આભલ કુંકુમો;
વર્ષ્યાં જાણે સૂર્યમાંથી તેજતેજ વસન્તનાં.
ભર્યાં હૈયે, ભર્યા ભાવે, ભરેલી પિચકારીએ,
ખેલ્યાં પ્હોર-દોઢ પ્હોર, હતો વસન્તપ્હોર એ.
ગાતાં વસન્તના ગીતો, ગાતા ઉરના જયોત્સવો,
સુભદ્રા ને કૃષ્ણની એ ઘેરો ગૈ સાગરે પછી.
ભદ્રાઘેરે નિધિ ખેડ્યો નાવડીઓ તગાવીને;
કૃષ્ણઘેર નીરે પેઠી, ચ્હડીને હસ્તિલઘરે.
હાથના મૃદુ હલેસે નાવડાં નિધિમાં વહી,
કીધાં વસન્તનાં સ્નાન તરંગાવળ સાગરે;
અંગે ઉરે મુખે નેત્રે છાંટીને જળછાલકો.
ચ્હડ્યો કૃષ્ણ-પાર્થે માંડ્યો હાથીખેલ જ ભાવતો.
કઠબૂડ હાથી હાંકે તરંગાવળમાં ત્યહાં,

ગર્જે–ત્રાડે પછી હસ્તિ, પયોધિ શું પયોનિધિ.
ચક્ષુ જાણે મહાશંખો, મત્સ્યમાળા જ દન્તુઓ;

ડોલન્તી એ શૂંઢો જાણે ડોલન્તી જળડાળીઓ.
હસ્તિઓની પીઠપાટો ઉલ્લસે ઊછળી જળે;

અંગહિંડોલ ડોલીને પીઠેથી જળમાં ઝૂકે.
તરંગે છલતો છલતો આવ્યો બાળ પરીક્ષિત;

શૂંઢશાખે ચ્હડી. ઊભો હસ્તિપીઠઝરૂખલે.
પછી આવ્યાં મહીમાટ, ગોરસો ગોરસે ભર્યાં;

દહીં દૂધે થયાં ન્હાઈ દહીં ને દૂધ ઊજળાં.
રંગે ચંગે ઉમંગે ને કાન્ત કો કવિતાજળે

આનન્દાવ્યાં નન્દનન્દે વસન્તે નન્દનન્દિની.
સોહાગણ સુભદ્રાની, કૃષ્ણની ઘેર એ પછી

ગીતો વસન્તનાં-હરિનાં ગાતી આવી યદુપુરે.
ચાલે આગળ ડોલન્તા હરિ વસન્તરાજ શા;

યાદવો-યાદવીઓની ઘેરો ગાજન્તી પાછળ:
આગે આગે મોરલો, ને પાછળ પાલવ મોરનો.

દ્વારિકા, સાગર, આભ, ગાજ્યાં વસન્તગીતથી.

હરિ! આવી વસન્ત, વાગી વાંસળી, રતનાગરિયા!
અને આવ્યા ત્હમેય, રસરાજ! વસન્તરાજ, રંગભરિયા!
આ ક્યારે ક્યારે ફૂલ્યાં ફૂલડાં, રતનાગરિયા!
પડી પગલી ત્હમારી, મહારાજ! વસન્તરાજ, રંગભરિયા!

હરિ! ગગને કુંકુમની છોળો છલે, રતનાગરિયા!
એવા ઊછળે આતમના આનન્દ,વસન્તરાજ રંગભરિયા!
અમે દીઠા વિશ્વેશ્વર વિશ્વમાં, રતનાગરિયા!
પડે જગતે પરબ્રહ્મના પડછન્દ, વસન્તરાજ રંગભરિયા!
હરિ! કોડની કવિતા કલ્લોલતી, રતનાગરિયા!
કુંજ-કુંજે બોલે વસન્તબોલ, વસન્તરાજ રંગભરિયા!
આ જગત સારુંયે ઝોલે ચ્હડયું, રતનાગરિયા!
હૈયે હીંચે છે હરિના હિન્ડોલ, વસન્તરાજ રંગભરિયા!
હરિ! વાગી જગે વસન્તબંસરી, રતનાગરિયા!
ગાજે ગીતે ગીતે ઘાટઘાટ, વસન્તરાજ રંગભરિયા!
દિલ દિલદેશ પ્રગટે છે દ્વારિકા, રતનાગરિયા!
અણુ-અણુમાંહી વિહરે વિરાટ, વસન્તરાજ રંગભરિયા!

સૂકું લીલાવી, ખર્યું તે ખિલાવીને,
સુધર્મધર્માવ્રતને પળાવીને,
વહાવવી'તી નવલી વસન્તિકા:
વસન્તખેલો હરિ તેથી ખેલતા.

## અધ્યાય ૧૮ • મહાસુધર્મધર્મા : કોલાહલ

અને પછી ફાલ્ગુનફૂલડે પીધી
ભરી કટોરી શુભ ચૈત્રચન્દ્રની;
વૈશાખ આવ્યો સુગચાંખડી ચ્હડી,
વસન્ત લાવ્યો વડી વેદકાળની.

ને પછી આભમાં આવી બીજની ચન્દ્રપાંખડી;
બેઠી'તી વિશ્વચક્ષુ શી સાગરને સિંહાસને.

હતું સાગરતીરે ત્ય્હાં મહાઉદ્યાન મેઘ શું;
દ્વારિકા સાભળતી'તી નિત્યે સાગરમન્ત્ર ત્ય્હા.

મહામેઘાડમ્બર શો નિત્યશઃ ગર્જતો નિધિ;
ભરાતા ને ઓસરતા ભરતીઓટ અહર્નિશે.

વિશાળા સાગરોદ્યાને, . અફાટ એ નિધિતટે,
મહીતલમેધાવિની મળી માનવમેદની.

કૃષ્ણચન્દ્રે નિમન્ત્રેલી જગતજ્યોતિર્ધરો તણી
મળી સુધર્મધર્મા ત્ય્હાં પૃથ્વીના ધર્મધારણે.

આવ્યાત્ય્હાંગિરિઓ,આવ્યાસરિતાઘાટમોહતા;
આવ્યાત્ય્હાસ્વર્ગનામેઘો,આવ્યાગર્જન્તસાગરો.

સિંહચર્મે વ્યાઘ્રચર્મે રાજર્ષિઓ વિરાજતા;
દર્ભાસને મૃગચર્મે બ્રહ્મર્ષિ બ્રહ્મમૂર્તિઓઃ

ધર્મરાજા વિરાજ્યા'તા સર્વતોભદ્ર આસને.
સાગરે કરી અંઘોળ, ચન્દ્રનાં કરી દર્શન,

આદર્યો ત્ય્હાં બૃહદ્યજ્ઞ વૈશાખી શુક્લપક્ષનો.
ઋષિઓ અગ્નિ સંકોરે, સુદામા હવિ અર્પતા;

મહાશબ્દે વેદમન્ત્રો ગાતા સાંદીપનિ મુનિ.

'ॐ सह नाववतु। सह नौ भुनक्तु। सह वीर्यं करवावहै।
तेजस्वि नावधीतमस्तु। मा विद्विषावहै॥

ॐ भद्रं कर्णेभिः शृणुयाम, देवाः।
भद्रं पश्येमाक्षिभिः यजत्राः।
स्थिरैरंगैः तुष्टुवांसः तनूभिः
व्यशेमहि देवहितं यदायुः॥"*

'ભદ્રે! આજે ઊગ્યું પર્વ વેદકાળવસન્તનું.'
સિન્ધુમેઘાળ શબ્દોથી ગજાવી આરતી પછી;

ઉઘાડચો આભગોરમ્ભો, કમ્પાવ્યાં કાળ ને દિશા.
યજ્ઞારંભ કરી થંભ્યા; પછી પડી નવી તિથિ;

નવલો સૂર્ય ઊગ્યો, ને નવલો ચન્દ્રમા ઊગ્યો.
અક્ષય પૃથ્વીના પાટે, અક્ષય સિન્ધુને તટે,

અક્ષયતૃતીયા કેરો હતો અક્ષયયોગ એ.
દેવદેવાંગનાનાં કો પીયૂષો ઝરતી પરમ,

મહેન્દ્રે મોકલાવેલી, હતી એ ચન્દ્રની કલા.
મીઠડા મોરલાનાદે દિશાકાળ જગાડતો

સાંદીપનિ મહર્ષિએ વેદોચ્ચાર કીધો ત્યહાં:
અનન્તની જ્યોત જેવો, યુગના યુગઘોષ શો :

ॐ आ ब्रह्मन् ब्राह्मणो ब्रह्मवर्चसी जायताम्।
आ राष्ट्रे राजन्यः शूर ईषव्यो अतिव्याधी महारथो जायताम्।
दोग्ध्री धेनुः, वोढा नड्वा, नाशुः सप्तिः।
पुरन्धिः योषा, जिष्णु रथेष्ठाः।

*ઋગ્વેદ ૧ : ૮૯ : ૮

सभयो युवाऽस्य यजमानस्य वीरो जायताम्।
निकामे निकामे नः पर्जन्यो वर्षतु।
फलवत्यो न ओषधयः पचन्ताम्।
योगक्षेमो नः कल्पताम्॥*

આભના થભના જેવા કૃષ્ણચન્દ્ર ઊઠ્યા પછી;
મેઘશ્યામ ઉત્તરીયે મેઘશ્યામ વપુપ્રભા.

'સન્તો! મહન્તો! વર્ચસ્વી! છો ગંગોદકપાવના;
મહાનુભાવો! મેધાવી! માનવતાના ગિરિવરો!

પધારો સુધર્મધર્મે, શિખરો સદ્‌બુદ્ધિનાં!
કૃપા કીધી, કૃપાનાથો! દિનેશો! દીધ દર્શન.

કાળની છાંય છે ઘોર, ઘોર છે ર્‌હોર પૃથ્વીનો;
ધર્મધ્વંસી બ્રહ્મલોપી આવી છે યુગસન્ધિ આ.

મહાઅધર્મના ઓળા છાવરે સૂર્યચન્દ્રને;
મનુવંશ મૂંઝાયો છે, દેવકુળો દુભાય છે.

વર્ષાએ મૂકી આમન્યા, ગાયો વનવટે ગઈ;
રસસૂકી રસાળા, ને જળસૂકાં નદીસરો.

રસો વૈ સઃ તો જાણે કે બેઠા બ્રહ્મગુફા જઈ;
ચોરાયાં દિલ દરિયાનાં, મેઘનાં માવઠાં થયાં;

નદીઓનાં તૂટ્યાં વ્હેણો, વસૂક્યા વીરડા-કૂપો.
માનવીને મૃત્યુ છે, ને અમૃતો દેવને ગયાં.

*યજુર્વેદ, ૨૨, ૨૨.

પૃથ્વીના પાવનાર્થે, ને જગે સંજીવની સર્ચ્યે,
મનુવંશ ઉદ્ધરણે, આજે શો ધર્મ આપશો?
મેધાવી છો, પ્રબુદ્ધો છે, પેખન્દા કાળપારના;
મહામાનવતાળા છોઃ ધૂવો અધર્મ ધર્મથી.'
કાળજા કોરતા, ક્રૂર કાળ શા, યુગબાણ શા,
શ્રી કૃષ્ણચન્દ્ર કેરા એ પડચા બોલ જગાડતા.
એ કૃષ્ણચન્દ્રના શબ્દે જાગ્યુ મેધાવીમંડળ.
તમસ્‌-વિષાદની પાંખો અણદીઠી ઊડી રહી.
સવાસો વર્ષા ઝીલેલા આયુષ્યવિદ્‌ વદ્યા ત્યહાંઃ
'વણરોધ્યા પગલે કામ કરે છે કાળ કાળનું;
વસન્ત ગ્રીષ્મ ને વર્ષા– કોણ એ ક્રમ લોપશે?'
મૈથિલી પાંડિત્યસ્વામી ન્યાયાચાર્યે કહ્યુ પછીઃ
'કાર્યાભાવ નથી દીઠો કારણાભાવના વિના;
તસ્માત્‌ એ કારણાભાવ એક છે એની ઓષધિ.'
જટાજૂથ કહે જોગીઃ 'જગમાં જોગ ઓસર્યા;
વૈભવોની વિભૂતિમા વીસર્યા જોગ માનવી;
તો સંસાર સળગાવો, જલાવો જગવૈભવો.'
વડલા શા મહાકાય પછી બોલ્યા ઘટાસુખેઃ
'ભરો છો આભથી બાથ, આભ ફાટ્યે શુ થીંગડી?'
કહ્યું જોગન્દરે એકેઃ 'હિમાદ્રિ જે ઉથાપશે,
વાળશે વ્હેણ ગંગાનાં, એ યુગવ્હેણ વાળશે.'
ઊઠ્યો સાગરનો યોધ મહાલોઢ તરી જતો;

મહાબાહુ, દૂરદ્રષ્ટાઃ હલ્લેસાં યુગને દીધાંઃ
'પૃથ્વીને ખેડવી એમાં આ શી મહાવિચારણા?
જળે ઝંઝાવાતમાયે ખેડે છે નીર નાવિકો'
પછી એક વ્યાઘ્રચર્મી યશસ્વી યોધરાજ કો
બોલ્યા ધનુષ્યટંકારે ગજાવી મનુમેદ્નીઃ
છલંગે છલતા આવ્યા વર્ષોના વિશ્વયોધને.
ઝળતા અગ્નિની ઝાળે, કાન્ત પુણ્યપ્રકોપ શા,
ઊઠયા એ નવરાજર્ષિ; અંગારા મુખથી ઝરેઃ
'ખરું, ધરણી ધ્રૂજે છે; ખરુ, કમ્પે છ કાળ આ;
અન્ધારાં છે, અધર્મો છે, ખરું છે, શિખરો પડેઃ
આભ શા પડછાયા છે કૃષ્ણ! એ કુરુક્ષેત્રના.
અઢાર અક્ષૌહિણીની કુરુક્ષેત્રે ચિતા જલી;
લક્ષધા મનુમાળાઓ બળી ગૈ કુરુક્ષેત્રમાં.
માગ આપો ભાગ આપો, ને દયો તાગ અતાગનાઃ
પૃથ્વીને વ્હેંચવા પ્રાયઃ કુરુક્ષેત્રો રમાય છે.
નિષ્પંખાળ આત્માઓ, ને નિર્દષ્ટિ લોલ લોચનો;
બાહુ તો બે સૂકી ડાળો, એ હસ્તે શરચાપ ગાં?
વ્હેંતિયા વામનાચાર્યો વર્જે-તર્જે વિરાટને.
ગિરિઓ જળસૂકા છે, ઝરણી રૂપલા વહે;
સુકાયાં નરવૃક્ષો, ને તેજસ્વી નારીવેલીઓઃ
શૂરાની રક્ષણાસૂની કય્હાં રૂહેશે રૂપવેલડી?
પૃથ્વી કેરા પાર્થિવોને જાદુ ને કામણો છ્તે,

આકર્ષણો ઇન્દ્રિયોનાં હરાવે ધર્મ ધર્મીના.
વધ્યા છે લક્ષ્મીના લોભ, વધ્યાં છે કામનાં વનો;
કૃષ્ણ એ કારમા કામા કાળ શા કુરુક્ષેત્રના.'
ઝરે આભલનું હૈયું આકાશવાણી, એમ ત્ય્હાં
કાળવેત્તા કૃષ્ણચન્દ્ર બોલો ત્રિકાળના ઝર્યા:
'પ્રારબ્ધધૈર્યા પુરુષાર્થે મંડાયે કુરુક્ષેત્ર સૌ;
પ્રાક્રમી પુરુષાર્થની પાળે પ્રારબ્ધ પાળવો.'
મ્હ્ડેલી ચન્દનવૃક્ષે, અગ્નિની ઝાળ ફાકતી,
ઊઠી પુરુષ શી નારી, ને બોલી પુરુષસ્વરે:
'યુગનિર્ધાર નિર્ધારો, નિર્ધારો આજ ને અહીં;
લોભાવે નરને નારી? લોભાવે નર નારને?'
કૃષ્ણે ન્હાળ્યુ,કાળ કોપ્યો,આથડ્યાં નાગનાગણી.
પડ્યા પડછન્દ પૃથ્વીના, વાગ્યા ડંકાય બુદ્ધિના;
વડો કોલાહલ જામ્યો; કલિનુ વાગ્યુ ડાકલું!
નિર્ઝર્યાં આંખના ઓપ, ઇન્દ્રિયો થથરી ઊઠી;
ગર્જે, ત્રાડે, ઉછાળે બે હાથની વૃક્ષડાળીઓ,
વીંધીને વનને જાણે મહાવંટોળ આવતા.
આભને મુઠ્ઠીમાં ઝાલે, કાળને કીકીમાં ભરે;
સિન્ધુ અંજલિએ પીતા : જાણે યુગના યુગાધિપો!
કૃષ્ણે જોયુ, વન ઘેરી કો ઝંઝાવાત વાય છે;
ઉખાડે ને ઉછાળે છે, પાડે છે ને પડેય છે.
આંખશીયે પરું કૈંક શ્રી હરિ પેખતા હતા;

કોક અદૃશ્યના ઓળા શ્રી હરિ શોધતા હતા.
ન્હડે છે નવવર્ષોનાં ન્હેલ્લાં પૂરો અષાડનાં,
મેલાં, ઘેલાં, મહામોજ; એહવાં પૂર એ હતાં.
ન્હોતાં એ નીતર્યાં પાણી, ન્હોતાં એહ શરજ્જળો,
નિર્મળાં, નમણાં: અર્ઘે પદ્મ કે પદ્મપાંખડી.
ડ્હોળ્યાં'તાં યુગનાં નીર બેસતા યુગનાં નીરે.
પારખી ઘૂમરી કૃષ્ણે, ગુરુને યાચી યાચના;
ગુરુએ પૂર થંભાવ્યાં મહાનૌકા ડુબાડતાં.
ઊઠયા ઉજ્જયિનીદેવ મહંકાળ સમા મુનિ;
મહાભાવે મહાશબ્દે ઉચ્ચર્યા શાન્તિપાઠ એ.
આથમી ચન્દ્ર સંગાથે તે તિથિની મહાસભા.
સાગરને મોજે મોજે અન્ધારપાચ પાડતું
ગયુ રમવા અન્ધારે કોક અદૃશ્ય આથમી.
રાજેશ્વરીએ આમન્ત્રી એ નરદ્રોહી નારને;
સ્નેહસ્મરણોનાં વેણે સ્નેહવાર્તા કરી પછી:
'સૌ–સૌની ગત સૌ જાણે; મ્હારી ગત કહું, સખિ!
પાઠવ્યો'તો વિદર્ભેથી પત્ર મ્હેં મુજ કૃષ્ણને.'
વાગિયા રાતના ડંકા સત્યની સાક્ષી પૂરતા.

રાજેશ્વરીએ રતનાળ નેણલે
શમાવી જ્વાળા નરનારયુદ્ધની;
ને ચન્દ્રમાનાં કિરણોની સંગમાં
સિન્ધુતટેથી શિબિરે ગયાં સહુ.

## અધ્યાય ૧૯ · ગોત્રપુરુષનાં ગુણગૌરવ

સોહામણી, સાન્ત્વનતી, પ્રભાવતી, ને ચન્દ્રિકા શી સુકુમાર, મીઠડી,
વૈશાખી એ સત્રની શુકલપક્ષની ઉદ્ઘોધિની અદ્દ્ભુત તિથિઓ જતી.

વૈશાખી પંચમીનો એ હતો વસન્તમંડપ;
એ જ ત્‌હાં કોકિલકંઠે ગાતી'તી પુરસુન્દરી.

રૂપની રેલના જેવી પડી'તી પ્રાતચન્દની;
ચન્દનીથી ચમકન્તો કૃષ્ણનો ચન્દ્રચોક એ.

કોમળા કદળીસ્તંભો વિશાળે પત્ર ડોલતા;
આમ્રઆસોપાલવની તરંગાવળ તોરણે;

પુષ્પો ગન્ધો પુષ્પમાળા મ્હેકતાં'તાં વસન્તનાં.
તેજ આવ્યે સૂર્યોદયે નિત્યનિત્યે કથા થતી;

શ્રી હરિ વાંચતા વેદ, ભાષ્ય સાંદીપનિ ભણે.
ત્‌હાંજે સુધર્મધર્માની ભરાતી સિન્ધુને તટે,

વિરાટની પુત્રી જેવી, બ્રહ્મસભાની મેદની.
રાત્રિએ પોઢતા જ્‌યહારે બ્રહ્મનો રાત્રિઅંકમાં,

વીણા નારદજી વાતા, ને ગાતા હરિકીર્તનો.
કાળવેત્તા, નીતિવેત્તા, બ્રહ્મવેત્તા પધારતા;

સુધર્માની કથામાં સૌ મેધામંડળ આવતું.
એક ત્‌હાં આવતી ન્હોતી યોગિની પ્રેમયોગની.

નિત્યે ઊઠે પ્રભા સંગે પ્રભાપુત્રી શી બાળ એ;
ને પૂજે ઊગતો સૂર્ય, નિહાળે સૂર્ય પાછળે.

દૃષ્ટિપથે સીમા બાંધી ઊભાં'તાં ત્ય્હાં મહાવનો.
નવી દૃષ્ટે, નવા ભાવે, નિત્યનિત્યે નવી નવી,
સૂર્ય-ચન્દ્ર-અગ્નિસાખે, થતી કાળવિચારણા.
ચન્દ્રનાં ર્‌હડતાં તેજ, સાગરે ર્‌હડતાં જલો;
એમ સુધર્મધર્માંયે ર્‌હડતી'તી મહાપૂરે.
મહામેધાવીઓનું ત્ય્હાં થતું'તું યુગમન્થન.
દિશાઓ નમતી સૌ, ને સૂર્ય ને ચન્દ્ર વન્દતા;
આનન્દે ભરઉત્સાહે જગત્‌ના દિવસો જતા.
વાવતાં દિવસે એમ, રાત્રિએ નીર સીંચતાં,
ઊગી એકાદશી આશે પુણ્યની હરિપર્વણી.
સુભદ્રા રતનો લાવી, સૌએ હરિ વધાવિયા.
ઊજવ્યો ઉર ઢાળીને શ્રી હરિનો જયોત્સવ;
જયવન્તું થયું વિશ્વ, 'જયવન્તા જનાધિપો.
એ જયોત્સવના પર્વે વાધ્યા ચિન્તનભાર; ને
નિઃસીમ સિન્ધુને જોતા ઝરૂખે જૈ ઊભા હરિઃ
જાણે અગમ્યના શબ્દ સુણાવે કૈંક સાગર.
વિશ્વના લેખ વાંચન્તાં વીતી કે ન વીતી ક્ષણ,
ત્ય્હાં તો ચન્દ્રધીમાં આવી ચન્દ્રે ચન્દ્રમુખી ઊભાં.
'મેઘછાયા વસન્તે શી? ચન્દ્રિકામાં શી વાદળી?
આયુષ્યની પર્વણીએ શું આ ચિન્તાનું ચિન્તન?'
હરિએ નેહથી ઝીલી નેહથી વેણ વાળિયાંઃ
'નેણલે નેહનાં ઝરણાં, અંગાંગે કિરણો રમે;

પુણ્યની પ્રભ પ્રારબ્ધે ચિન્તા શી ચતુરા! ત્હને?
પૂર્વે ક્‌હેતી માનવી કેરી મેધા

वादे वादे जायते तत्त्वबोध ।
આજે ભાગું દ્વારિકાના ઉછંગે
वादे वादे जायते वै विहडा ॥

વીતી એકાદશી આજે વેદકાળવસન્તની,
હજી તો નથી ઝખાતી દિશા કો યુગધર્મની

એહ ચિન્તા ઝખવે છે આપણી આજ ચન્દ્રિકા'
'નાથ! વિશ્વ નિહાળોછો, ન્હાળોછો પેલી યોગિની?

એહ છે અદ્‌ભુત તત્ત્વ વિશ્વથી નોખુ વિશ્વનું
આપના આ સમારંભે એક એ આવતી નથી'

'હવે! અગમ્યના આભે એ રમે દિવ્ય ચક્ષુથી,
જુએ છે સૂર્યની પાર, વાચે છે બ્રહ્મલેખને

છે પારસમણિ એહ, સ્પર્શી સૌ મોનુ સર્જશે'
'એ છે વિશ્વવસુ નાથ! એ છે વિશ્વગારુડિણી'

ત્ય્હાં તો દેવર્ષિવીણાએ રેલાવ્યું હરિકીર્તન,
દીનોપરામઆજ્ઞા શું, મધ્યરાત્રિની છાય શું

જોઈ રસિયો રૂપાળો રંગરેલ રે! ઘેર જવું નથી ગમતું,*
મ્હારે માથે છે મહીની હેલ રે! ઘેર જવું નથી ગમતું,
જોઈ છોગાવાળો રંગછેલ રે! ઘેર જવું નથી ગમતું

*સ્વામીનારાયણીય

અને આભલને આરે પ્હણે મન્ત્રમભા મળી.
તારલે તારલે દેવ, ચન્દ્રદેવ સિંહાસને;
મન્દાકિનીની વેલોમા દિવ્ય દેવાંગના ઝૂલે;
વર્ષતી ચન્દ્રિકા જાણે કલ્યાણ ચન્દ્રવંશના.
રૂપલ ચમકતા નેણે નિરખી વેણુ ચન્દ્રમાઃ
'કાળદેવે પાઠવ્યો છે કલિને પૃથિવીતલે;
ને કલિ એ કોઇનીયે આમન્યા પાળતો નથી.
પૃથ્વીના પશ્ચિમઘાટે, સાગરે, દ્વારિકાતટે,
મહાસુધર્મધર્માએ માંડયુ છે યુગમન્થન;
ડહોળે સદ્‌બુદ્ધિ ઢોળે ત્ય્હાં, વિતંડા વાદની કરે.
અન્ધકારની કુન્જોમાં કલિના કુલવાસ છે;
જાઉં છુ પૃથિવીપાળે, મળ્યા છે સુજવરી ત્ય્હાંઃ
જાઉં છું, દેવદેવાંગના! અન્ધારા અજવાળવા.'
શતધા દેવવીણાના તન્તુઓ ઝણકી ઊઠે,
એકકંઠે, એકગીતે; ઝણકયું દેવમંડળ.
'સિધાવોજી, નિશાનાથ! પધારજો જયધ્વજે;
રાત્રિનો કરવો દિન ધર્મ એ ચન્દ્રદેવનો'
પળ વિપળમાં કીધો ધર્મનિર્ધાર ધર્મીએ.
છેટલે યામે ત્રિયામાના કૃષ્ણ જાગી ઊઠચા; અને
જોયુ તો ઝગતું દીઠું મન્દિરે ચન્દ્રમંડળ.
ગેળ બોલ્યુ,તેજ બોલ્યાં,બોલ્યા ગોત્રપુરુષ ત્ય્હાંઃ
'દુભાવાં દેવને આ શાં? હરિને શી અમૂંઝણો!

આ તો છે કલિના કામા; સુધર્માલિંગ આદર્યો.
કલિ છે કામ ને ક્રોધે, કલિ કુસંપકાંચને,
અનૃતે, ભય-ભીરુત્વે, કલિ પ્રમાદ-પાપમાં:
માન ને ગર્વની પાખે હૈયાછૂપો વસે કલિ.
અન્ધારે કલિનાં ધામ, તેજ છે કલિનો રિપુ,
ચન્દરવો છોડજો આજે, થશે સન્ધે પ્રભા પ્રભા.
સ્વયં બેસીશ આવી હું હરિના સુખનંડળે.
આજે મુહૂર્ત ઊગે છે યુગનિર્ધારનું, હરિ!'

જલધિનું જલ ઉજ્જવળું કરીને,
હરિને મન્દિરિયે પ્રભા ભરીને,
યુગપતિઉરની પીડા હરીને,
રજનીચન્દ્રક ચન્દ્રમા સિધાવ્યો.

## અધ્યાય ૨૦ • વ્રજ આવ્યું; યુગનિર્ધાર

સુધીર અધીર થાય ના કદિ કો;
હરિવર ધીરજને ધરી રહ્યા'તા;
દિવસરજનીના મિષોન્મિષોમા
પ્રભ પ્રભ પાથરી પૂર્ણિમા પડી ત્ય્હાં.

પછી ચન્દનીની પાળે ઊડતું, ને અમીઝરું,
પ્રભાત પૂર્ણિમાનું ત્ય્હાં આવ્યુ આભઝરૂખલે.
કૃષ્ણે પૂજ્યા સૂર્યચન્દ્ર—દેવોને દિનરાત્રિના
ચિન્તાભગિનીએ પૂછ્યું, 'કેવી રાત્રિ જશે? હરિ!'

વાચી કાળવહી કૃષ્ણ ઉચ્ચર્યાઃ 'યુગશોણતી'
પૂર્ણોત્સાહે તેજ આવ્યા, પુર્ણોત્સાહે કથા થઈ,

ગગાના પૂરના જેવા હતા અરમ્ય પૂર એઃ
અનન્તે ઊડતા સગે ગરુડો ને ગરુડિણી

પૂર્ણિમાની ભરતી શી, પૂર્ણિમાનાય ઓટ શી,
ધમધમતી વ્હેતી'તી છેલ્લી એ તિથિ સત્રની.

સ્હાજરે વન્દીને સૂર્ય, પ્રણામી પૃથ્વીને, પછી
મળી સુધર્મધર્મા, ને મળી માનવમેદની

વામન્તી પૂર્ણિમા એહ પૂર્ણિમા સત્રની હતી,
હરિનીયે પૂર્ણિમા, ને હતી એ યુગપૂર્ણિમા.

પ્રારબ્ધ લખવા બેઠી વિધાત્રી લઇ લેખિની
ધર્મી ધર્મરાજા બોલ્યા 'ભદ્રે! ઉરગ્રન્થિ છોડજો,

આજ તો તો સ્વયમેવ યુગગ્રન્થિ છૂટી જશે.
નહીં તો ભય ભારે છે, કારમો કલિ આવશે,

પ્રજા થશે રાયસૂની, રાજા થશે પ્રજાસૂના,
રાજા-પ્રજાના ખેલાશે ભારે સગ્રામ ભૂતલે,

ન કોના કલ્યાણકર્તા, સૌનાયે એ ભયાવહ
સૌમ્યે! પૂર્ણાહુતિપર્વ આજે છે યુગમત્રનું,

જલાવો આજ એ જ્યોતિ, જલે જેહ યુગેયુગે'
પડ્યા સુધર્મધર્મામા ધર્મના ધર્મબોલ એ

ને પછી યુગઝરણી શી ઝરી રુદે કૃષ્ણઝારીઓ.
વધા તપસ્વીજી એકઃ 'વર્ષા ગ્રીષ્મ વસન્તમા

તપે છે તપ વૃક્ષો, તો વૃક્ષથી દીન માનવી ?'
પૂછ્યું પ્રારબ્ધવાદીએ : 'કોણે વાવ્યાં મહાવનો ?
સીંચિયાં વારિઓ કોણે ? કોણે ભાવે ઉછેરિયાં ?
થવાનું તે થશે નિશ્ચે, ના થવાનું થશે નહીં.
ભમન્તો આ ભવવને વીણે પ્રારબ્ધ માનવી.'
ત્હાં તો પુરુષાર્થને પાયે ઊઠ્યા પુરુષાર્થવાદી કો;
બોલ્યા નોબતને ડંકે જયેચ્છુ જોધરાજ શા :
'શસ્ત્ર ખેલે, જીતે જંગ; શસ્ત્રધારી ધર્યાં રહે;
પુરુષાર્થની પાંખસૂનુ પ્રારબ્ધે રંક પાંગળું.
પાય છે ખેડવા પૃથ્વી, હાથ છે કાળ ખેડવા'
સૃષ્ટિ નારાયણે સર્જી, મૂક્યું નરે નરત્વને,
ત્હારથી આથડે બન્નો પ્રારબ્ધપુરુષાર્થના
બોલ શું બોલ નાખન્તા શૂરવીરો શૂરે ચ્હડ્યા;
ઉછાળી શબ્દની સાંગો, ગદાઓ વીંઝી મન્ત્રની.
પ્રારબ્ધી-પુરુષાર્થીનુ ગોરમ્ભ્યું કુરુક્ષેત્ર ત્હાં;
હશે પ્રારબ્ધનો યોગ, પુરુષાર્થે સીંચ્યાં જળો.
છાયામાં ક્યહાંક છૂપેલી પ્રેરણા પાપની હતી;
અન્ધારની દિશે એહ હરિએ નાખી આંખડી.
ન્હોતાં નિબિડ અન્ધારાં, ન્હોતાં તેજસ્વી તેજ તે;
હતી ત્યહારે ત્યહાં એક સન્ધિકા યુગસન્ધિની.
ઝુંડમાંથી ઝરે એવાં ફોરાં અન્ધારનાં ઝરે.
અને ત્યહાં હરિના વેણે છૂટ્યો ચન્દરવો, અને

ચન્દ્રની રહી રેલાઇ   સભાકુંજે મુખે મુખે.
પ્રગટ્યો ચન્દ્રમા ચારુ   વદને કૃષ્ણચન્દ્રને.

એવે વાયુઓ સળક્યા, વનોએ મૌનને તજ્યું;
આઘે આઘે સીમાન્તેથી નિઝર્યો ગીતબોલ કો:

કોઈ મ્હને કૃષ્ણ બતાવો મધુવનમાં.*

ન્હોતો એકલવાયાનો   બોલ એ જળમીંડડો;
પૃથ્વીપોકાર શું ગાજ્યું   વનનું વૃન્દસંગીત.

હરિએ વ્રજબાળાને   ઓળખી શબ્દ એકમાં;
આનન્દ્યા કે વ્રજ આવ્યું, પ્રેમની ભોમકા ઢળી.

કોઈ મ્હને કૃષ્ણ બતાવો મધુવનમાં;
કોઈ મ્હને કૃષ્ણ બતાવો મધુવનમાં;

કોઈમ્હનેકૃષ્ણબતા-આ-વો-ઓરે ઓમધુવનમાં.
સંકેલાણી વાદળી ત્ય્હાં એ શબ્દોની સૂરાવટે;
પૂર્ણિમા પાંગરી ઊઠી કુદ્રત પીયૂષપદ્મ શી.

મહાસુખમંધમાં એ સુણી વિમાસણે ચ્હડી;
'સુગાન્તરેનો   પોકાર પોકારે છે મહાવનો.'

ત્ય્હાં તો મહાસુખમાંને બારણે આવ્યું રાવણું;
શ્વેતવર્ણી શુદ્ધશીલા   હરણીઓ હતી સહુ.

ચન્દ્રજ્યોત હતાં વસ્ત્રો, ચન્દ્રજ્યોત હતાં વપુ;
ચન્દ્રજ્યોત હતાં હૈયાં, ચન્દ્રજ્યોત હતું ગીત.

---

*લોકગીત

કોઈ મ્હને કૃષ્ણ બતાવો વ્રજવનમાં;
કોઈ મ્હને કૃષ્ણ બતાવો વ્રજવનમાં;
કોઈ મ્હને કૃષ્ણ બતા-આ-વો-ઓરે-એ! વ્રજવનમાં.

પૂર્ણિમાનો ચન્દ્ર ત્હાં તો દીપ્યો પૂર્ણકલા કરી;
ને આવન્તી ચન્દ્રમાંથી ભામી એ ચન્દ્રપુત્રીઓ.

મહાઉદ્યાનનાં વૃક્ષો, વેલીઓ, વેલીફૂલને,
કળીને, કૂંપળનેયે પૂછયો આયુષ્યપ્રશ્ન એ.
પૃથ્વીમાથી વહી જાણે ધારા પ્રશ્નાવલિ તણી.
ઢળી એ ગીતના શબ્દે ચન્દનજ્યોત ચન્દ્રિકા;
અન્ધારાં ઓસર્યાં, પંખી સભામાંથી ઊડી ગયું;

ને સભામાં પંખિણીઓ પધારી પ્રેમભક્તિની;
દ્વારિકામાં વ્રજ આવ્યું, જમના આવી સાગરે.

કોઈ મ્હને કૃષ્ણ બતાવો જગવનમાં;
કોઈ મ્હને કૃષ્ણ બતાવો જગવનમાં;
કોઈ મ્હને કૃષ્ણ બતા-આ-વો-ઓરે-એ! જગવનમાં.

વાટે વ્રજયોગિનીઓ વિચરતી પ્રેમયોગમાં.
જોતી'તી આંખડી આભ, પીતી'તી કીકી સાગર;

પૂછતી વાયુને વાત, પૂછતી અણુરેણુને.
કૃષ્ણની બંસીના જેવી બંસીઓ બોલતી હતી:

કોઈ મ્હને કૃષ્ણ બતાવો જળવનમાં;
કોઈ મ્હને કૃષ્ણ બતાવો જળવનમાં;
કોઈ મ્હને કૃષ્ણ બતા-આ-વો-ઓરે-એ! જળવનમાં.

ચન્દની રહી રેલાઈ   સભાકુંજે મુખે મુખે
પ્રગટ્યો ચન્દ્રમા ચારુ   વદને કૃષ્ણચન્દ્રને

એવે વાયુગો સળક્યા, વનોએ મૌનને તજ્યું,
આઘે આઘે સીમાન્તેથી નિઝર્યો ગીતબોલ કો

કોઈ મ્હને કૃષ્ણ બતાવો મધુવનમા.*

ન્હોતો એકલવાયાનો   બોલ એ જળમીઠડો,
પૃથ્વીપોકાર શું ગાજ્યું   વનનું વૃન્દસંગીત

હરિએ વ્રજબાળાને   ઓળખી શબ્દ એકમા,
આનન્દ્યા કે વ્રજ આવ્યું, પ્રેમની ભોમકા ઢળી

કોઈ મ્હને કૃષ્ણ બતાવો મધુવનમા;
કોઈ મ્હને કૃષ્ણ બતાવો મધુવનમા;

કોઈમ્હનેકૃષ્ણબતા આ વો ઓરે ઓમધુવનમા

સંકેલાણી વાણી ત્ય્હાં એ શબ્દોની સૂરાવટે,
પૂર્ણિમા પાગરી ઊઠી કુન્જ પીયૂષપદ્મ શી

મહાસુધર્મધર્મા એ સુણી વિમાસણે ચ્હડી,
'યુગાન્તરોનો   પોકાર પોકારે છે મહાવનો'

ત્ય્હાં તો મહાસુધર્માને બારણે આવ્યું રાવણું,
શ્વેતવર્ણી શુદ્ધશીલા   હરણીઓ હતી સહુ

ચન્દ્રજ્યોત હતાં વસ્ત્રો, ચન્દ્રજ્યોત હતાં વપુ,
ચન્દ્રજ્યોત હતાં હૈયાં, ચન્દ્રજ્યોત હતું ગીત

*ગ્રામગીત

કોઈ મ્હને કૃષ્ણ બતાવો વ્રજવનમાં;
કોઈ મ્હને કૃષ્ણ બતાવો વ્રજવનમાં;
કોઈ મ્હને કૃષ્ણ બતા-આ-વો-ઓરે-એ! વ્રજવનમાં.

પૂર્ણિમાનો ચન્દ્ર ત્ય્હાં તો દીપ્યો પૂર્ણકલા કરી;
ને આવન્તી ચન્દ્રમાથી ભાસી એ ચન્દ્રપુત્રીઓ.
મહાઉદ્યાનનાં વૃક્ષો, વેલીઓ, વેલીફૂલને,
કળીને, કૂંપળનેયે પૂછયો આયુષ્યપ્રશ્ન એ
પૃથ્વીમાથી વહી જાણે ધારા પ્રશ્નાવલિ તણી.
ઢળી એ ગીતના શબ્દે ચન્દનજ્યોત ચન્દ્રિકા;
અન્ધારા ઓસર્યા, પંખી સભામાંથી ઊડી ગયું;
ને સભામાં પંખિણીઓ પધારી પ્રેમભક્તિની;
દ્વારિકામા વ્રજ આવ્યું, જમના આવી સાગરે

કોઈ મ્હને કૃષ્ણ બતાવો જગવનમાં;
કોઈ મ્હને કૃષ્ણ બતાવો જગવનમાં;
કોઈ મ્હને કૃષ્ણ બતા-આ-વો-ઓરે-એ! જગવનમાં.

વાટે વ્રજયોગિનીઓ વિચરતી પ્રેમયોગમાં.
જોતી'તી આખડી આભ, પીતી'તી કીકી સાગર,
પૂછતી વાયુને વાત, પૂછતી અણુરેણુને.
કૃષ્ણની બંસીના જેવી બંસીઓ બોલતી હતી·

કોઈ મ્હને કૃષ્ણ બતાવો જળવનમાં;
કોઈ મ્હને કૃષ્ણ બતાવો જળવનમાં;
કોઈ મ્હને કૃષ્ણ બતા-આ-વો-ઓરે-એ! જળવનમાં.

ત્હાં તો ભાળી સભાનેત્રે, મોખરે કૃષ્ણબાળને;
યોગિની યોગિનીઓમાં, તારિકે શુક્ર તારિકા.

ઓળખી, ને ઊઠી ધમો એકપાવલ યોગી શી.

પેખાતું પેખતી ના, ને પેખતી અણદીઠને,
ગઈ એ ચન્દ્રપુત્રીઓ શ્રી કૃષ્ણચન્દ્રની કને

કોઈ મ્હને કૃષ્ણ બતાવો જનવનમાં;
કોઈ મ્હને કૃષ્ણ બતાવો જનવનમાં;
કોઈ મ્હને કૃષ્ણ બતા-આ-વો-ઓરે-એ! જનવનમાં.

આભને પૃથ્વીને જોતા કૃષ્ણ ને પાર્થ વર્જીને
સુભદ્રાને રુક્મિણીને પ્રાર્થ્યું જૈ પ્રાર્થનાસ્વરે:
વન્દનો વન્દી વન્દીને, નમીને ને પ્રણામીને.

કોઈ મ્હને કૃષ્ણ બતાવો ભવવનમાં;
કોઈ મ્હને કૃષ્ણ બતાવો ભવવનમાં;
કોઈ મ્હને કૃષ્ણ બતા-આ-વો-ઓરે-એ! ભવવનમાં.

પછી ચન્દ્રમંડળ શી ઘૂમી સૌ રાસમંડળે;
ઉજ્જવળા તેજવાઘામાં ધૂમાવી ધૂન ઉજ્જવળી.

ગેધાના સાગરે જ્યોત્સ્ના પ્રકાશી પ્રેમશક્તિની.
અન્ધારાં ઊતર્યાં વિશ્વે, પધાર્યા ચન્દ્રમા સ્વય.

ભાળીને ભવપેરા શી, આભ શી, મૌન એ સભા,
યાદવકુળના આવ્યા ગોત્રપુરુષ ચન્દ્રમા.

જ્યોત્સ્નામાં તરતા-ઝરતા ઊતર્યા ચન્દ્રદેવ ત્હાં;
ગોચરના સીમાન્તે જૈ આરે અગમ્યને ઊભા;

સુધાકલાપ ખોલીને સુધાના શબ્દ બોલિયા.
ચન્દનીના ગોરમ્ભામાં, નિશામાં એ નિગૂઢમા,
તેજસ્વી કિરણો કેરી કોટી તેજછીલો કરી,
બોલ્યા કૌતુકકર્ણોમા પ્રેરણા ચન્દ્રદેવ ત્ય્હા:
'ઉઘાડો આખડી, સ્હામે યોગિની યુગદેવી છે;
જગત્‌કેન્દ્રે જગન્નાથ, જીવનના જ્યોત્સવી
ને યુગવિદો! આત્મવિદો! વિશ્વજ્યોતિર્ધરો! ધીરો!
મહીના મેરુઓ! ન્હાળો: ત્હમારે મસ્તકે તપે
સૂર્ય ને ચન્દ્રના ભર્ગો, એ ભર્ગે પૃથ્વી ભાળજો·
તમમ્ ઊકલશે તો તો તેજના અક્ષરો સમા
યોગમા યોગિનીના છે ઔષધિ યુગસન્ધિની,
ને પુણ્યાળુ પ્રેમભક્તિમાં પાકશીના કવિજ્યો.
બ્રહ્મયોગ સમો આ તો યુગ છે પ્રેમયોગનો,
તીર્થતીર્થે પ્રેમયોગ સ્થાપજો તીર્થતીર્થીમા
દર્શનયોગના જેવો વિહંયોગેય યોગ છે,
રૂહેજો સમારી! સસારે, તરો મસારસિન્ધુને.
સંન્યાસી જગતે મોઘો, મોઘેરો એથી સજ્જન,
સંન્યાસિની મહામૂલી, સન્નારી અણમૂલ છે
કૃષ્ણ સાંદીપનિ, ભીષ્મ, ધર્મ, પાર્થ, નરોત્તમો;
કુન્તી, દ્રૌપદી, સુભદ્રા, રુક્મિણી નારીસત્તમ,
સર્જો નૃલોકની વાટે, પુરે પુરે ગૃહે ગૃહે.
મર્જવા નરનારીઓ, એ અમરવેલ ફાલવા,

યુગે યુગે, તીર્થતીર્થે, પોપજો દેવદેવત.
સત્યુગે સત્યનો પોરો, ત્રેતામાં જપ ને તપ;
દ્વાપરે દાન ને જ્ઞાન, કલિ ધર્મો ગૃહસ્થના.
સંસારનુ કુરુક્ષેત્ર જોગી ન્હાળે તટે ઊભી;
સંસારી શૂરની પેરે નિત્યે સંગ્રામ ખેડતો.
પ્રેમ વાવ્યે પ્રેમ ઊગે, પુણ્ય વાવ્યે ઊગે પ્રભુ;
બ્રહ્મ વાવ્યે બ્રહ્મ ઊગે: વાવો પુણ્ય, લણો પ્રભુ.
ધોજો કલિનાં કિલ્મિષો સાધુ! સૌજન્યના પથે.'
સાગર ગાજતો'તો, ને દ્વારિકા ગાજતી હતી,
ચન્દનીની પૂર્ણિમા ત્ય્હાં ગાજતી વિશ્વને ભરી.
પૂર્ણિમાની મધ્યરાત્રે ચન્દ્રે એ પૂર્ણિમા પૂરી;
જાગી દેવમૂર્છામાંથી સુધર્મા યુગધર્મીલી;
તેજસ્વી, દેવવર્ચસ્વી, પીધેલી ચન્દ્રપ્રેરણા.
બેઠી મજયોગિનીઓ જે ભદ્રારુક્મિણીપાયમાં.
છેલ્લે સાંદીપનિ ઊઠ્યા સત્રમૂર્તિ સમા મુનિ;
જગતગાજન્ત શબ્દોથી યુગનિર્ધાર ઉચ્ચર્યો.
'ધર્મી સુધર્મધર્મોના! કલિજેતા! યુગાધીશો!
સત્પુરુષો ને સન્નારી સર્જો આ યુગને ભરો;
તો થશે કલિ સત્યુગ, પૃથ્વી પ્રારબ્ધિણી થશે.
બ્રહ્મે સૃષ્ટિ સર્જી ત્ય્હારે બ્રહ્મનું રૂપ સર્જ્યું;
એ બ્રહ્મરૂપની છાયા– પૃથ્વીનું પુણ્ય–મજ્જન.
નીરનિર્મળ, શીલમૂર્તિ, તપસ્વી, ને શમી, દમી,

પ્રેમજ્યોત, પરમાર્થી, પુણ્યશ્લોક, પાપપાવન;
લોકસેવક, લોકબન્ધુ, નિત્યશઃ વાસ તેજમાં,
હરિ શું લગની, સન્ત, સાત્ત્વિક, ને સુધામુખો;
સમતા, બ્રહ્મસંબંધ, વીર, બ્રહ્મસમર્પણી,
આત્મવત્ સર્વભૂતેષુ, અનભેમાં સદા રમે;
આસક્તિ લોકકલ્યાણે, દાને મ્હેમાનીએ શૂરો,
પાળે ગૃહસ્થસંન્યાસ, વિવેકે દશમો નિધિ;
દેવ જેવાં દીપે જેનાં શુચિતા ને સુજાણતા,
આયુષ્યે આર્ય આર્યત્વ, પ્રશસ્ત લોકપંચમાં;
જ્ઞાની, ધ્યાની, અગ્નિહોત્રી, ગૃહસ્થ ધર્મગૌરવી :
એ ધર્મધ્વજ ધરણીનો, એ મહાનામ મજ્જન.
ત્યાગ-વૈરાગ્યવર્ચસ્વી, જીવન્મુક્ત જોગિયો,
આત્માનું, પરમાત્માનુ, દેવનુ પૃથ્વીદૈવત;
આત્મા પ્રવર્તે આનન્દે પ્રસન્નતા-પ્રસાદમાં,
પ્રારબ્ધજ્યોત, પુરુષાર્થી, આતિથ્યે ગૃહયજ્ઞ શો :
જંગી શો જગખેલન્દો સૌમ્ય એ સાધુ સજ્જન.
સત્પુરુષ ને સન્નારી જગે છે બ્રહ્મમૂર્તિઓ.'
'સદ્ગુણો સન્નારીના તો વર્ણવો ગુરુવાણુથી;'
ટહુકી ત્ય્હાં કૃષ્ણુબાળા કોકિલાના ટહૂકડે.
જોયુ શબ્દદિશામાં, ત્ય્હાં ચમકન્તી ચન્દ્રજ્યોતમાં
ઝળકન્તી ચોગજાજ્વલ્યે ગુરુએ દીઠી દામિની.
પછી ઝર્યા ગુરુ શબ્દો ચન્દ્રમા ચન્દ્રિકા સમા :

'સન્નારીઓની સન્નારી પૂછે છે પ્રશ્ન આ પરમ.
ધીંગી ધર્મસુધર્માં તો ન્હાળે તિલક સૃષ્ટિનું.
વ્હેંચીને જમવું એહ લોકસંગ્રહ છે પરમ.
જ્ઞાન હો, ધન હો, ધાન્ય; પૃથ્વી અક્ષયપાત્ર છે.
અશ્માવત્ સ્થિરા, કલ્યાણી, યજ્ઞમાં સહયાજ્ઞિકી,
નિત્યપ્રસન્ન ધ્રુવ જેવી, આતિથ્યે પૂર્ણિમા પરમ;
રસિકા નિજ સ્વામીની, ગૃહિણી, કુળયોગિની,
રસોમાં રસના હારે રસોત્પત્તિથી જેહના;
કલ્લોલે કોકિલા જેવી, પારસમણિ પ્રેમની;
પ્રારબ્ધ શી પૂર્ણજ્યોત, પદ્મ શી રમણીમણિ;
સાકરમીઠડા શબ્દો, જાણે કે ફૂલડાં ઝર્યાં;
શીલ એ એનું સૌન્દર્ય, સંપત્તિ એની સાધુતા;
હાથમાં હેમની રેખા, ને પાયે કુંકુમો ઝરે,
હૈયાની હેલના જેવાં અક્ષયપાત્ર એહને;
ભાગ્યદેશે ચન્દ્રમા, ને સૂર્ય સુદ્રા મહીં ઝગે;
ગુણાળી, ગંભીરતાળી, જાજ્વલ્યમાન, ગૌરવી:
સૃષ્ટિની એ મહાપ્રભા, જગત્શોભન સુન્દરી.
સર્જો છો જયમ યજ્ઞજ્યોત, સર્જો સન્નારીજ્યોતને.
સત્જન સૃષ્ટિનો સૂર્ય, સન્નારી ચન્દ્ર સૃષ્ટિની;
કરશે ઉજ્જવળાં એહ કલિ કેરાં અહર્નિશા.'
પછી ધીંગંડ ધર્મશબ્દે યુગધર્મો વદ્યા ગુરુઃ
'સિન્ધુની બાંધી સીમાઓ, ત્હાંસુધી ભરતીસ્હડે;

માંડી માનવમેધાને સીમાઓયે અગમ્યની.
મેધાવી છો; મહાત્મા છો; યુગનિર્ધાર સાંભળ્યો;
ચન્દ્રવંશી કાજ ચન્દ્રે કીધેલો પિતૃભાવથી.
સોસાયાં છે તીર્થતીર્થે તપસ્વી તીર્થદૈવતો;
પ્રફુલ્લાવો, પ્રાણ પૂરો, કરો તીર્થો સજીવન:
સજીવન થશે તો તો પુરેપુર ગૃહેગૃહ.
સ્વર્ગનાં-પૃથ્વીનાં પુણ્યો, આત્માની આત્મપ્રેરણા,
ત્ય્હાં છે અગમ્યના વાસ, તીર્થોમાં તીર્થદૈવતે.
ભાવબીજ, જ્ઞાનવારિ, કર્મસિંચન ક્યારમાં
એકરસતા આંબાની સમગ્રે–એહ યોગ છે.
પુણ્યોથી પ્રારબ્ધીઓનાં, દ્વારિકાના દિશા-દ્રવ્યે,
પરબ્રહ્મે પાઠવી છે અહીં આ પ્રેમમૂર્તિઓ;
પૃથ્વીને પાટલે એ છે મૂર્તિમન્ત પવિત્રતા.
આત્માની મહાવીણાના સૂરો સંગમ પામીને
કવિતા થૈ વહે, ત્યહારે પૂર વ્હે પ્રેમભક્તિનાં.
કર્મ જ ભક્તિ છે, ભદ્રો! જીવન એ જ જોગ છે;
આયુષ્ય અમૃતકૂપો, વિશ્વકલ્યાણ શ્રી હરિ.
ભોગવો પ્રારબ્ધભોગો પૃથ્વીની પુણ્યવાડીએ.'
ચન્દ્રિકામાંથી કોરેલી જ્યોત્સ્નામૂર્તિ હતી સભા;
ન્હાળતી ઉદધિ એવી યુગને ન્હાળતી હતી.
વાદળે ચન્દની ધોળી વપુ ધાર્યું વિલોકિ,
કોઈ કૃહે વાદળ આવ્યું, કોઈ કૃહે ચન્દ્ર આવિયો.

એહવા એ કૃષ્ણચન્દ્રે નભોવાણી શી વાણીથી,
ઉચ્ચાર્યો ત્હ્યાં એક શ્લોકે સત્રમન્થનસારને:

'દુનિયાંના દેવદીપો! ભદ્રિકો! ભવલોમના!
રક્ષો તીર્થોનુ તીર્થત્વ, રક્ષો દેવોનુ દૈવત;

હુલ્લાસે દેવ ને તીર્થ, તો રૂહે નરનાર પુણ્યમાં.
તો આ બ્રહ્મના બ્રહ્માંડે ફળે બ્રહ્મત્વ બ્રહ્મનું,

તો યુગસન્ધિના પર્વે પ્રવર્તી રૂહે જયો જયો.
યોગીન્દ્રો! યુગવેત્તાઓ! આપણો યુગધર્મ એ.

ન્હાનુંયે જગ મ્હોટું છે, ઘૂમો યોગેશ્વરો! જગે;
વહાવો ધર્મની ગંગા, ધરણીને ધર્મ ધારશે.'

દેવર્ષિએ વીણા વાઈ કોડીલું ગાયુ કીર્તને:

વીણજો-વીણજો મોતીડાં યુગનાં
કે દિલદરિયાંને કાંઠડે હો જી!

પછી યદુસત્રનો ત્હ્યાં થયો પૂર્ણાહુતિવિધિ;
ભાવભીનો, ભવભવ્ય, યશસ્વી, યુગગૌરવી.

રુક્મિણીજી રત્ન લાવ્યાં, આરતી પટ્ટરાણીઓ;
સુભદ્રા સૌભાગ્ય લાવી, ને ગંગોદક દ્રૌપદી:

ઇન્દ્ર-ઇન્દ્રાણીએ વર્ષ્યાં સ્વર્ગેથી સ્વર્ગફૂલડાં.
વિવિધા રત્નશિખાએ, વિશ્વવર્ણી વિદ્યુપ્રભે,

રાજ્ઞીઓએ શતજ્યોતે ઉતારી કૃષ્ણઆરતી:
ઉછાળી સાગરે જાણે રત્નજ્યોતો જગતતટે.

મહીની મહામેધાએ, પૂજ્યોએ પૃથ્વીના, મળી
ત્‍યહાં ષોડશોપચારોથી કીધી અગ્રપૂજા પછી
પૂર્ણિમાના ચન્દ્ર જેવા પૂર્ણાત્મા કૃષ્ણચન્દ્રની.

પ્રબુદ્ધે પ્રારબ્ધ ભાખ્યાં, જ્યોતિષી જોષ ઉચ્ચર્યાં;
પાર્થે પ્રાક્રમ વર્ણાવ્યાં, સુદામે ઉરભાવને.

સદ્‌બુદ્ધિ ગુરુએ દીપી, ધર્મે ધર્મ દીધો પરમ:
પૂર્યું પ્રારબ્ધીઓએ જે હરિમાં અધૂરું હશે.

મેઘભાવે મેઘરૂપે ઊઠ્યા શ્રીહરિ હાથિયા;
ધીર ધર્માસને આવ્યા મેઘગભીર પાવલે.

મુખડે ચન્દ્રમા સોહે, નેત્રોમાં ચન્દ્રમા દીપે;
ચન્દ્રવંશી કૃષ્ણચન્દ્ર હતા એ ચન્દ્રમા સ્વયં.

પૂજ્યોને પૂજિયા કૃષ્ણે, ને વધ્યા ધર્મરાય શું:
'સમસ્ત જગતે આજે વર્તે છે શક આપનો.'

અને પછી છેક છેલ્લે ઉચ્ચર્યાં ગુરુ ગૌરવો:
'લો! લો! બ્રહ્મર્ષિ! રાજર્ષિ! જોગેશ્વરો! તપેશ્વરો!

શ્રી કૃષ્ણની શતાબ્દી છે, યોગ છે યુગસન્ધિનો;
આજે મુહૂર્ત છે અદ્‌ભુત: વર્જો વિષ, પીજો સુધા.

ને વિશ્વવડીલો! પૂજ્યો! એક આ સઘરી જજો;
પ્રીછો છો આત્મને એમ પ્રીછજો પરમાત્મને:
થશે આયુષ્યનું ભાતું નૃલોકે-પરલોકમાં.
ભાવ છે ત્‍યહાં કૃષ્ણ છે, ને કૃષ્ણ છે ત્‍યહાં જયો જયો.'

વસુમતી થઈ એ વસુન્ધરા, ને
સુગયુગની સુગસન્ધિને સ્મરે છે;
દિશદિશ કરી ઉજ્જ્વળી સુધા શી
હરિવરની ઊજવાઈ ત્હાં શતાબ્દી.

## અધ્યાય ૨૧ - રૈવતશિખરે

સહસ ધારે જ્યમ ગેહુલે ખરે,
સહસ ધારે ગિરિનિર્ઝરો ઝરે;
એવી વિખેરાઈ સહસ્ર ધારથી
મહાસુધર્માની વસન્તવાદળી.

પછી ખોલ્યા કૃષ્ણચન્દ્રે ભંડારો જલધિ જશા
ધર્મ ભક્તિ રસ રત્નો તપ ગ્રન્થો વિભૂતિના;
વ્હેંચાવ્યા ને વધાવ્યા એ, લૂંટાવ્યા ઠાલવ્યા વડા.

કૃષ્ણચન્દ્રે દીધી શ્રદ્ધા, પાર્થે દીધ પુરુષાર્થને;
સુદામે સંન્યસ્ત અર્પ્યા, ધર્મરાયે સુધર્મને.

ભવ્ય, બ્રહ્મા સમા બ્રહ્મન, મહાકાળ સમા મુનિ,
ગુરુ સાંદીપનિ દેવે ગ્રન્થો હૈં ગરવા દીધા.

પાર્થિવોને પૃથ્વી અર્પી, આત્મા અર્પ્યો ઊડન્તને;
દીધું કિરણ એકેકું ચન્દ્રે રાત્રિ ઉજાળવા.

આનન્દાવ્યા, ટુલમાવ્યા, ભર્ય દૈવે વળાવિયા;
વોળી ગમ્યઅગમ્યોને આત્મા ભરી સિધાવિયા.

સંચર્યા મેહુલા સર્વે આનન્દક, હરિ ભર્યા;
આવ્યા'તા નદીઓ જેવા, સિધાવ્યા સાગરો થઈ.

સત્રના યુગસન્દેશા લૈ ગયા સૌ દિશેદિશે.
'સંસારના સંન્યસ્તના સુદામાને નિધિ દીધા;

ઉઘાડ્યાં ગુરુને આભ, ગોચર કીધ અગોચર.
પંચાળી પાર્થને ભાખ્યુ: 'અર્પું છું સુજને ત્હને.'

ધર્મને ચરણે મૂક્યું મસ્તક, નેત્ર નિર્ઝર્યાં;
'છિલ્લર છું, ઝિલ્લરે છું હું, આપ તો છો મહોદધિ:

અર્પું શું અર્પવા જેવું? વિશ્વ સારુંય ધર્મનુ.'
ને પછી વેગળી વાટે પન્થપરિયાણ સાંભર્યે

'આવ્યાં છો કે આવશો' એ વદીને વ્હાલવેણલાં
કૃષ્ણચન્દ્રે વડીલોને રોકયા પર્વણી પર્વણી.

પાર્થ સાગરને તાગે, ઊડે આભે પરીક્ષિત;
સુભદ્રા, દ્રૌપદી, સજતાં ભાભીઓને રૂપેગુણે;

કુન્તાજીદેવકીજીના ઉત્તરા પાય ચાંપતી.
વસન્તે વેલડ એમ રુક્મિણી રાણી પાંગર્યાં.

આયુષ્યનો મહાભાવ આનન્દ માણતા હરિ.
પ્રાર્થ્યું પછી સુદામાને એકાન્તે એકદા; વદ્યાઃ

'વર્ષાની ઝડીઓ પૂર્વે હરિ! પ્રસ્થાન માંડજો.'
પછી તો મધ્ય મધ્યાહ્‌ને સૂર્ય સૃષ્ટિ વધાવતો,

ત્હારે વાગ્યો મહાશબ્દે પુરે પ્રસ્થાનનો પડો;
'ઉજ્જયન્તે ઉજવાશે ગુરુની ગુરુપૂર્ણિમા.'

જાગે ગાંડીવટંકારે મહાસંગ્રામની ભૂમિ,
જાગે ભક્તકરતાલે હરિકીર્તનમડપ,
એમ એ દ્વારિકા જાગી પડાના પડછન્દવે.
સ્હડચો તરંગડોલે એ પુરનો સિન્ધુ સિન્ધુ શો.

ડગલે ને પગલે ઠેલ્યુ, ઠેલ્યુ જાણે અસીમમાં,
મનને ગમતું ન્હોતું, વિલોકવુ-વિચારવું,
એ અણગમતું આવી ઊભું ત્યહાં આખડી ભરી.

'જશે પાર્થસુભદ્રાના દ્વારિકાના મહાદીપો;
કોડીલા પરીક્ષિતની જશે પમરાતી પાખડી;
આભ જેવી છત્રછાયા જશે એ ગુરુદેવની;
કૃષ્ણનેયે આણ દેતી જશે એ ધર્મની ધ્વજા:'
વિચારીને વિચારો એ, વિલોકી અવિલોકી એ,
દિલદેશે ઊગ્યાં દુઃખો દ્વારિકાને વિષાદના.

પછી માંડચા કૃષ્ણચન્દ્રે પગરણો પરિયાણનાં.
ધૂમતું સાયરનીરે મૂક્યું મહાસુદર્શન;
અને એ પુરને દીધી ધારાવાડીય પુણ્યની.

મહામાનવનો ધર્મ સુધર્માને ભળાવિયો;
યાદવોને અનભેનો દીધો કોલ હરિવરે.

વડી વસુન્ધરા કેરા વસુ જેવા મહાવને
હતો તીરે સુપર્ણાને પ્હેલો પડાવ સંઘનો.
અનન્તતાની રેખા શી, બ્રહ્મની અંગુલિ સમી,
અમીની ઝરણી જેવી, સુપર્ણા ઝરતી હતી.

અન્તે અને ઓચિન્તાનો, આત્માને મથતો, મહા,
આવે છે સહુને એહ, ધૂંધળો દિન આવિયો.
કાળ ને આકાશઘેર્યાં વિશ્વે છે વિહૂનાં વનો.
વાગિયો કૂચનો ડંકો ખોખગે ને ખૂંખારતો;
કૃતાન્તક્રૂર એ દાંડી દ્વારિકાને દિલે પડી.
નેત્રજ્યોતે જળી ઊઠી દ્વારિકાની અટારીઓ;
ઝગન્તાં જ્યોતજ્યોતેથી મોઘેરાંમૂલ ફૂલડાં.
હસાવીને વ્હાલબોલે દેવકીવસુદેવને,
પુરજનો ભળાવીને રીઝવી પટ્ટરાણીઓ;
કહ્યું: ‘કૃષ્ણપદમાં છો-કૃષ્ણ છો, કૃષ્ણ શાં થજો.’
ઉદ્ધરવાને પૃથ્વીને, ને કલિને નિવારવા,
યુગનિર્ધારને પાયે કૃષ્ણચન્દ્ર રથે ચ્હડ્યા.
પેખી એ પરિબ્રહ્મનૂને ધર્મદિગ્વિજયે જતા
ઘડી તો કાળ કમ્પ્યો, ને થભ્યો છલન્ત સાગર.
ચાલતાં શિખરો જેવા આવ્યા બે હાથીઓ ત્યહાં;
બે પાર્શ્વે ઘોડીલા ખેલે અનિરુદ્ધ-પરીક્ષિત.
ધર્મધ્વજે ધર્મરાજ શોભતા ધર્મજ્યોત શા;
મહામુનિ સાંદીપનિ સ્હોતા ઓંકારને ધ્વજે.
કૃષ્ણરુક્મિણીની આગે ગાતી યોગિનીઓ ગીતો.
કુન્તાજી દેવકીજી શું હૈયે હૈયાં મિલાવીને
મળ્યાં, હળ્યાં, નિઝર્યાં, ને વૃદ્ધત્વને રથે ચ્હડ્યા.
પાર્થ પ્રાક્રમની જ્યોત, ભદ્રા સૌન્દર્યપાંખડી,

પુરનાં વ્હાલસ્હોયાંઓ હતાં છેલ્લે મહારથે.
કૃતાંજલિ, વન્દી વન્દી, પાર્થ વિદાય પ્રાર્થતો;
'પૃથ્વી છે ન્હાની; મળશું કાળને કોક કાંઠડે.'
શસ્ત્રસૂની રાજધાની, રથીસૂનો મહારથ,
આત્માસૂની દેહડી શી દ્વારિકા દીસતી પછી.
ગોરમ્ભતી ઘટાઓ, ને ડોલતાં'તાં મહાવનો;
મહીં હૈયાની રેખા શી સુપર્ણા વહતી હતી.
એક રાત્રિ ઘટાઝુંડે ડીંચી, હૈયાફ઼ે પછી
પાછાં પુરજનો વાળી પ્રભાતે પન્થ ખેડિયો:
વર્ષોનો ને યોજનોનો, પુણ્યનો, પુરુષાર્થનો.
ચન્દ્રિકા ઢોળતો ચારુ, સૌરાષ્ટ્રીને સુહાવતો,
કૃષ્ણસંઘ જતો; જાણે ચન્દ્રનું ચન્દ્રમંડળ.
પાયે પાંગરતી પૃથ્વી, આંખે આયુષ્ય અર્પતા;
વર્ષે વરદાનો હસ્તે, હાસ્યે હુલાવતા જગત્.
મેઘ શા મહીને છાતા મેઘશ્યામ હરિવર;
આભ શા વિશ્વ આચ્છાદે આભલઉરના હરિ.
નીકળે માળીડો જો કો માર્ગમાં ફૂલછાબ લૈ,
ફોરન્તાં ફૂલડાંના કૈં પરાગો માર્ગમાં ઢળે:
પરાગો જગમાળી આ અનન્તા ઢોળતા જતા.
દૃષ્ટિથી કાપતા દુઃખો, અક્ષિથી વહતા અમી,
મેઘાડંબર શા આવ્યા શ્રી હરિ રૈવતાચળે.
વર્ષા ન્હોતી હજી બેઠી, જોતાં'તાં વન વાટડી;

સાગરે ભરીને પાણી વાદળી આવતી-જતી;
ફુવારધારમાં ન્હાઈ સેવે અગાસી સુન્દરી;
બ્રહ્મની ધારમાં ન્હાતા પોઢે ઉઘાડમાં નરો.
ઘેરેલો ગિરિસામન્તે, ઝળકન્તો વિભૂતિએ,
હોમ શાં લોચને દીપ્ત, સ્હોતો અભ્રકિરીટથી,
સૌરાષ્ટ્રસમ્રાટ જેવો ઊભો'તો રેવતાચળ:
જોગ જોગન્દરો કેરા જાણે શું ઢગલે વળ્યા!
વિરાજ્યા જે કૃષ્ણચન્દ્ર કિરીટીના કિરીટમાં.
વનોમાં શિખરોમાં ત્ય્હાં રમન્તા જોગીઓ સિંહો;
પધાર્યા પૃથ્વીના સિંહો, માણે મ્હેમાની સિંહની.
અંબાડી કો અભ્રની શીર્ષ ધારતો,
વનાટવીની ઝુલને ઝુલાવતો,
સોહન્ત દન્તુશૂળ શા ઝરે, ઊભો
સૌરાષ્ટ્રમાતંગ જ ઉજ્જયન્ત ત્ય્હાં.

## અધ્યાય ૨૨ • કૃષ્ણ-પ્રતિજ્ઞા

આકાશ જોતો, અવનીકુવાર શો,
તેજસ્વી તેજોમય તીર્થતીર્થથી,
કેશાવલિ શો વનકાન્ત: સૂર્યના
રેવન્ત શો રાજત રેવતાચળ.
કરાડોની ભમ્મરોએ, ગિરિના બ્રહ્મરન્ધ્રમાં,
મણિસ્હોતાં કૃષ્ણ કેરાં શૃંગોમાં શિબિરો હતાં.

ગૂઢતા ગાજતી'તી, ને વનો જાણે મહાગુફા.
દીઠું ત્ય્હાં ઝરણુ એક  યજ્ઞભસ્મની સેર શું;
ઊભી તીરે જઇ બાળા પુષ્પોમાં પુષ્પમૂર્તિ શી.
કળીઓં કૂંપળો વીણે, પીએ પર્વતપાણીને;
જોતી'તી નિર્મળાં નીરે ડોલતી જગછાંયડી.
ઘટા ત્ય્હાં ગાજી હુંકારે; બોલ્યાં શું વન કે ગિરિ?
જોયુ તો જળ પીતાં'તાં સજોડે સિંહસિંહણી.
સિંહે પેખ્યું પરાયુ છે, સિંહણેયે પરાયુ કો;
યોગિનીએ યોગદૃષ્ટે દીઠી મૂર્તિ મહાનતા:
ઊભાં'તાં ઝરણાતીરે ગિરિનાં વનનાં વસુ.
આંખોમાં આંખડી ઢાળી, પ્રાણોમાં પ્રાણ પ્રોવિયા;
બાળાએ વનરાજો શું સાધ્યું ત્ય્હાં નેત્રત્રાટક.
વાદળી વરસ્યે જેમ શમે છે ઝાળ ગ્રીષ્મની,
શમાવી બાળનાં ચક્ષે વનરાજોની ઝાળ એ.
વનની ને માનવની મળી ત્યહાં મહાનતા;
ને જીતી વનરાજોને આંખડી પ્રેમભક્તિની.
પંપાળી કેશાવળને, અર્પ્યા વનફળો મુખે,
વધાવ્યાં વનનાં પુષ્પે બાળાએ વનપૂજ્યને;
વને ગયાં વનરાજો, યોગિની ગઈ આશ્રમે.
ધરીને ફૂલની છાબ વાત સૌ હરિને કરી;
'યુગયોગણ!' બોલ્યા એઃ 'બાળ છો અનસોની તું.'
રુક્મિણીએ વીણા ગાઈ, બ્હેનડે ગીત નિર્ઝર્યાં;

નૃત્યે ગીતે કીર્તને એ ગાજી શ્રાવણઅષ્ટમી.
ગૌરવ ગુરુ-સખા પામ્યા, ગૌરવાળો થયો ગિરિ.

ત્હાંજે ગયા રથીઓના રથો ગિરિપ્રદક્ષિણે;
રાત્રિએ ઘનપાઠીની ગોરંભી વેદઘોષણા;

મધ્યરાત્રે ચન્દ્રમાએ કીધાં ચન્દનીપ્રોક્ષણ.
ચન્દ્ર ઊગ્યે કૃષ્ણચન્દ્રે, પુણ્યશ્લોક હરિવરે

અન્તર્દ્વાર ઉઘાડીને જોયું અન્તર્ગુહા મહીં.
ભરીને અંજલિ કૃષ્ણે ગિરિજળે કહ્યું પછીઃ

'ધર્મમૂર્તિ ધર્મરાજા ગુરુ દેવગુરુ સમા,
પિતૃને દેવની સાખે પ્રતિજ્ઞા કૃષ્ણ આ કરે;

'સુણો, પૃથ્વી! સુણો, સ્વર્ગ! સુણો, દેવવરો સહુ.
જેવાં આ જળ છે, જેવો ગિરીન્દ્ર ગિરનાર છે;

જેવું સુદર્શન સોહે, જેવું ગાંડીવ ગાજતું;
વેણ છે માહરાં એવાં કાળના કટકા સમાંઃ

'પૃથ્વીની પરકમ્મા હું કરીશ યુગધર્મ શી;
સિંચીશ ધર્મનાં નીર પૃથિવીનાં મૂળે મૂળે.

પ્રાણ પૂરું, પ્રેરણા દૌં દૈવતે તીર્થતીર્થને;
સ્થાપું, સંજીવની છાંટી, દેવ મન્દિરમન્દિરે;

ત્ય્હાં સુધી બ્રહ્મદીક્ષા લૈ છાંડું છુ હું સુદર્શન.
સાન્ધ્ય સન્ધ્યોપાસન છે આ મ્હારે યુગસન્ધિનું.'

શતાબ્દીપર્વ આવ્યું, ને એહ શતાબ્દીઉત્સવે
મ્હારી છે બ્રહ્મવર્ણી આ ગુરુને ગુરુદક્ષિણા.'

'હેલી! મ્હારો આત્મા ન અંગમાં સમાયે,
અનન્તના રમણે જશે રે લોલ;
હરિવર ગેબનાં કો ગહન હાસ્ય હસશે,
ને પૃથ્વી આ પ્રફુલ્લ થશે રે લોલ.

'હેલી! મ્હારે સતયુગની આવે છે વસન્તો,
પ્રારબ્ધનાં ફૂલડાં ફૂલે રે લોલ;
હરિવર કરશે હો! પૃથ્વીની પરકમ્મા,
ત્રિલોકીનાં બારો ખૂલે રે લોલ.

'હેલી! મ્હારે અગોચર આભ આજ ઊઘડે,
બ્રહ્માંડની સીમાઓ ઢળે રે લોલ;
હરિવર નેણલાંમાં નેણલે નિહાળે,
સાગર ઢળે સાગરજળે રે લોલ.

દૃષ્ટિ કીધી એકદૃષ્ટ, સ્કન્ધે વેદાવલિ ઝૂલે;
નિશ્ચેના પ્હાડના પાયે ગિરિ શા ગિરિ ઊતર્યા.
ઝરે ગિરીન્દ્રસ્કન્ધેથી મેઘ શો ગંભીરો ઝરો,
ઝર્યો રેવતથી એવા મેઘપાવલ શ્રી હરિ.

ક્ષિતિજના મંડળને નિહાળતા,
પ્રચંડ એ પૃથ્વીની પાર ભાળતા,
અગાધમાંયે યુગદૃષ્ટિ નાખતા,
ગિરિવરેથી ઊતર્યા જગે હરિ.

ચન્દ્રચન્દનને મેહુલ છાય એવો અંગે ભસ્મભરાવ;
જોગ કવચ હતાં,તપ આયુધ હતાં,હૈયે મન્ત્ર હરિભાવ રે!
દિગ્વિજય વિચરતા...

સ્કન્ધ કમંડલતુમ્બીનાં ભાથાં, ભાલે વૈષ્ણવપુંડ્ર;
ઉરમાં અનલે, વિક્રમ વદને, કર તાપસના દંડ રે!
દિગ્વિજય વિચરતા...

અગ અંગ નિશ્ચયના નિવાસા,શિર જોગિયાની જ્યોત;
મુખડે મલકે હાસ્ય હરિનાં, નયણે બ્રહ્મ-પ્રદ્યોત રે!
દિગ્વિજય વિચરતા...

મેહુલ શબ્દથી જય ઉચ્ચારે ગર્જે શંખને સાદ;
વ્રજયોગિનીઓ કીર્તન કરતી નિર્ઝરણીને નિનાદ રે!
દિગ્વિજય વિચરતા...

વિમળ કમળમંડળ હરિસંઘ એ, પ્રભ કહે સહુ સુગયોષ;
ગડગડતા ગિરિથી ગગડે જેમ મહાજળના મહાઘોષ રે!
દિગ્વિજય વિચરતા...

પ્રફુલ્લ ફૂલડાં સમ મહેકન્તાં નરનારીઓ નિષ્કામ;
મધુરસ શરદપરિમળ પમરે એવાં જગ અભિરામ રે!
દિગ્વિજય વિચરતા...

જોગન્દર જાગ્યા જોગમાંથી, દીઠ જોગના પ્રતિપાળ;
નીરખી હરિ,સિંહ કહે સિંહણને,આ આપણા ગોવાળ રે!
દિગ્વિજય વિચરતા...

ગિરિ ઊતરી સંઘ વનમાં સંચર્યો, મહાનદનાં જ્યમ નીર;
હેલન્તા હસ્તિનૂ ઝુંડ સરીખો વહતો ધીરગભીર રે!
દિગ્વિજય વિચરતા...

ગગનાંગણુ રમણે રસરસિયો મહીતલમાં મલકાય,
ગિરિમમમમતલ ઋતુઋતુએ એ આનન્દજળ છલકાય રે!
દિગ્વિજય વિચરતા...

એકભુક્ત, જળથળજળ પીવા, પરિમળ ઝરવા પ્રકાશ,
હરિકીર્તન હરિધૂન હુલસાવે, વસવા તરુતલ વાસ રે!
દિગ્વિજય વિચરતા...

નિત્ય નિત્ય હરિને ભજ્યોગિનીઓ વીણવા વનફળ જાય,
મટુકી ભરી ભરી લાવે ધેનુની, સંઘને વનપય પાય રે!
દિગ્વિજય વિચરતા...

રસોઈ કરી રસકસ નિપજાવે ભાભીનણંદ ભલી ભાત,
તાપસી અન્ય કરે જળસેવા, જળવાદળી સાક્ષાત રે!
દિગ્વિજય વિચરતા...

દિશદિશ પરખી મહીતલ કોરે પાર્થ તીર્થના પન્થ;
પ્રાતઃ સંધ્યાએ બ્રહ્મરસ ઝરતા ઉદ્ધવ ભણી મહાગ્રન્થ રે!
દિગ્વિજય વિચરતા...

પ્રાશે પાન વનપાંદડીવ્રતિયાં વેર્યાં કણુ કો ખાય;
સૂર્યસ્નાન કોઇ કરે પ્રહરભર, કો સર શીતમાં ન્હાય રે!
દિગ્વિજય વિચરતા...

સહસધારે ખડકો ઉલ્લંઘતાં,
ભર્યા ભર્યા ભાવથી મ્હાલતાં જતાં,
શત્રુંજયીનાં જળ શત્રુ જીતતાં;
સંઘે પીધી એ જળપ્રેરણા જઈ.

## અધ્યાય ૨ · સાગરતટની સિદ્ધાંગના

ભર્યા સરે નિર્ઝરણી મનોહરી
મહાવનશ્રી વિલસી વિલાસતી;
એ શૃંગલક્ષ્મીનું સુભાગ્યમાણતાં,
શૃંગે વસે છે મનુજો કિરીટી શાં.

અને સિદ્ધાંગના એક હતી કો સિદ્ધલોકની,
રાત્રિ શત્રુંજયીએ રહે, સન્ધ્યો શત્રુંજયી ભણી
નિધિદેશે ગિરિઓમાં સંઘ એ હરિનો ગયો.
ઘેરી ક્ષિતિજનો ઘાટ ઊભાં હતાં મહાવનો;
જોતા'તા વનના સિંહો જતા તાપસસંઘને :
યોગીઓ યોગેશ્વરને વન્દતા યોગવન્દના.
ગીર ગોરંભતું'તું ને ઘટાઓ નમતી હતી;
નેહનેણે નીરખતા ઝુંડોમાંના ઉન્હા ઝરા :
ને કહેતા : 'હરિનો સંઘ હરીને જગ હારશે.'
પાળો પૃથ્વીની શું એવા ડુંગરાઓ પડ્યા-સ્હડ્યા;
પછી આકાશની છાયા સમો દીઠો મહોદધિ.
આભ શું લ્હેરિયાં લેતો, દિશાઓમાં ઢળી જતો.

કાંઠાની શૃંગમાળા કે પ્રાસાદો જળના હતા!
હતા એ સૌ શિખરો કે યશસ્તંભો પયોધિના?
વજ્ર શી ત્હાં શિલાઓ, ને વજ્રહૈયાળ માનવીઃ
નિર્માણની નિશ્ચયતા, વિધિની અક્ષરાવલિ.
ધોવા સંસારની ધૂળો, ચ્હડ્યા મેલ ઉતારવા,
ન્હાવા ને નિર્મળા થાવા, સંઘ સાગરિયે ગયો :
ઊછળંતા મહામોજે ઊછળંતા જ મોજ શો;
સંઘ ઊભો નિધિતીરે હરિને પાર્થ પાઠવ્યો;
પાર્થે આવી કહ્યું : 'સિન્ધુ ગર્વિલો મદઘેલડો
તાપસસંઘને દે છે આણ અંઘોળની, હરિ!
છલે છે વૃક્ષઊંચેરો વૃક્ષોનાં ઝુંડ ઝંડ શો.'
હરિ ગયા નિધિતીરે, દીઠો સાગરરાજને;
પૂર્વમાં પાળ પાળેલો, ને સીમાશૂન્ય પશ્ચિમે
મુખ વિકાસ્યા મધ્વર શો, ભદ્રોને ભાસતો મહદ્.
યોગીન્દ્રે યોગની દૃષ્ટિ સાગરે નાખી, ને વધા :
'પાર્થ! આ તો મુખડું છે ઉપસાગરનું વડું;
વૃક્ષોનાં કોટરો જેવાં છે દંતાવળ કોટરો.
પડ્યાં ખંડેર જો પેલાં સૂકેલી કુંજનાં સમાં.
અને જો આ જરા આઘે ૨હણે પ્હેલી ભૂશિર છે;
પૃથ્વીની અંગુલિ જેવી પડી પ્રલંબ-સાગરે :
યાત્રીને જગયાત્રાની જાણે એ દાખવે દિશા.
મુદ્રિકાના રત્ન રેખા, સંઘના બ્રહ્મચર્ય શા,

મહીમાં મહિમાવન્તા, ભક્તોના ભવતારક,
સ્થાપું છું અંગુલિપર્વે ગોપેશ ગોપનાથના.
ધેનુના ધણુની પેરે વર્તશે વશ સાગર.
જાઓ, ન્હાઓ પૂર્વપાર્શ્વે, પશ્ચિમ પાર્શ્વ મા જતા;
ભક્તને નહિ પીડે એ, મ્હારો છે આ મહોદધિ.'
ઉદધિની મર્યાદાર્થે સાગરદેવ સ્થાપિયા;
અને પછી ચ્હડ્યો સંઘ ગિરિશૃંગે ગજેન્દ્ર શો:
આભનાં અંબરો ઓઢી સ્વર્ગે જાણે સુરો ચ્હડે.
વ્યોમના ઉરમાં જોતો ન્હોતો એ ગિરિરાજ કો;
હતી એ ટેકરી ન્હાની, ઊભી જાણે કુમારિકા:
વજ્રમુદ્રા ધરી દેહે ઉદધિને નિહાળતી.
વેર્યા શું ઉરના ભાવ નિશ્ચેની લોહપાટ શા,
પડી'તી અન્ધારકાળી શિલાઓ કાળમીંઢની.
કન્દરાની ગુફાઓમાં ગૂઢ ત્ય્હાં કૈંક ગાજતું.
પગલે પગલે થાતાં વિશાળાં પૃથ્વી-સાગર;
પગલે પગલે થાતું વિશાળું વ્યોમ ભોમ શું:
સાધુઓનાં અન્તરમાં ઊઘડે જેમ ઉદારતા.
હતાં ત્ય્હાં ઝુંડ ઝાડીનાં, હતી નિર્ઝરણી ઝીણી;
ને મન્દિર-ખંડેર શી હતી એક ગુફા ત્યહીં:
છિન્નભિન્ન છતાં સ્હોતી, વેરાગણુ સુંદરી સમી.
મહીંથી અશ્રુની સેર ઝરે નિર્ઝરણી જગે;
ન્હાતી'તી નિર્ઝરણીમાં જ્યોત શી ગિરિજોગણી.

રુક્મિણી ને સુભદ્રાએ દીધી જૈ ભદ્રવંદના.
નીરનીતરતી બાળા આશ્ચર્યે ઊછળી વદી :

'પધારો પૃથ્વીની જ્યોતો ! અહીં વિજનતા વસે;
દેવીઓ વા નારીઓ છો? ક્ય્હાંથી ભૂલાં પડ્યાં અહીં?'

'નથી કો દેવ કે દેવી, નથી ભૂલાં પડ્યાં બવે;
અમારો યાત્રીનો સંઘ પૃથ્વીપરિક્રમે સ્હડ્યો.

આપ છો જીવનભરનાં, ઘડીનાં તાપસો અમે'
સુભદ્રાએ ભદ્રબોલે બાળાને સાન્ત્વના દીધી.

'આવો, મ્હેમાન છો મ્હારાં, આજ વામો રહો અહીં;
પૃથ્વીને પાળ, એકાન્તે, ક્ય્હાંથી મ્હેમાન ભાવતાં?'

નીરથી નીકળી બાળા, જાણે જોગની પદ્મણી
સંઘને આદર દીધો પ્રણમી પાર્થ-કૃષ્ણને;

ન્ય્હાળી જગતપરી જ્યોત આંખડીમાં પરસ્પર:
પીધી નેત્રે જ પ્રીછી ત્ય્હાં હરિએ સાધ્વી સ્નેહની.

ફળો આણ્યાં, ફૂલો આણ્યાં, ધરી વનવિભૂતિઓ;
આત્મતૃપ્ત ગયો સંઘ શિલામાં કૈંક શોધવા.

ગુફાના ગૂઢ સંદેશા સાંભળ્યા હરિએ ત્યહાં.
'પાર્થ ! આ સિદ્ધિણી કોક, એકાન્તી ને ગુફારૂપી,

કુરુક્ષેત્રથીયે મ્હોટો આવી છે જંગને જીતી.'
ગુફાઓનાં ગહ્‌વરોને વાંચવાને ગયા સખા.

પાંખડી પાંખડીને ફૂલે જેમ જીવનની કથા—
'કોણ છો? ને અહીં ક્ય્હાંથી?' પૂછ્યું પાર્થમહિષીએ;

'જીવનકુંજના કંઇકે પરાગો પમરો, વીરી !'
જોઈ વિજનતા આલે, જોયો સૂનકાર સાગરે;
હૈયાધૂટ ગળી બોલી સિન્ધુતીરની સિદ્ધિણી.
ઉઘાડયાં ઉરનાં બાર ભીડેલાં કૈંક વર્ષથી.

'ત્હમે છો તાપસસંઘ હુંય છું જગતાપસી;
અને આ સાગરઘાટે તપું છું તપ નાથનાં.
ઘણાં વર્ષો વીત્યે આજ કહું છું માહરી કથા;
ભીડયાં હૈયાં ઉઘાડે છે ત્હમારી આંખનાં અમી.

એક જ પૂરનાં વાસી બાળબાળા અમે હતાં;
કુંજનાં ફૂલડાં પેરે રંગથી સંગ ખેલતાં.
એ હતો પ્રાક્રમ પુરનું, હું હતી પુરસુંદરીઃ
પરોવે કળીઓ એહ મ્હારા કેશકલાપમાં;
હું હૈયાદેશમાં એના પ્રફુલ્લયાં ફૂલ રોપતીઃ
હા, હતાં પરસ્પરનાં અમે નો ઉરમાળીઓ.
એ મ્હારા અક્ષરો પાડે, હું એની છબિ ચીતરું;
આંખમાં આંખડી જોતી, ને જોતાં આંખ પારનું;
પૃથ્વીને આભ તો ન્હાનાં, જોતાં અમે અનન્તમાં.
વનમાં મોર ને ઢેલ રમે ત્યમ રમતાં અમે.
બાળાપણ વીત્યું; આવ્યો યૌવનકાળ ગાજતો;
અમે કીધી એક ભૂલ યૌવનદ્વારમાં જતાં.
નથી-નથી જગતસ્ત્રીઓ, દેવીઓ કોક છો ત્હમે;
આવી છો ઉદ્ધરવા આ વ્હીલી એકાન્તવાસિની.

ફળશે પૃથિવીયાત્રા, ને છીંટી સંજીવની જશો.
એ એક ભૂલનાં ભાવિ આખાં આયુષ્યનાં તપો.
ગયો એ વનની વાટે હિમધામ હિમાદ્રિમાં;
શોધન્તી સિન્ધુશિખરો આવી એકાન્તમાં હું આઃ
અને વિધુરાંની વચ્ચે પૃથ્વી કેરાં પડ્યાં પડો.
એક યૌવનની ભૂલ એ મ્હારો ભૂતકાળ છે;
દેવીઓ! એક જ ભૂલ એ છે આયુષ્ય માહરું.
આંખડીના અશ્રુઓથી શિલાઓ કીધ કોમળી;
આ શિલાઝરણું અર્ધું વહે છે મુજ અશ્રુથી.'
જીવનશૂન્યા શી જીવન્તી મૂર્છામાં ઢળી મૂર્છિતા;
આયુ એક હતી મૂર્છા એ સૂનકારવાસીને.
સહસા કો પડે ફાટી વાંભળી બોલ બોલતી
મુખ ફાટી ગયુ એમ, ફાટ્યા એ લોલ લોચનો.
શબ્દો ખૂટી પડ્યા જેવી પડી નિઃશબ્દ જોગણી.
ભદ્રાએ હૃદયે ચાંપી, રુક્મિણી વાયુ ઢોળતાં;
છાંટિયાં ઝરણીનીર મુખે, નેત્રે, લલાટમાં.
રમની રમતી આભે એવે કો આવી વીજળી;
ઝીણી મીઠી મનોહારી, ગુફા જ્યોતે ઝગી રહી.
એહ ચૈતન્યની જ્વાળા, ધૂમીને એ શિલા શિલા,
પડી સિદ્ધિણીને અંગે; મહામૂર્છા વળી ગઈ.
હતી ગિરિયોગિની એ પ્હેલ્લે પગલે સમાધિને;
અર્ધ જાગૃત ને અર્ધી તન્દ્રામા જોગણી વદીઃ

'ના નહીં,ના-નહીં,નાથ!મા આએકાન્તભાંગશો;
પૂછીશુ પ્રારબ્ધને એ ભાગ્યનાં ભાવિ આપણા.'
નિજ શબ્દે જાગી ઊઠી, નિહાળ્યુ જાગીને જગત;
ત્ય્હા તો દીઠી દેવીઓને ઉપચારે ઉમંગિણી.
બ્હેણાકળી અસ્તવ્યસ્ત ઊઠી એ ગિરિયોગિની;
અને બોલી: 'ક્ષમા દેજો, આવ્યુ'તુ સોણુ મ્હને;
સાચથીયે અધિકું એ મ્હારુ સોણુ હતુ
જાણે કૂહે છે 'આવું છું હુ,' કૂહે છે જાણે 'હુ આવુ છુ;'
સુણું છુ બોલતો એને ચીડડા બાળશબ્દથી:
કૂજતો કાનમા એવું શબ્દ ઢોળી સુભાગ્યના.
આભલપારથી ક્ય્હાંક બોલે છે દૈવી બોલ એ;
ગિરિશૃંગે વિરાજીને, તારલે તારલા સમો'
અંતરિક્ષે ઝડપ્યુ કૈં બાળાએ બાચકો ભરી,
ઝાલીને વીજને જાણે પાછી વાળી વળામણે.
ટ્હેલતા ટ્હેલતા આવ્યા કૃષ્ણ ને પાર્થ એ દિશે;
રુક્મિણીએ સુભદ્રાને વીતેલાં વીતકો કહ્યાઃ
આવી વળેલી મૂર્છાના, પાછી વાળેલ વીજનાં.
ગૂઢ ગિરિયોગિની ને અમીથી હેરતા હરિ;
અગમ્યો ઊડતાં પેખી પાર્થ વન્દી ઊભો રહ્યો:
અને આન્ત્વનનો સ્થાપ્યો હરિએ હસ્ત મસ્તકે
'દેવી છો ગિરિની આ, ને પદ્મા છો પાપપાવની;
પહેલા બાણથી જાગે, જોધ એ જગને જીતે.

આયુષ્ય અશ્રુથી ધોયા, એવાં ધોજે જગતજનો;
અમારાં અધૂરાં મૂક્યાં યોગિનિ! કરજે પૂરા.
ત્હારો નકારનો બોલ ત્રિલોકે આજ સાંભળ્યો;
એ હતી કવિતા ત્હારા જયની જયઘોષણા.
રહી નથી હવે લેશે દેહની વાસના ત્હને;
અંગો ત્હારા થયા આત્મા, નયનો નેહરૂપ છે
વિલાસો ને વિહારો જીતી હું રસ માણતી
વિહીઁ છો તું, છતા તું છો યોગિની પ્રેમ-યોગની;
ચક્ષુમા છે હિમાદ્રિના સોહાગી શૃંગશૃગના.
પ્રેમની સિદ્ધિ સાધી ત્હેં, ગિરિની છો તું સિદ્ધિણી.
બાળા તું બહુલા થાજે, ઉદ્ધરજે તું ઉદ્ધરી;
જગત્ છે ઈન્દ્રિયારામી, તું છો આત્મતરંગીલી;
સંસારની તરણી છો, આ દુનિયાની દેવી છો;
પાયે સિદ્ધાંગના ત્હારે ન્હેશે શત્રુજયી સદા.'
નમન્તી નલિની જેવી વજ્રાંગી યોગિની વદી:
'ત્હમે છો જગપોષન્દા, ત્હમે છો જગપારખુ;
વહો છો ઊઘડી આંખે, વદો છો વેણુ બ્રહ્મ શા '
અને એ ગિરિની ગૌરી હરિનાં નેણુમા ઠરી
'સૂર્ય જેવા, ચન્દ્ર જેવા, અમે યાત્રિક વિશ્વના;
ઊગ્યા આ તીર્થમા આજે, કાલે તીર્થે બીજે જશુ.
વાયુ શા વહતા રામ, મેઘ શા આવતા-જતા '
વદી ત્હાં વિનયે બાલા : 'તો તો પાછા પધારજો!'

વળાવીને નદીતીરે ગુફાએ સિદ્ધિણી વળી;
અને એ ટેકરીશૃંગે ઊભી જાણે ગરુડિણી;
આભનાં ને સાગરનાં એકાન્તોને નિહાળતી.
માંડી મીટથી જોતી'તી જાણે વાટ અનન્તની.
ધારોમાં કોતરો કોરી, સકોરી પૃથ્વીપાલવો,
તીર્થોમાં વિચર્યો સંઘ શોધતો તીર્થરાજને.

દિશે દિશે દૈવત શોધી સ્થાપતા,
ને તીર્થતીર્થો મહીં પુણ્ય વાવતા;
પ્રચંડ કો પૃથ્વીની ભાગ્યરેખ શા
જગત્‌થરો ભેદી જતા હતા હરિ.

## અધ્યાય ૩ · ગિરિશૃંગનો શૃંગવાસી

સોહામણો, શામળ, મેઘમેઘ શો,
પડ્યો હતો મેગળ શો મહાગિરિ;
એ શામળે શામળ છોગલા સમા,
કુંભસ્થળે મેગળને, હરિ ઊભા.

વાળી-ઢાળી પાયસ્તંભો ઢળે કો દેવહાથીડો,
મહામેગળ શો એવો ઢળ્યો'તો ગિરિરાજ ત્યહાં;
ને ઐરાવતની જેવી પડી સૂંઢો દિશે દિશે.
મેઘ માથે મેઘ જેમ ઝરૂખે ઝૂલતો ઊભે,
ઊંચેરો ગંડસ્થળ, ને નીચેરો પીઠપાટલો:
વનની ઝાડીઓ નીચે ગોરંભી વડલો પડ્યો.

નદીનાં નીર અધ્રુવ, અધ્રુવ આ જનો-ધનો;
વાદળી સમ સંસારે કહેતા એને ધ્રુવાચળ :
અસ્થિરોમાં સ્થિર એહ અધ્રુવે ધ્રુવ, મોક્ષ શો.
આભ-સાગર જોતાં ત્ય્હાં તપે તપ તપેશ્વરો;
શાશ્વત કાળથી એહ સિદ્ધોનું છે સિંહાસન.
સિદ્ધોની સિદ્ધિઓ જેવાં હતાં ત્ય્હાં ગહ્વરો ગુફા.
હરિ ચ્હડે ગિરિએ એ, જાણે અધ્ધર ચાલતાં;
પાયપાંદડીએ પૃથ્વી ચાંપતા-ભૂંસતા નહીં :
રખે ભૂંસાય-ચંપાય સિદ્ધોની પુણ્યપાવલી.
નલિનીપત્રમાં જેમ, પદ્મની પાખડી પડે,
એમ શિલાશિલાએ ત્ય્હાં શ્રીહરિ પાય પાડતા :
યોગસમાધિમાં જેમ યોગેશ્વર વિચરે નલે.
'આ પથ્થર પથ્થરમાં, વિધિના પાયરીપથે,
પાંદડે પાંદડે, પાર્થ! સિદ્ધોની પગલી સુહે;
પુણ્યના તપના ભાખે ભવ્ય ઇતિહાસની કથા.
ભાંગતો મા, ભૂસતો મા, પદરેખા તપસ્વીની.
પૃથ્વીમાં પાય ગ્રોવીને બેઠો'તો ગિરિરાજ એ;
શિખર મ્હેલને, એમ ફ્હેરી શું શૃંગ ત્ય્હાં હતું.
સખાઓ કૃષ્ણ ને પાર્થ ઊભા જૈ શૃંગછોગલે;
ચ્હડ્યા જોગધ્વજો જાણે ગિરિના ગઢકાંગરે.
જોતા'તા ગિરિને, જોતા વિશાળો વગડો પડ્યો,
જોતા'તા સિદ્ધિણીશૃગ ને દધિ દષ્ટિની સીમે:

જોતા'તા ચ્હડતો સંઘ આભ કેરી અટારીએ.
હરિ જગ જોતા, જેમ બ્રહ્મ બ્રહ્માંડને જુએ.
અને એ શૃંગની નીચે ઝીણો એક ઝરો હતો;
ઝરાતીરે વૃક્ષછાયે હતો વાસો તપસ્વીનો:
કાંચનવર્ણો, વર્ચસ્વી, અગ્નિ શા વૈશ્વદેવના.
પાર્થને પાઠવ્યો સંઘે, હરિ ગયા ઝરાતીરે.
હતી કેશાવલિ સ્કન્ધે, ચક્ષુઓ યજ્ઞકુંડ શાં;
ભવ્ય-કે વરવો?-દેહ એ શિલાપાટ શો હતો:
ભાગી રેખાવળ કોર્યો ગેરુગૌરવગૌરવી.
આવન્તા ગિરિશૃંગેથી હરિને તાપસે દીઠા;
શૃંગેથી ઊતરી આવે જાણે કો મેઘવાદળું.
ઊતરી ત્ય્હાં હરિ ધીરે સિંહ શાં પગલાં ભરે.
'પધારો, પ્રાણ છો:' બોલી મન્કાર્યા ધાઈ તાપસે;
છલ્યો કુવારની ધારે, છલ્યો કો કાલિયાર શો.
'માનવી મુખડું દીઠે દાયકાઓ વહી ગયા.
દેવ છો? મનુ છો? ક્ય્હાંથી કોરી આ કેડી કારમી?
માનવીની ન આ કેડી, કેડી વ્યાઘ્રની-દેવની.'
ન્યહાળતા નિશ્ચળે નેણે હરિ એ નરવ્યાઘ્રને.
'ક્ષમા એકાન્ત ભાંગ્યાની ક્ષમા દ્યો વિશ્વયાત્રીને;
અમે જગના જાત્રાળુ, ઢૂંઢીએ જગજોગીને.
પૃથ્વી-પરકમ્મે જાય અમારો યાત્રીસંઘ આ.'
ને એવે આવિયો પાર્થ લેઇને હરિમંથને

હતા ત્ય્હાં તપના છોડ, હતી ત્ય્હાં તપવેલીઓ.
'પધારો, જગપુષ્પો છો; હુ તો છું વનનું તરુ;
કૃપાના મેઘ છો, મન્તો! લુખ્ખો આ જોગપ્હાડ છે.
તૃણ છે, જળ છે મીઠાં; નથી આ આમ્રપલ્લીઓ;
અર્પું શા આપને અર્ઘ્યો? પાયમાં પ્રાણ પાથરું'
પછી ત્યહીં વદ્યો પાર્થ પ્હાડમાં પ્હાડશબ્દથી:
'સંઘવાસી! ઝરો આ છે પાણિયારું તપસ્વીનું;
વૃક્ષનો આ ઘટાઘેર રસોડું રસથી ઝરે:
એ ઘટાના-ઝરના એ અતિથિ આજ આપણે'
પ્રૌઢી એ પ્હાડછાયામાં કીધો સંઘે પડાવ ત્ય્હાં;
ગિરિના ગોરવો જોતો, સિદ્ધને કોક શોધતો.
ને હૈયાકોમળી વાર્તા હરિ માંડે તપસ્વી શું;
કૃષ્ણબાળા કને બેઠી, જાણે ફૂલની ડાળખી.
ઝરે બોલ હરિ, જેમ મધુરું ઝરણું ઝરે:
'પ્હાડ છો પૃથ્વીના ઘાટે, સિદ્ધ છો યોગસિદ્ધિના;
જાણું છુ, ત્હોય પૂછુ છું; દીઠું છે, ત્હોય દાખવો:
પૂછવું જાણવું એને કહે છે જ્ઞાન જ્ઞાનીઓ.
આવ્યો છુ નિધિશૃંગેથી વન્દીને યોગતાપસી.'
ઓચિન્તો ગિરિ ફાટયો? કે નદીને પૃથ્વી પી ગઈ?
ઊગ્યા આશ્ચર્યનાં તેજે તેજસ્વી એ તપસ્વીને.
વ્હેતું'તું હરિનું ઝરણું નીરના મૃદુ મર્મરે:
'અખંડ આસન માંડી, પ્હાડમાં પ્હાડસ્તંભ શા,.

બેઠા છો દક્ષિણ ઘાટે - જોતા સાગરશૃંગને;
શિખર છો દેવદ્દેહેરી શા, જાણે સંસારસાગરે.
આભ ઓળંગતી ઘેલી નાખીને યોગવીજળી
ગૂઢ કૈં વારતાલાપ કરે છે શૃંગ શૃંગ શું;
તરંગો તુંગ ફેંકીને ન્હોતરે પ્હાડ પ્હાડને.
જોઇને આવું છું એહ દિલાસો શૃંગવીજનો;
પડી'તી મોહની મૂર્છા ક્ષણમાં એ વળી ગઈ.
બોલ અબોલડાના એ સુણે છે જગ, મ્હેં સુણ્યા.
કલિદ્વાપરસંધિમાં દેવ છો પૃથ્વી ઊતર્યા;
આયુષ્યના તપસ્વી છો, સિદ્ધ છો સિદ્ધલોકના.
વન્દુ છું, વિશ્વના ભાનુ! ભાસ્કર એ વિભાવહો.'
ઉદારા હરિના બોલે તપસ્વીયે દ્રવી ગયા;
ને નાખ્યો હરિને પ્રશ્ન નિત્યના ઉરદ્રાવનો:
'નથી દાનવ કે દેવ, નથી યાત્રી અગમ્યનો;
નથી હુ પ્હાડ કે સૂર્ય: યોગી છું પ્રેમયોગનો.
ભણ્યા હો વેદ હૈયાના, કે મન્ત્રો વિર્હવિહીના,
કહો કાં સર્જનહારે સર્જી આ આત્મ-આરઝૂ?'
કહેશો, કાળના જ્ઞાતા! સૃષ્ટિસર્જનકાળથી–
સ્રષ્ટાને સર્વજ્ઞાતાને કોણે આ પ્રશ્ન પૂછિયો?
દિલના દર્દીને પ્રીછી ઢાળે પરાગ શ્રીહરિ:
'કૂટ ને કપરો ભાસ્યો કોયડો પ્રેમયોગનો?
શૃંગવીજળથી પૂછો, યોગિની સ્હમજાવશે.

પુણ્યાળુનો પ્રેમયોગ, પન્થ છે બ્રહ્મતીર્થનો.
આજે દેહપરો થૈ જે જોડે છે આત્મ આત્મ શું,

કાલે એ પરમાત્મામાં જોડશે આત્મની પ્રભા.
દષ્ટિઓના દોર જેવું, ગૂંથેલી જ્યોતજ્યોત શું,

વિયોગી પ્રેમયોગીનું સુણ્યુ છે ચન્દ્રત્રાટક ?
વડો વિયોગીનો યોગ, ચન્દ્રમા નેત્રસંગમ ?

અમારી આ કૃષ્ણબાળા છોડશે એહ કોયડો :
પ્રેમઘેલી શુદ્ધશીલા, વિરહિણી વ્રજયોગિની.
શોધજો ત્હાં ઉરવાસી આરઝૂ આત્મઆત્મની.'

અને પછી બંસીબોલે કૃષ્ણબાલા છલી ઊઠી;
ઝરન્તી ઝરણી જેવી, બોલી સિદ્ધાંગના જ શી :

ચન્દ્રને ચન્દન ઘો,
  ત્હારાં નયનો ચન્દ્રને ચન્દન ઘો.
એયે ઊભી એને જગતઝરૂખલે
જોતી હશે ચન્દ્ર, ચન્દ્રે તુંયે જો :
  ચન્દ્રને ચન્દન ઘો.

દગમહીં દગ ગૂંથી રચજો ત્રાટક ત્હાં;
ચન્દ્રત્રાટકનાં એ યોગી અમે તો :
  ચન્દ્રને ચન્દન ઘો.

ચન્દ્રને ચન્દન ઘો,
  ત્હારાં નયનો ચન્દ્રને ચન્દન ઘો.

કોકિલાનો પડે બોલ  જેવો ખગોળ ઘુમ્મટે,
વ્રજયોગિનીનુ ગીત  પડ્યું જે ચન્દ્રમડળેઃ
લેતું'તું ચકચકાવા,  જાણે પ્રેમસુદર્શન.
પછી ચદની સંગાથે  ઢળ્યું સિદ્ધિણીશૃંગમાં.
'પિતા! એક મહામન્ત્ર શીખી છે પ્રેમયોગિની;
કહો તો પ્રેમભક્તિના  કહું એ ધર્મમર્મનેઃ
સુધા શો સાન્ત્વનકારી, સત્ય શો સ્વર્ગસુંદર.'
અનુજ્ઞાથી કૃષ્ણબાળે ભાખ્યુ ગુહ્યનું ગુહ્ય ત્ય્હાંઃ
'દ્વૈત શબ્દેથી જન્મેલા  અદ્વૈતે જેમ એકતા,
અને જેમ વસેલો છે બ્રહ્મ બ્રહ્માંડ શબ્દમાં.
યોગ શબ્દેથી જન્મેલા વિયોગે યોગ રૂહે પરમ.'
સુણી એ યોગનું સૂત્ર  હરિ આનંદથી હસ્યા,
'પાણિનીની પ્રમાતા છો, બાળા! તું શારદા સ્વયં.'
અને આનંદછાયા એ  યોગિનીવદને પડી.
'ક્ષણે કે સંયોગયોગે  ભૂલે કો પ્રેમપંખીડું;
અખંડ બંસરી બોલે  હૈયે વિયોગ યોગીને.
પુણ્યાણુ પ્રેમયોગીની  બ્રહ્મબંસી ત્રિકાળની.
નિષ્કામી નેહના દેશે, શાસ્ત્રોમાં પ્રેમભક્તિનાં,
વિશેષે કરીને યોગ  વડો વિયોગયોગ એ.
અમારા વ્રજમાં, માધો! વિરૂહ એ પણ યોગ એ.
પરમ પ્રેમભક્તિનો,  એહ વિયોગયોગનો,
અખંડ નાદ ગાજે છે અમારી આત્મકુંજમાં'

ચન્દ્ર જેવા કૃષ્ણચન્દ્ર ઝર્યા ત્યહાં બોલચંદની:
'દેહપરા, જગત્ત્યાગી, આત્માનાં આત્મરંગીલાં,
સિદ્ધ-સિદ્ધાંગના આ છે યોગીઓ પ્રેમયોગનાં;
જગે પ્રભાતનાં નામો, પુણ્યાળુ વિશ્વપાવનાં.
હિમાદ્રિમાં કરે વાતો, આકાશે દેવ દેવ શું,
ને એમ એકબીજાને શૃંગો બોલાવતાં ત્યહાં;
સમાધિની મહાવાણી, ગૂઢ, ગોપ-અગોપ શી.
જેવાં અગમ્યને બોલે શૃંગ શું શૃંગ બોલતાં,
એવાં અગમ્યને બોલે સિદ્ધ સિદ્ધાંગના વદે.
પૃથ્વીનાં પ્રેમયોગીની એહ છે આત્મની ગિરા.'

જે હાસ્યથી સૂર્ય હસન્ત પૃથ્વી શું,
હસન્ત એ હાસ્યથી સિદ્ધસિદ્ધિણી;
ને બ્રહ્મની બંસરી કો અગમ્યની
બજાવતાં'તાં ત્યહીં શૃંગશૃંગમાં.

## અધ્યાય ૪ - પાતાળધરાઓ

ગાતી વિધિનાં ગીત ભાવિભાવિનાં
સાહેલી શી ટેકરીઓ મળી હતી;
લેતી હતી જોગણીઓ શી રાસડા:
યાત્રી ગયા એ ગિરિમંડળે પછી.

તપેશ્વરી કલિજેતા વન્દીને સિદ્ધસિદ્ધિણી
ગયો તાપસનો સંઘ કનેના ગિરિમંડળે.

ન્હાનેરા ત્હોય મ્હોટેરા ગૌરવી એ ગિરિ હતા.
ને પાતાળધરાઓ ત્ય્હાં હતા પાતાળ ખોલતા;
પ્રારબ્ધ સમાં પાતાળો પડયાં'તાં પાણીથી ભર્યાં.
માર્ગમા માર્ગને માથે ઊભો'તો તરશીંગડો;
ધીંગાળાં ત્રણ શીંગાળો, જાણે મહાત્રિશૂળ કો:
શૃંગ-ત્રિશૂળ ધારીને પૃથ્વી ઊભા પિનાકી શું?
ઓળંગી ધારની ઘાટી, ઓળંગીને નદી-ઝરા,
પરીખા વાળી ઊભેલા એ ગિરિઘેરમાં ગયા.
અને પાતાળપાણીમાં છાયાઓ ગિરિની હતી.
માંડીને કો મહાજ્યોત મધ્યમાં મધ્ય દીવડો
કોરે મોરે સખી ઊભે, ઊભું'તું એમ મંડળ:
વનના સાણુઓ પ્હેરી, આભને પાવલે ધરી.
ગીતો કો ગહરાં ગાતી કાળનાં, ભૂત-ભાવિનાં,
મળી ટેકરીઓ ટોળે વિધિના લેતી રાસડા;
સાંભળે દેવને કાળ, સુણે ગીતો અગોચર.
પૃથ્વીનાં પેટપાણી શા ત્ય્હાં પાતાળધરા હતા;
તલસૂનાં મહાનીર, વિધિનાં નેણલાં સમા.
સન્ધ્યાની સન્ધિકા જેવાં, હતાં એ નીર શામળાં.
મીઠા મીઠા મન્દ મન્દ ઝૂલતા વાયુને ઝૂલે,
વજ્ર-પ્હાણોની પાળોમાં લેતા'તાં નીર લ્હેરિયાં.
પડયાં'તાં પાતાળપાણી પાતાળો નિર્ખતાં ઊંડાં.
ને ધારે એક કાંટાળું પથરાતું મહાવન;

રોમાવલિ કંટકોની દેહે એ ગિરિને હતી.
હતી ભીષણ ને ભવ્ય મુદ્રા કૈલાસપુત્રીની;
વૃક્ષે વૃક્ષે, ડાળ ડાળે, લટકે બાણનાં ફળાં;
પૃથ્વીની કેડી કેડીમાં ભાલોડાં વેરી પાથર્યાં:
કારમા દર્ભના દર્પે તીક્ષ્ણ બાવળકંટકો.
કાળી એ કાંટનો રાણો ન્હાતો'તો ત્ય્હાં ધરાજળે.
શ્યામ સંધ્યાની મૂર્તિ શો થતો અન્ધાર શામળો.
ઘૂમતો, ભરતો વાંમ, જાણે વ્યાઘ્ર જળે તરે.
રીંછના વાળના જેવી રોમાવલિ ખડી હતી;
અગ્નિ અંગારનાં જેવાં ચક્ષુ લોલ રતુંબડાં;
કાળો મધ્ધરના જેવો, લાંબો શિલાની પાટ શો,
વૃક્ષના પડછાયા શો પડ્યો'તો રાનટી નીરે;
ઝૂલતી ડાળીઓ જેવા ઉછાળે હાથપાયને.
તરંગોમાં તરન્તો એ કલિની કણિકા હતો;
બિહામણો બાણ જેવો, ભાલા જેવો ભયંકર:
ડોલે નાગફણા શો,ને ખડ્ગના શ્યામ મ્યાન શો.
તરે જેમ ઊંડે નીરે પડેલી કલિની કળી.
જગતજાત્રા કરતો ત્ય્હાં હરિનો સંઘ આવિયો;
જાણે એ પાણીની પાળે ઊગ્યાં પુષ્પો શું પુણ્યનાં!
કાલાન્તેયે ન શોભ્યા જે,એવા શોભી ઊઠ્યા ધરા.
હરિ કહેઃ 'કરો સ્નાન, કાલનો બ્રહ્મકુંડ આ.
બ્રહ્મવેત્તા બ્રાહ્મણોના અહીં વાસ થશે કદી:

યજ્ઞ-યાગથી સોહાશે ભવ્ય શો ભૂમિભાગ આ'
ત્હાં તો ઘોર થયો શબ્દ જાણે બોલ્યાં ધરાધરા;
શિલાના પડવા જેવા કય્હાંકથી બોલડા પડ્યા:
'કોણ છો એ ધરાપાળો? કોણ છો યજ્ઞયાજ્ઞિકો?
કોણ ગાયે બ્રાહ્મણોના ગુણો આ મુજ કાંટમાં?
જાગશે તો વાગશે આ સાંગ સાંગ શઇ શૂળો,
અમે તો વાઘના વંશી, અમે તો જમપોતગ.'
જળેથી ઘોષ ગાજ્યો, કે શિલા શું બોલતી હતી?
હરિ સ્હામે ઊભો આવી જળેથી જળનીતર્યો;
જાણે કે અંગઅંગેથી વ્યાઘ્રની વ્યાઘ્રતા ઝરે.
સંઘ નીરે ગયો ન્હાવા, વનોનાં ફળ વીણવા;
હરિ નીરતીરે ઊભા નીરના કોક નાથ શા.
પુણ્ય ને પાપની મૂર્તિ સ્હામસ્હામે ઊભી ત્યહાં.
'આવો રાણા મહાઘોષ! નીરમાં નિર્મળા થયા?
કાંટના મહાકાંટા છો, વ્યાઘ્રોના પણ વ્યાઘ્ર છો;
ગાજે છે ગિરિઓમાં આ ઘોષણા તમ નામની.
જેવા વ્યાઘ્ર ત્હમારે આ વનોમાં વનગાજતા,
એવા છે બ્રાહ્મણો મ્હારે જનોમાં જગગાજતા.
જેવા શ્વપચ ચાંડાળો ત્હમારે તીરકામઠે,
એવા છે યાજ્ઞિકો મ્હારે વિશ્વના યજ્ઞને તટે;
હોમે છે હવિ ને આજ્ય વિશ્વના અગ્નિહોત્રમાં.'
ને કાંટાળા મહાવને માર્ગમાં ઇન્ધણાં પડ્યાં;

'ત્હમારે મૃગ ભુંજે એ, એ મ્હારે યજ્ઞ-ઈન્ધનો.
આપણે બન્ધુઓ, રાણા! કાળના નીરતીરના;
ત્હમે છો કાંટની પાળે, હું છું આ પુષ્પપાળમાં:
રખોપે ત્હમ છે વ્યાઘ્રો, રખોપે મુજ બ્રાહ્મણો.'
'બ્રાહ્મણ' બોલથી વ્યાપ્યો અગ્નિ બ્રાહ્મણશત્રુને;
કોપથી પ્રજ્જવળી ઊઠ્યો, જલ્યો જાણે શુ ડુંગરો!
વૃક્ષોની ડાળના જેવી ઝાળો અંગે ઝળી ઊડી.
ઘૂરક્યો કડકડાટયા શો– કાંટનો વાઘ ઘૂરક્યો;
મહીતલે મહાઘોષ નામને કીધ સાર્થક.
'પાડું બ્રાહ્મણનું ભોડું, દોટ મૂકુ છું દેખુ ત્ય્હાં;
પરોવી બાણમાં માથાં ઝાડે ઝાડે ધજા ધરું.
બ્રાહ્મણો પાપના શત્રુ, બ્રાહ્મણો વ્યાઘ્રવેરીઓ;
બ્રાહ્મણોની ભસ્મમાં છે ખાતરો મુજ કાંટનાં.
બ્રહ્મ શું? બ્રમણા એ છે સર્વવેલી જે બ્રાહ્મણો;
વાઘ ને વાઘના ભેરુ એ જ છે બ્રહ્મ પૃથ્વીમાં.
અને આ કાટઘેરાવે છે પાતાળઘરા વડા;
ભરશે બ્રહ્મકુંડો એ બ્રાહ્મણો નિજ લોહીથી.'
'ભલે શાપો–અભિનન્દો' હઠીલાને હરિ કહે;
'જગે બ્રાહ્મણ ને બ્રહ્મ અમ્મર છે અમીકૂપ શા.
બ્રાહ્મણો બ્રહ્મવેત્તાઓ બ્રહ્મ શા જગપૂજ્ય છે.
તપસ્વી બ્રાહ્મણદેહો બ્રહ્માંડ રૂપ બ્રહ્મના,
ને ન્હાળો તમ માથે આ કાળ કે વાદળું ઘૂમે?'

જોયું ઊંચે ઊર્ધ્વ દૃષ્ટે, આભને ઘૂમતો દીઠો;
પ્રચંડ ખાય ચક્રાવા જાણે વિશ્વસુદર્શન.

ધ્રૂજ્યો જાણે વૃક્ષ ધ્રૂજ્યું મહાવટોળકોપમાં;
ધ્રૂજ્યાં અંગો, ધ્રૂજે જેમ શાખાઓ વૃક્ષરાજની.
ક્રોધ ને ભયના કમ્પે કાળનો કમ્પવા થયો.
હાથ ધ્રૂજ્યા, હોઠ ધ્રૂજ્યા, ધ્રૂજી નેત્રની કોડીઓ;
આખ્ખો ધ્રૂજ્યો દેહદંડ, ધ્રૂજ્યો મેરુ નખેશિખે;
ધ્રૂજ્યો પાય, પડ્યો નીરે તન્દ્રામાં ક્રોધતન્દ્રિત.
પેખીને પડતો એને યાત્રીઓ તારવા મથ્યા;
ભાખડચો યાત્રી શું એહ, ભાખડે પાપ પુણ્ય શું.
કાંટની પાપમૂર્તિને પાતાળ પાણી પી ગયાં;
એના વ્હાલા ધરામાં એ નીરતલે નિવાસિયો;

ને પાછળ રહ્યો શાપ બ્રાહ્મણોના રુધિરનો.
ધરાના તળના જેવો પાતાળી શ્વાસ નાખીને,

કૃપાના મેહુલા જેવા, વદ્યા હરિ દ્રવી જતાં;
દુષ્ટની દુષ્ટતા ધોઈ દુષ્ટનો દેવ સર્જતા:
'હતો બ્રાહ્મણ ને ભાણુ, કલિનો કણ એ હતો;
નીરે ધોવાઈ કૈં વર્ષે થશે એ પાપપાવન.
પુણ્યમ્હોર્યો પછી એહ જન્મશે આવતે ભવે;
અને બ્રાહ્મણનો શત્રુ થશે બ્રાહ્મણમિત્ર એ:
ને ગાશે એ મહાઘોષ બ્રાહ્મણગુણની ગીતા.
કાંટમાં કાંટનો દેવ ધરાને નીર સીંચશે;

વાઘના ભેરુઓ એને પૂજશે પૂજ્યભાવથી :
વ્યાઘ્રોનો વ્યાઘ્ર પૂજાશે વનોના વ્યાઘ્રમંડળે.
પૂજાયે પાપ પાપીમાં, પુણ્યાળુ પુણ્યને પૂજે.'

વરદાન વદીને એ સ્થાપ્યું સ્થાનક કાંટમાં;
યુગોદ્ધારની હરિએ અર્પી ઉદક-અંજલિ.

'ઉદારા આભના જેવા વિશાળા વનના સમા,
બ્રાહ્મણો સ્મરશે એને અર્પી અર્પી જ અર્ઘ્યને.

ને થશે આ ધરાઓ સૌ બ્રહ્મકુંડો કલિયુગે
બ્રહ્મબ્રાહ્મણની નિન્દા એ પાતાળધરા પરમ્;

પડચા, પાતાળ પામ્યા તે, પેખી ના પૃથ્વીયે પછી.
બ્રાહ્મણ પૃથ્વીનું પુણ્ય, જ્ઞાન ને તપ બ્રાહ્મણ.'

બ્રહ્મે કહ્યું : 'બ્રાહ્મણ મુખ માહરું,
બ્રહ્માંડમાં બ્રાહ્મણ મ્હારું રૂપ છે;
દુર્ભાગી કો બ્રાહ્મણશત્રુ હોય, તે
બ્રહ્માંડનો શત્રુ જ, શત્રુ બ્રહ્મનો.'

## અધ્યાય ૫ - દાનભૂલી મહાનગરી

ત્ય્હાં રક્ષવા વ્યાઘ્રથી વ્યાઘ્રદેવતા
સ્થાપ્યા *ગિરિઘેરઘટાળ* કુંડમાં;
ભળાવીને બ્રાહ્મણ બ્રહ્મકુંડને
ગયા હરિ સિન્ધુસરિતસંગમે.

એ પાતાળધરે ઝીલી મહાઘોષની ઘોષણા,
કલિનિવારણાર્થે ત્ય્હાં સ્થાપીને દેવદૈવત,
સંચર્યો વિશ્વની વાટે, પ્રણામી ગિરિમંડળ
ચાલતા ગિરિ શો સંઘ ચાલે, શ્રી હરિ શૃંગ શા.
વ્રજયોગિનીઓ ગાતી હરિના કાન્ત કીર્તનો;
ટેકરી–ટેકરી–બેઠી જોગણી ઝીલતી હતીઃ
સૂક્તો જગદુદ્ધારણના, ને મન્ત્રો યુગયોગના.
ભાલરેખે ગડસ્થલો નગેને છે નરત્વના,
એવા બે સરિતા વચ્ચે શૃંગદ્વય ઊભા હતાઃ
ધર્મ ને વિક્રમ કેરા ભાગ્યના શિખરો સમા.
દૂરથી દેખીને લીધો ત્ય્હાંનો માર્ગ હરિવરે.
આમન્ત્રે જગયાત્રીને શિખરો જગજ્યોત શાં.
સિન્ધુ પૂર્વ દિશે ગર્જે ને ભરે સરિતામુખો;
ઉત્તરે દક્ષિણે વ્હેતી નદીની ધોરી નાડીઓઃ
મિનારા ભાગ્યના જેવી વચ્ચે બે ટેકરી હતી.
પૃથ્વીને સરિતાઓને ને જોતી જળઝુંડને.
એક શૃંગે ચ્હડ્યો સંઘ, બેઠો જૈ ગિરિછોગલે;
પાથર્યો ને વિશાળા એ જગના જગપાટલે.
સિન્ધુના બાહુના જેવી બે પાસે નદીઓ હતી
ભરેલા જળધાસોથી પાયમાં નીરના ઝરા;
વનલક્ષ્મીથી સોહન્તા સમીરોમાં ઝૂલે વનો.
ઊજળા આભની છાયે, પૃથ્વીની દુર્ગપાળમાં,

તરંગો નાખતો તુંગ સ્હામે સાગર ડોલતો.
અમ્ભોધિનો અંગૂઠો એ ના હતો એ મહોદધિ.
ને બે ઘેલુડી નદીઓ સખીસંગમ સાધીને
પિતા પયોધિને હૈયે પુત્રી શી ઉર ઢાળતી.
હેતથી અર્પતી અર્ઘ્યો, પૂજ્ય ને પૂજ્યતા ધરે.
મંધ સાગરને ભાળે, ને પેખે પૃથ્વીડુંગરા;
ને જુએ સાગરપાળેઃ હરિ ન્હાળે દિશા દિશા.
વિલોકે વિશ્વનો કેડો યુગ દિગ્‌વિજયે જવા
સુણી પોકારતી પૃથ્વી, સુણી ડુંગર બોલતો,
ભાખ્યાં ભવિષ્યનાં ભાવિ ને ભાવિનાય ભાવિને.
આભ પાછળનાં આભ ઉઘાડયા હરિએ ત્યહાં.
મહાનગરી મંડાશે અહીં આ નીરને તીરે;
રત્ને ભરી રત્ન જેવી, ધર્મે ભરેલી ધર્મ શી.
સન્તાનો નાવ શાં એના ખેડશે પૃથ્વીસાગરો.
નૌકાઓ જૈ નાંગરશે સિન્ધુના ઘાટ ઘાટમાં;
ઘાટઘાટેથી આવીને નાવો નાગરશે તટે :
દિશે દિશેથી લાવીને ઠલવાશે અહીં સાગરો.
દૂધ ને દહીંની છોળો દાન શી છલશે મહા,
સોનલા રૂપલા રેલો રેલાશે ધર્મઆંગણે.
દેવનાં દેવરશ્મિ શાં, ઝરન્તા ઉરભાવ શાં,
તોરણો મોતીહીરાનાં સ્હોશે મંદિર મન્દિરે.
સુન્દરી સ્વર્ગસોહન્તી દેવાંગના રૂપે ગુણે;

સોના-કગવે રત્નાળા  નિજ કેશાવળ હોળશે :
અનિલ ઊડી અલકોમાં  પરોવી શગમોતીને.
ધર્મધીંગા, શસ્ત્રસ્વામી, મન્ત્રજન્ત્રે પ્રવીણ, એ
નરો–પુરુષાર્થનાં પૂર–  પ્રારબ્ધનેય જીતશે.
વિધિની ને વિધાત્રીની  ખીલશે પૂર્ણિમા અહીં.
ખોલું છું નદીનું બારું, વિશાળા સિન્ધુદ્વાર શું;
શ્રીમન્તો ને ધીમન્તો ત્ય્હાં પૃથ્વીના આવશે-જશે.
થશે મેધાનો મેળાવો  દેવો ધોભાગ માનશે.
સાધુ સંન્યાસી ત્યાગીથી  સુહાશે પુરમન્દિરો;
આભ શું કરશે વાતો  ફોરન્તા ધર્મના ધ્વજો :
પુરજનોનાં ઉરો જાણે  રમન્તાં બ્રહ્મમાર્ગમાં.
રસિકો કીર્તનો ગાશે,  મન્દિરો બાંધશે ધની;
સાધુ જ્ઞાનપીઠે રૂહેશે,  તપસ્વી તપશે તપો.
જ્ઞાનીઓની જ્ઞાનભૂમિ  તાપસોની તપોભૂમિ,
ન્ય્હાળશે આશ્ચર્યનેત્રે  સદીઓના શશીરવિ.
નૃપો થશે પ્રજાવ્હાલા  ને પ્રજા નૃપઘેલુડી;
તાપ ઉત્તાપ સન્તાપો  મન્ત્રીશ્વરો નિવારશે.
વર્ષશે શુભની વર્ષા  મન્ત્રીઓ કેરી મન્ત્રણા;
માનવી લણશે ફાલ  પ્રાક્રમી પુરુષાર્થના.
દેહનાં અને આત્મનાં  કલ્યાણોથી ભરી ભરી.
કલ્યાણનગરી નામે  જગે ઓળખશે જનો :
નમતાં કલિમાં થાશે  ધીંગડ ધર્મદુર્ગ એ.

આ પૃથ્વીનાં પુકારે છે પુણ્યો પ્રારબ્ધપૂર શાં;
પુણ્યો પાંગરીને એહ મહાપુષ્પો પ્રફુલ્લશે.
પછી ખરશે - વીખરશે ખીલેલાં પુર - ફૂલડાં.
ને એ નગરીનો નાશ આ પેલો ડુંગરો ભણે.'
'હરિ! એ કેમ? ને શાથી? ભણે ડુંગર મન્ત્ર શા?
અને મહાનગરી એયે શાથી નથી ચિરંજીવ?'
પૂછ્યું ત્ય્હાં અક્રુરે જોઇ બોડો ડુંગર ભસ્મ શો.
'માથે પ્રલય ગાજન્તી નથી સૃષ્ટિ ચિરંજીવ;
પછી ચિરંજીવ ક્ય્હાંથી કોઈ સન્તાન સૃષ્ટિનું?
આદિ જેનો, અન્ત તેનો; મૃત્યુ પીધેલ માનવી.
કાળને બાણુ કોરાતું વિશ્વ આ કુરુક્ષેત્ર છે.
સંહરે પૃથ્વીનાં પુણ્ય ભસ્મ શો ડુંગરો ભણે.
કાળનો કપરો મન્ત્ર 'પટ્ટન સૌહિ દટ્ટન.'
કલિના કોળિયા થાશે કંઇ કંઇ મહાપુરો;
જન્મશે, જીવશે, જાશે, રાજા, પ્રજા, મહાપ્રજા.
જશે વસ્તુ, જશે છાયા, ડોલતાં છોગલાં જશે;
જશે જન્મ્યું, જશે જગત, તું, હું ને ત્હારી દ્વારિકા.
ઉદારા રહેશે આભ, સુકાયાં ઝરણાં જશે.
દાન ધર્મ ભુલાશે ને ધનને મેલ લાગશે;
ને પછી ધનમેલાં એ મેલા માર્ગે જશે વહી;
'પટ્ટન સો ડટ્ટન'નો આવશે શાપ ત્યાહરે.
દાનભૂલી ધનનગરી દિલનાં દાન ભૂલશે,

વર્તમાનની ભાવિની મટીને ભૂતની થશે.
ફળે છે લક્ષ્મી દીધાથી, આપ્યાથી નવ ઓસરે;

તૃણ નીરો, દૂધ દેશે ગુણાળી ગૌરી-ગાવડી.
ધુવે છે ધનને દાન, દાનથી ધન નિર્મળાં;

હાથે ચ્હડ્યા ધનમેલ પછીથી હૃદયે ચ્હડે.
દાનેશ્વરો સ્વાર્થીલા છે પુણ્યના-પુણ્યપન્થના;

દાન લેનાર દેવો છે—નાવો સંસારસિન્ધુનાં:
સન્તો તારણ-તરણી શા તરાવે ને તરે જગે.

તામસ કુપાત્રે દાન, અપાત્રે દાન રાજસ;
સુપાત્રે દાન દીધું તે માંડે છે સ્વર્ગની શિલા:

કણે કણ રચે સેતુ યાત્રીને બ્રહ્મતીર્થનો.
ધર્મના કો ધુરન્ધરને જ્ઞાનના ગુણવન્તને,

તપેશ્વર તપસ્વીને યાજ્ઞિકનેય યજ્ઞના;
બ્રહ્મના વૈતાલિકને, અખંડ અગ્નિહોત્રીને,

શ્રીહરિના ટૂહેલિયાને ગુરુને ગુરુકુળને;
આપજો આનન્દાવજો, ઉમંગાવી ઉમંગજો;

પ્રેરજો, પ્રેરણા પીજો, હુલસાવી હુલાસજો.
દાનેશો! દેવદીધેલુ આપી આનન્દજો સદા.

અને આ શૃંગને શીર્ષે સ્થાપુ છું સ્થાપનાથને;
સ્થાપીને, પાળી-પોષીને વર્ધાવજો વિધિ સમા.
મહા સાગરનગરીના થશે સાગરનાથ એ.

પૂછો મહામેહુલને, ધરિત્રીને,
પૂછો જઇ પાંગરતી વસંતને;
મુઠ્ઠી ભરી કોદિક કાંઇ આપતાં
હૈયે હરિ કેરી ફૂટે ફુવારીઓ.' .

## અધ્યાય ૬ · સાગરઆડીઓ

હરિ-સુદામા જ્યહીં આવતા-જતા,
પ્રભામ ને ઉજ્જયિનીની કેડીએ
તજી, નિધિનીર ઉલંઘીને જતો
સંઘે લીધો સાગરમાર્ગ પારનો.

'દેવે જો ન દીધું હોત, ક્ય્હાંથી હોત દીધા શું કૈં?
દેવે દીધેલમાથી તો, કુહાડજો દેવભાગને;
બોલે છે ડુંગર એવું:' કહ્યું કૃષ્ણે પુકારીને
કથા થઇ હતી પૂરી, ને સંધ્યા ખીલતી હતી;
અન્ધારી ચૌદશ કેરાં અન્ધારાં આવતાં જગે.
જગજન્મોત્રી-જાણુન્દા, પેખન્દા દૃષ્ટિપારનું,
હરિએ સંઘની વચ્ચે મૂક્યો ત્ય્હાં પ્રશ્ન કાલનો,
દોહ્યલા સોહ્યલા માર્ગો દાખીને તીર્થતીર્થના.
'સુણો સૌ હરિના સન્તો, સુણી સાધુ! વિચારજો;
કાલનો તીર્થનો માર્ગ આજે નિર્ધારવો હવે.
ઊતરવા સ્હામી પારે અહીંથી દ્વય માર્ગ છે;
એક છે આ સ્થળમાર્ગ, બીજો છે જળમાર્ગ આ.

બ્રહ્માએ બ્રહ્માંડકુંજે કોરી એ તીર્થકેડીઓ.
ન્હોણે વનજળો ઝીલી, ગિરિના ઘાટ કોરતી,
ઢોળે છે નિધિમાં નીર ત્રિદેશેથી મહાનદો,
ભીલીપત્રની રેખાઓ જાણે શંભુશિરે પડી.
હાથની અંગુલિ જેવી નાળો અનેક છે ત્યહાં;
આડી અવળી ઢ્હોળે છે ખાડીઓ કેરી ઝાડીઓ.
ગૂથેલી જળશાખાળું વૃક્ષ આ ઉપસાગર.
સુદામા આ સ્થળમાર્ગે અવન્તી આવતા-જતા;
ગુરુકાર્યે હતો એહ મ્હારો પંથ પ્રભાસનો;
ને ગયા'તા સ્વયં ગુરુ એ માર્ગે દેવપત્તને.
સોહ્યલો છે સ્થળમાર્ગ, દોહ્યલો જળમાર્ગ છે;
વિચારે ને વદે સંઘ, લેવો માર્ગ કિયો હવે.
પડ્યાં છે પૃથ્વી ને પાણી વિસ્તરી તમ સન્મુખે.'
તંબૂરસૂર ઝંકાર્યો પછી સંઘ ઝંકોરમાં;
ને સંઘે મન્ત્રણા માંડી, ક્ષણની મન્ત્રણા હતી.
પછી બોલ્યો મન્ત્રસાર સંઘ સાગરબોલડે:
'હરિ છો હોંશિલા; પૃથ્વી જાણો છો પન્થ-પન્થની.
દ્વારિકાનો સંઘ છે આ સાગરનો સુહાગિયો;
પૃથ્વીપન્થો બહુ ખેડ્યા, સાગરપન્થ દાખવો.
આપે ખોલ્યા નદીદ્વારે સંઘ પ્હેલો પ્રવર્તશે.'
ગંભીરા કો ગૂઢ હાસ્યે જાણુન્દા શા હસ્યા હરિ;
'પ્રીછું છું સૌરાષ્ટ્રીઓને, કપરા પન્થ ખેડશો,

કારમાં કોતરો કોરો, પાડો ભીષણ બેખડો.
હશે જ્યહાં જળમાર્ગ સ્થળમાર્ગે જશો નહિ.

પોતરા છો સાગરના પ્રાક્રમી છો પયોધિના;
સદા સાગરહૈયાળા તરંગરંગરંગીલા.

સાગરે, સાગરપુત્રો! પૃથ્વીની પાર ઊતરો'
ભાતાં ભર્યાં ભલી ભાતે પાણી મીઠાં ભર્યાં પીવા;

સજી નાવડીઓ સંઘે, સાગરે ઝંપલાવિયુ:
સુદામા-સાદીપનિના મૂકીને માર્ગ કૃષ્ણના

પડી'તી ખાડીઓની ત્ય્હાં વડી ભૂલભુલામણી
ગૂંથેલી અંગુલિઓ શી નાળોની ઝાડીઓ હતી:

સ્ષ્ટાએ સૃજને જાણે પાથરી જળવેલીઓ.
સોંય ભોરિંગનાં ભવ્ય વિકસેલાં મુખો સમાં,

જળભરી ખીણો જેવાં, નદીનાં ત્ય્હાં મુખો હતાં.
કાંઠાઓ ત્ય્હા તાડકીચા ને જળો વાસજાળના.

સાગરનો મહાસઘ ગયો એ કારમા જળે.
નિધિભુલામણીમાં એ પ્હેલે પ્હોરે ભૂલો પડચો;

ને મહામાર્ગ મૂકીને ઝુકાવ્યુ આડ માર્ગમાં.
નાળમાંથી નીકળીને ત્ય્હા મગરમચ્છ આખડચો.

વળી વળ્યાં સુકાનો ને શઢોને મધ્ય નીરમાં;
ત્યહાં વ્હેણે તણાયો તે હિમાદ્રિ દિશનાં પૂરે:

વળ્યો ઉત્તરના ઘાટે જળહેલારમાં ચ્હડી.
એમ મધ્યાહ્નનો મધ્ય આખડી-બાખડી થયો;

ચ્હડી ત્ય્હાં ભરતી ભારે વડા અમાસપર્વની:
ઘેરાતાં'તાં ચ્હુમેર પાણીનાં ગહ્‌વરો ગુફા
ઝાર ઘૂઘવનો ગર્જ્યો, ગર્જે વ્યાઘ્રો મળી વને;
છલી માથોડું માથોડું નીરતીર ઉલ્લંઘતો:
નાવડાં ઊછળ્યાં છોળે પાણીડે વાસજાળ એ.
છલંગો ભરતાં પાણી ઘેલુડાં હસ્તિજૂથ શાં.
વાયુ પડી ગયો વાતો, ભીડી પાંખો શઢો તણી;
ઉછાળા જળના ત્હોયે હિલોળાતા શમ્યા નહિ.
નાવિકો ડોલતાં નીરે, સુકાનો કૈંક ભાંગિયાં.
રઢે ચડી વિધાત્રીને ઓછું કૈંક હશે હજી;
વાદળાં છલકયાં આભે, મેઘાડંબર છાવર્યો.
મેઘનુ માવઠું વર્ષ્યું મંદમંદ ઝીણી ઝરે.
તાપસો સૌ તપશ્ચર્યા કરતા મહાજળે ત્યહાં;
ઘૂમે અમાસઅન્ધારાં મધ્યાહ્‌ને મધ્યનીરમા.
ઊચેરી નીરની ધારા નીચેરી નીરની ખીણો;
ખાતો'તો વચમા ઝોલાં સંઘ સાગરિયા તણો.
નાવડાં જલમાં ડોલે, વિમાનો જેમ વ્યોમમાં.
ભીંજતાં સાગર છાંટે, ભીંજતાં વાદળીઝણે;
ભીંજતાં શર્મની સેરે, ભીંજતા નિધિનૃત્યથી.
આનન્દતો'તો, બ્હીતો'તો; હેરતો-માણતો હતો;
ભય ને અનભે વચ્ચે ખાતો'તો સંઘ હેલિયાં.
સાગર સમીરે શીળો, હરિની હૂંફથી ઉન્હો,

કલિ ને હરિની વચ્ચે હીંચકે જળપારણે.
સંઘ-સત્સંગને કાજે નાવમાં નીર આવિયાં;
ભરાતાં પાણીડાં ધોધે, ઉલેચે તુંબીઓ ભરી.
ઉલેચ્યાં ખોબલે એમ જાયે અમાસનાં જળો?
'નાવડાં છે નીરભારે, ચિન્તાભરેલ ચિત્ત છે,'
બોલ્યો ટંડેલ ટંડોલા : 'ઠાલવો ભાર નીરમાં.'
ભરેલાં ભાવથી ભાતાં, પ્રેમથી પાણીડાં ભર્યાં,
જમાડ્યો ભોજને એહ, પાયાં પાણી પયોધિને;
ત્હોયે તર્પ્યો ન તર્પાયો અમ્ભોધિ એ અમાસનો.
ઝાર આવી ઝકોરે, ને નદીઓ પૂર ઠાલવે;
બે-બે હિલોળની હેલે નાવડાં ડોલતાં હતાં
ઘૂઘવે સાગર, જેમ સંગ્રામે શંખ ઘૂઘવે.
ત્રણ-ત્રણ જાળ પાણી ઝાર એ ચ્હડતો તટે.
ઘૂઘવે ઘોષ એ, જેવો કલિનો ઘોષ ઘૂઘવે;
ભૂલ્યો અમાસનું પર્વ, ભાવિને સંઘ ભૂલિયો;
અજાણ્યો ખાડી ઝાડીનો, અજાણ્યો ઝારનો હતો :
અજ્ઞાને એ પ્રવેશીને, કલિએ ભૂલવ્યા ભવે.
છલન્તા ને મહાજોમ લોઢ એ માળમાળના
ખારીલા વમળો ખાતા, ધસન્તા નાળનાળમાં;
તેજની ભરતી જેમ શેરી-શેરી મહીં વળે.
નદીનાં ઝારનાં પૂરે, ઓચિન્તા મેઘ માવઠે,
કીધી જળપરીક્ષા, ને નાણ્યું સોવર્લ્લું કાંચન.

હતો સાગરનો સંઘ અકેક ન્હાની નાવડી.
હરિ નિધિ તપસ્યા એ ન્હાળતા નેહગૌરવે;
હસી કહેઃ 'હવે ચાલો આશ્રયે પેલી નાળને.
નાગરી ભેખડશીર્ષે શમતું તોફાન ભાળશું.'
સાહસી સાગરિયાનાં સાહસો જાગિયાં વળી;
હલ્લેસાં નાવનાં સંઘે વાળ્યા વેળુની નાળમાં:
પ્રેર્યું ત્ય્હાં હરિએ જેમ સમસ્ત હસ્તહસ્તમાં
ને પછી હરિનો સંઘ, જર્જરો, જળશોભતો,
બેઠો જૈ અનલે આરે ભવ્ય ભેખડ ભમ્મરે.
'ચ્હડયા અમાસના ઓઘ ધીરે ધીરે જ ઓસર્યા;
ધીરે ધીરે પડી સન્ધ્યા, ઝાર ઝંકારતો શમ્યો.
પૂઠે ઘૂઘવતો ઓટ 'કલિ' 'કલિ' પુકારતો.

ઝારે ચ્હડેલી ભરતી વળી ગઈ,
પદાવલિ ઓટની આથડે પડે;
ને રાત્રિના જેમ તરંગ આવતી,
જલોર્મિઓ ગૈ ત્યમ ત્ય્હાં શમી જળે.

## અધ્યાય ૭ • નર્મદાદર્શન

સંકેલી ભાનુ કિરણાવલિ ગયો,
ગઈ ઝડી ફોરણ ફોરણો વીણી,
જાણે હરિની સ્ફુરી શામળી પ્રભા
સન્ધ્યા પડી શ્યામલ ઢાળી છાંયડી;
ને સંઘ સન્ધ્યાપ્રભમાં પડ્યો હતો.

મેઘલી એ હતી સન્ધ્યા ઉજ્જવળી ઘનશામળી;
આચ્છાદેલુ હતું આભ, આચ્છાદેલા જ તારલા.
નમન્તા ઉરભાવો શી દિશાઓ નમતી હતી
ન્હોતો ઓસરતો ઓટ, ન્હોતી એ ભરતી ભરી;
ભરતીઓટનાં પલ્લાં સમાન સાગરે હતાં.
પૃથ્વી સાગરની છોળો પછડાતી પરસ્પર.
ધીરે ધીરે વિખેરાણી વાદળીઓ નભે સ્હડી,
દીપન્તા દૃષ્ટિમાં ઊભા તારલાઓ ધીરે ધીરે.
એ ચન્દ્રવંશીઓ કાજે ત્‍હારે ઊગ્યો ન ચન્દ્રમા.
ઘૂમતું ઘૂમણે સ્થિર મારગે વિશ્વમંડળ;
ઘૂમતા ઘૂમણે સ્થિર પેખાયો ધ્રુવ તારલો.
ઊતર્યું વાયુની પાંખે સ્હડેલુ એહ માવઠું
થાક્યો-પાક્યોહતોસંઘ, વાતા'તાઅનિલોઝીણા;
મીઠી નીંદરડી ભાંગે આછી આછેરી નીંઝણો.
સાંભળી વેણુ વાયુના ભણકારા રાત્રિના સુણી,
રાત્રિ ઉઘાડમાં ગાળી આભના તારલા ગણી.
ધૂધવતો હતો આવી ઝાર ત્‍હાં મધરાતનો,
પુનઃ ધુંકાર ફુંકારે ને પ્રચંડ ઘમડથી:
આવ્યો જાણે કલિપ્રેર્યો ઝીંવતો સંઘ ઘેરવા.
અન્તરિક્ષની નોબતથી યાત્રિકો જાગતા હતા;
સંઘે અવગણ્યો એને, સુણ્યો કે ન-સુણ્યો ગણ્યો.
ને દીર્ઘ પ્હોરને અન્તે વીતી રાત્રિ અમાસની.

પ્રભાત પ્રભારંગીલું રમન્તું રમ્ય આવિયું.
નવલા માસની ગૌર હતી એહ પ્રતિપદા.
પૃથ્વીપાલવ શાં નીલાં નીરનાં હેલિયાં હતાં;
મઢેલાં કોરમોતી શાં ઝગન્તાં જળબિન્દુડાં.
પ્રકૃતિ હસતી હસતી જાગી પ્રભાતને પ્રભે.
ન્હાયો ધોયો સુકાયો ત્યહાં નીરતીરે જ સંઘ એ;
કરીને હરિની પૂજા સ્હોયો વૈષ્ણવપુંડ્રથી :
ને આનન્દતો આનંદે હરિના સૌમ્ય હેતમાં.
ભાતું ન્હોતું, નીર ન્હોતાં સંઘ એ એકભુક્તને;
કીધી પ્રતિપદાએ ત્યહાં એકાદશી જ નિર્જળા.
નિત્યક્રમે પછી ભાખી સ્હાંજરે ઉદ્ધવે કથા.
'સાગરપુરીમાં એક સાગર શ્રી સુહામણો.
સાગર નામ વ્યાપારી સાગરો ખેડતો હતો.
સ્હોતો સાગરનો પુત્ર મહદ્ સાગરના ગુણે.
દિશે દિશે દિગન્તોમાં નૌકાઓ આવતી જતી;
પ્રબુદ્ધો બુદ્ધિની પાંખે જાય જેમ અનન્તમાં.
તરતો યોજનો એ, ને નૌકાઓ સાગરે તરે;
તરણીઓ તરે જાણે વિમાનો વ્યોમમાં ઊડયાં.
નૌકાઓ એની પ્રીછાતી સિન્ધુના ઘાટઘાટમાં.
મહાનામ મહાભાગ હતો સાગર ધીમતો;
પ્રારબ્ધ ને પુરુષાર્થ ત્યહાં સંગમ પામતાં.
હતો સ્વયં મહાનૌકા – ડોલન્તો જળમોરલો.

શૂર સાગરસોહન્તો એકદા મફરે સ્હડચો;
નૌકાનો કાફલો લૈને નૌકાના દેશદેશમાંઃ

સુકાનો ને શઢો ખોલ્યાં, હલ્લેમાં હુલમાવિયાં.
એ સાગરસફરીએ અખાતો ભૂશિરો ઢૂંઢચાં;

શોધી વર્જ્યો સિન્ધુસીમા, ભાળ્યાં સેજળને ભૂમિઃ
જોયા નદીઓના બારાં, સ્પર્શિયો ઝરણામુખે.

વૃક્ષો વીણી દીધાં, લીધાં વસ્ત્રો ને ભલીભાતનાં;
વસ્ત્રો દીધાં, લીધા ત્ય્હાથી અલંકારો સુહાગિયાઃ

આપી આપી અલંકારો ભડારો ઢગલે ભર્યા.
ભરે ને ઠાલવે નાવો, નિર્ઝરે, લક્ષ્મી સંભરે;

સોનાં રૂપાં ઝવેરાતો નીરમો નાવનાં થયાં.
લેતો એ, આપતો જેવું; પ્રારબ્ધ શો પ્રમાણિક.

વેરે વિભૂતિ પૃથ્વીમા, વીણે પૃથ્વીવિભૂતિઓ;
મહા વ્હાણુવટીનુ એ મહાવ્હાણવટુ ફળ્યું.

બુદ્ધિ ને સાહસો—બેના સંગમે શોભતો હતો.
શીત કાળે અગ્નિ જેવો ગ્રીષ્મમાં ચારુ ચન્દ્ર શો;

સૂર્ય શો સંચરે ત્ય્હાં ત્ય્હાં પ્રભાળો પાડતો પ્રભા.
પ્રીછે ઉદધિને એમ પ્રીછે એને પ્રજા પ્રજા.

નગરે નગરે પામે માન–સન્માન–આદર;
ઘાટ ઘાટ ગણી એને પૂજે સાગરરાજ શો.

મ્હેલો ને ઝૂંપડાં એને ઉઘાડે બાર આદરે.
બજારો ઊજળાં થાય, પ્રભાવી થાય પણ્વીઓ;

વખારો ને વણઝારો એને ભરાય આવવે.
મેહુલો વરસ્યે જેમ ભરાયે નદ ને સરો.
જતો જયધ્વજે એહ ગયો દેશવિદેશમાં.
ભમી ઘૂમી ભરતીમાં, ઝંઝાવાતો તરી કરી,
પછી પાછાં વળ્યાં વ્હાણો દેશ દિશે વિદેશથી:
વાદળાં શું વળી આવ્યાં યાત્રાથી આઠમાસની.
શઢો ગરુડ શા ઊડે, તારલા થંભદીવડા;
આભના અનિલો સંગે ધજાઓ ખેલ ખેલતી:
કહે જાણે દિશાઓને જગે સાગરનો જય.
ખેડતા ખેડતા આવ્યા એક સાગર વ્હેણુમાં;
દાખવતી હતી પન્થો ત્ય્હાં ભૂશિરની અંગુલિ.
ભાખતી યાત્રીને માર્ગ અનભેના ભયનાં પડયા.
ક્ષણેક પલટી પ્રૌઢી બુદ્ધિ એ બુદ્ધિવંતની;
ક્ષણેક ધર્મને ચૂક્યો ભાગ્યે ક્ષણેક ભૂલ્યો:
વિસાર્યો અનભે આરો, વિસાર્યો સાધુમાર્ગને.
મહાખડકના રહાણો છૂપ્યા'તા ત્ય્હાં નિધિનીરે;
વાગ્યાં એ પ્હાણુનાં ખડ્ગો જતાં માર્ગે અવાવરુ.
ઢળીને પડી નૌકાઓ, બાણો વાગ્યે મૃગો ઢળે.
પ્રવેશ્યાં પૂર પાણીનાં નૌકાનૌકાની વાડીમાં;
ને રત્નાકર રત્નાળો રત્નોનો લોભિયો થયો:
જળે પડી જળલાધી શ્રીમન્તાઇ શ્રીમન્તની.
સાધુ સન્ત તપસ્વીનો હતો કાંઠે મહામઠ;

તારતો પંથભૂલ્યાંને, ડૂબતાંને ઉગારતો:
ઊભો'તો ટેકરી-શૃંગે ધીંગો તારણના ધ્વજે.
સાગરસ્નાને આવ્યા'તા સાધુતાસ્હોત સાધુ કો;
દીઠું દુર્ભાગ્ય, દીઠા શી કીધી ત્ય્હાં શંખઘોષણા.
જાગ્યુ જગ, જાગ્યો સિન્ધુ, જાગી સાધુની સાધુતા.
ધાઈ આવ્યો સાધુસંઘ તપસ્વી તપ ત્યાગીને;
ગાજ્યે સાધુત્વનો શંખ આવી ઊભો મહામઠ:
ભાગ્યાં દુર્ભાગ્ય નૌકાનાં, સુભાગ્યથી સજાવવા.
અડતાં અગ્નિ શા દાઝે, ભર્યા એ ધનના ઘડા;
સ્પર્શતાં ડંખતાં તેહ ઝવેરાતો ખભે ધર્યા:
યજ્ઞના અગ્નિને જેમ યાજ્ઞિકો આદરે વહે.
સેવાયજ્ઞ સમો એહ હતો સાધુત્વનો મઠ.
ભાંગીતૂટી નૌકાઓને સમારી શોભતી સજી;
જમાડ્યા ભૂખભાંગી, ને તર્પિયા આત્મતૃપ્ત સૌ:
ને ફરકાવ્યા *કૂવાથંભે સાધુત્વના મહાધ્વજો.
અને એક સાધુરાજ વદ્યા સાગરરાજને:
'પ્રભુના પથ મા ભૂલો, સાધુમાર્ગો ન વીસરો;
પ્રભુના પુણ્ય માર્ગો છે નગરે રાજમાર્ગ શા.
વસે અવાવરુ માર્ગે કલિસેના કુબુદ્ધિણી.
જગ સૌયે નથી સિંહો, વનોમાં વનરાજ કો;
કોરજો સિંહ હો તેહ નવી કેડી જગે વને.
વિચરે સૌ ગ્રહો માર્ગ; ન માર્ગો ધૂમકેતુને.'

ઘડીની એ હતી છાયા, ઘડીની વાદળી હતી;
પ્રકાશ્યો પ્રોજ્જ્વળ પાછો ભાનુ સાગરબુદ્ધિનો.
વન્દ્યો એ સાધુમતોને વન્દ્યો મંદિરદેવને;
સંચરી યજ્ઞવેદિએ નૌકાઓ એ, ધરી ભરી.
છલકી સાગર જેવો સાગર સાગરે ગયો;
વળ્યો કલ્યાણને માર્ગે, પામ્યો કલ્યાણ કોડીલાં'
ઠંખતી બોલડે-બોલે, શારતી શબ્દ શબ્દથી,
હિમથીયે હિમાળા શી યોગી ઉદ્ધવની કથા.
પડી એ સંઘને શીર્ષે પુષ્પને કુંજ હિમ શી.
આભને આંખ પીતી, તે ઢળી'તી ધરણીતલે,
સ્વસંઘમાં ન દીઠેલું દીઠું ત્હહાં દીનવત્મલે.
વીરબોલે બિરદાવ્યા 'સિંહો સાગરના' કહી;
શ્રી હરિએ હુલસાવ્યા 'વિજેતા વિધિના' વદી.
'ધીર છો અનભેવાસી, આશાઆંજેલ આંખડી;
મોહ્યલે દોહ્યલે પ્રાયઃ આત્મા આનંદમાં રમે.
સન્ત છો હરિના, ને છો પ્રફુલ્યાં પુષ્પ પૃથ્વીનાં.
સાગર છે ત્હમારો, ને ત્હમે સાગરના જ છો;
ખેડજો સાધુત્વવર્ણ્યાં સાહસો ભરસાગરે.
અને અહીં થશે તીર્થ, થંભાવશોય સિન્ધુને.
પાડે કો સાગરે ચીલા? કોરે કો વાટ વાયુમાં?
સંચરો; સંચરતાં મા ભૂલશો ધ્રુવ તારલો.'
આનન્દ્યો સંઘ હુલ્લાસ્યો હરિના મંદ હાસ્યથી;

સાગરનો જયોચ્ચાર ઉચ્ચર્યો જળતાપસો.
એ ઉપવાસી સંઘે ત્ય્હાં કીધું જાગરણ; ને પછી
રમન્તી રૂમઝૂમન્તી વીતી રાત્રી સુખાળવી.
જતી પ્રતિપદા અસ્તે, બીજની બેસતી પળો,
ત્ય્હારેસંઘઊઠચો,જાગ્યોનાવડીઓ સજી, ચ્હડચો
પ્રવૃત્તિની પાવડીએ, હરિની પ્રેરણા પીને.
પ્રભાતને પ્હોરે જ્ય્હારે વારિઓ વળતાં હતાં,
ઓટનાં ઓસર્યાં વ્હેણે ઝુકાવ્યાં નાવ નીરમાં.
ધીરા ધીરા વાયુ વાયા, ધીરની ધીર ઊર્મિ શા;
મન્દ મન્દ વહે નીર, નીર હિન્ડોલના સમાં.
પ્રફુલ્લ્યાં સાગરે પદ્મો ? કે ખોલી પાંખડી જળે ?
પાંખો ઉઘાડી નૌકાઓ વ્હેતી'તી હંસીઓ સમી.
નાળો મૂકી, જાળો મૂકી, મૂકિયાં ખાડીખાબડાં;
ગયો એ તરતો સંઘ વિશાળાં જળપૂરમાં :
તરે, જેવા રાજહંસો તરે માનસરોવરે.
ત્ય્હાં તો આંખલને આરે, ઢળન્તી આભકોરમાં,
દીઠી પછી હરિસંઘે નર્મદા નર્મદાયિની.
આઘે આઘે પૃથ્વીપાળે, લપ્પાતાં ઝાડીઝુંડમાં,
મનોહારી નર્મદાનાં નીર્ખ્યાં નીર મનોહરાં.

પૃથ્વીની શું અગુલિ કોક નિર્ઝરે ?
કે વાદળીઓની ઢળે પરંપરા ?
જાણે પ્રગલ્ભા પ્રભ ઢોળતી વહે:
સુધાનો સેરો સમ નર્મદા હતી;
ને આભનાં અંબર ઓઢી મ્હાલતી.

## અધ્યાય ૮ • પાતાળસ્વામીનો દેશ

તેજસ્વી સોનાતરુથી શીંગાળવી,
ઝંકારતી ઝાંઝરીઓ તરગની,
ને પૃથ્વીનાં નીર વહન્તી શોભના,
રેવા ઝરન્તી'તી સમુદ્રધેનુ શી

લીલુડા હીરની કોરે મેઘલી ચૂન્દડી ઢળે,
ઢોળાતી વનહારોમાં સોહંતી એવી નર્મદા.

પી અમરેશના પાણી મહાવનો ચરી ભરી
આવતા પૂર એ, જાણે પૃથ્વીની દૂધ-શેડ કો.

દૂધલા ઢળતાં નીર ઊડાઽ સાગરઉરમાં.
વનલીલા પ્રભા ઝીલી ઝરે ચન્દનીના ઝરા,

ને નીલી ન્હે પછી જ્યોત્સ્ના,એવા નીલા હતાનીર:
વનોના નીલમેથી શુ નીલમસેર નિર્ઝરી!

અખૂટ જળના ઓઘ, ને અખૂટ ઉદારતા,
અખૂટ ઉરના ભાવે ઢોળાતા ધરણીપટે:

મહાભાવ મહારાણી વહતી પૃથ્વી તર્પવા.
હરિને આવતા પેખી, હર્વે સત્કારવા હરિ,

હરિને રંગ રંગેલી, આવતી હરિઘેલડી.
આનન્દનાં પૂર જેવી જગે આનન્દતી જતી

નિર્મળી નર્મદા દીઠી બે પાળો કેરી પાંખમાઃ
અધૂરી, વિધુરી; ત્હોયે પૂર્ણાનન્દસ્વરૂપિણી.

સંઘે કીધો જયોચ્ચાર, ઘોષ એ જૈં પડ્યો જળે.
પછી ભરતીની વાટ જુએ ને ગાય કીર્તનો;
નીરમાં નભ ન્હાળે, ને કિલ્લોલે કેલિ બ્રહ્મની.
એક પા કીર્તનનાદ, એક પા નીરમર્મરો,
મધ્યે મંદ તરંગોને હિન્ડોળે હીંચતા હરિ,
કરી સાગરની શય્યા, પૃથ્વીના પટમાં પરમ્.
ડોલાવ્યો અનિલે ગેબી નર્મદાનો ઝૂલો ઝૂલે.
સંઘે કીધાં નાવન્સ્નાન મધ્યાહ્નને મધ્ય વ્હેણુમાં;
ધોયાં માધુર્યથી અંગો, ભર્યાં માધુર્યથી ઉરો.
મધુરી ફોરમો ફોરી મ્હેંકી સંઘની માધુરી.
મધ્યાહ્નોત્તર છાયાઓ ઢળી, ને વાયુ નીકળ્યા;
સ્હડો ચ્યા શઢ, ને ચાલ્યાં નીરનાં મૂળ શોધવા :
તત્ત્વોનો તત્ત્વાવબોધ હતો તાપસધર્મ એ.
અર્ધા યોજનનું બ્હારું, યોજનો લાંબી ઝાડીઓ;
વ્હેતી નાવડીઓ જાણે હંસીઓ નીલ અંબરે.
શોધતી આંખડીઓ સૌ પૃથ્વીનાં મૂળ પૂર્વમાં.
નાવને વ્હેણ થંભાવે, ધપાવે ભરતીપૂર;
પ્રારબ્ધ દ્વાર ભીડે તે હરિ જાણે ઉઘાડતા.
જનતાના જયોચ્ચારે ખૂલતી ગેબની ગુફા.
ઊગમણે જતો સંઘ, પૃથ્વી આથમણે જતી;
એક અસ્તાચળે જાય, અન્ય તો ઉદયાચળે :
એમ વિલોલ લોકલોક ડોલે છે ઉદયાસ્તમાં.

ઊંચા આરે વૃક્ષરાજો ઊભાં'તા યોધરાજ શા;
ને નીચે પાળના ઢાળે પાથરો યશવેલીઓ.'
કીર્તિના લખતી લેખો જળે ને જગવેણુમા.
ભંડાર પૃથ્વીના જેવાં ભરેલા ખેતરો હતાં;
સૂર્યના કિરણઝૂલે પખેરુ ઝૂલતાં મહીં;
ધીરે ધીરે જ ધીમન્તાં યાત્રી જેમ ગિરિ ચ્હડે,
પગલે પગલુ માંડી ધીરે ધીરે ચ્હડયાં નીરઃ
જાણે ઉચ્ચરતાં પાણી 'ધીર થા' 'ધર્મવીર થા.'
લોલતાં લ્હેરિયાં લ્હેકે સન્તો કેરી સુવાસ શાં;
નાવો ડોલે મન્દ મન્દ થાકેલા પથિકો સમાં.
મોરલા નાચતા ક્ય્હાંક, કોકિલા ક્ય્હાક બોલતી;
અને અનિલોના પંખે ઘટાઓ ઘૂમતી મૃદુ.
મીઠા કો સ્વપ્નના જેવું વહતું વિશ્વદર્શન.
એમ રસ્તે જતાં આવ્યા કચ્છો ત્ય્હાભૃગુકચ્છના;
આઘે મંદિર ને ઘાટ દીઠાં દશાશ્વમેધનાંઃ
ઘેરાં ઘેરાં ગોરંભતાં ભરે ભીષણતા ભવે.
બળિનો-ભૃગુનો બાળ્યો દાનવોનો પ્રદેશ એ.
કોતરેલા કોતરોની, હરિના અરિવાસ શી,
બાઠાંઓની ભયકારી ઊભી'તી ત્ય્હાં પરંપરા.
ન્હોતાં માનવ શાં મીઠાં ન્હોતાં દેદીપ્ય દેવ શાં;
હતાં પાતાળસ્વામીનાં પાતાળી પ્રૌઢ કોતરો.
દણિસ્નની આંખડી શી ગુફા કો મધ્યમાં હતી;

બલિ-બલિગુરુ કેરાં મહીં સંભારણાં હતાં.
ત્હોયે એ હરિને વ્હાલો દેશ પ્રહ્‌લાદ-પૌત્રનો.
'પાર્થ! પેલા નદીઘાટે છળ્યો'તો છળને છળે.'
પેખી એ નર્મદાતીર, પેખી એ કોતરા ધરા,
હરિને પૂર્વસ્મરણો જાગ્યા વીતેલ સ્વપ્ન શાં.
'અક્કેક કોતર કોરી, અક્કેક એહ કોતરે,
દશાશ્વમેધ કીધો'તો દાનવરાજના દળે
ત્યહાં દાનવને દેવોનુ જીતવુ'તું સિંહાસન;
એને દેવ થવું ન્હોતું, લેવું'તું પદ દેવનું,
ત્યહા તો કૌતુક દેવોનુ દાનવોને છળી ગયું
વ્હેંતિયા વામને આવી ધારી વિરાટની અટા;
અન્તરિક્ષ ભરી આખું માપી લીધા ત્રિલોકને.
વણધોયો અણભૂંસ્યો, પત્રે અક્ષર કો પડે,
પડ્યું છે વક્ષસ્થળમા મ્હને આ ભૃગુલાછન.
ઊંડેરુ જોયુ ભાઠામાં, પાથરી બલિલોમમા,
પાર્થે પાતાળસ્વામીની પડેલી પેખી છાયડી.
નિર્મળા નદીનાં નીર, મીઠા ચક્ષુમનોહરાં;
કાલિન્દીની ધરા જેવા વાંઘાં વ્હેણુ ભયકર.
પૂર્વની દાનવતા એ કાળે કૈંક ભૂસી હતી,
પશુતા-પાર્થિવતાની છાયાઓ ત્હોય ત્યહા હતી.
હરિના પગલા આજે ધોવા એહ થયાં ત્યહાં.
ભરાતી ઠલવાતી'તી નૌકાઓ ત્યહા સ્થળે સ્થળે;

જગતે સંચરવાને જગની યાત્રિણી સમી.
જલોર્મિમાં જાય-આવે વનશ્રીની વિભૂતિઓ.

મેહુલાની વાદળીઓ સંચરે છે દિશેદિશે,
એમ સંચરતી વિશ્વે નૌકાઓ ભૃગુકચ્છની:

વિરાટનાં પીંછ જેવી મહામાર્ગે વિરાટને.
ભરે ભરી ભરી પૃથ્વી, ભર્યાં સાગર ઠાલવે;

વ્હેંચે પૃથ્વી પાર્થિવોમાં આભનાં આભ્રણો કરી.
એના દીપકની જ્યોતો દીપાવે દેહમોહને.

પ્રજા-પ્રજાના પેખાતા નેજાઓ નાવઝુંડમાં;
દિશે દિશેથી આવન્તા નાવિકો દેશદેશના;

અર્પતા સૌ અર્ધ્ય સાથે બલિઓ બલિરાયને.
મન્દિરે મન્દિરે ઊડે ધ્વજો પાતાળનાથના;

મન્દિરે મન્દિરે થાતી બલિ રાજાની આરતી.
ન્હોનો એ હરિનો દેશ, હરિનો અરિદેશ એ

કલિબન્ધુ બલિરાજા દાનવગુરુ શુક્રનો;
ગયા દાનવતા ધોવા હરિ દાનવદેશમાં.

ઊંચાનીચા આભલ-કોરતા તટો,
ને માંહી અન્ધારમુખાળ કોતરો;
કાળાં કરાળાં જ, જગત્-ભયાનકઃ
અસુરનાં શું શિબિરો ઊભાં જગે!

## અધ્યાય ૯ · શુક્રાચાર્ય-સંપ્રદાય

અન્ધાર ને તેજ પ્રચંડ પાથર્યાં,
સત્યો-અસત્યો ઢગલે ઢળ્યાં જગે;
જાળાં ગુંથાયાં ગૂઢ પાપપુણ્યનાં:
ચક્ષુ દીધાં પારખવા જગત્પ્રભા.

છલન્તો જળની છોળે આવિયો હરિસંઘ ત્ય્હાં,
ન્હાળી કો નિર્મળો આરો નાવિકે નાવ નાંગર્યાં.

વ્હેતી હતી ભર્યે હૈયે નર્મદા નીરપન્નગી.
ન્હાયાં ધોયાં નદીનીરે, દેહાત્મે નિર્મળાં થયાં;

થાક ટાળ્યા, જેમ પાયા નર્મદાનાં અમીજળે.
તરંગો મેઘરંગીલા, નીરમાં વીજળી રમે.

ભાતભાત રસો રાંધ્યા તપતાપસ શોભતા;
હરિએ પારણા કીધા જમાડી યાત્રીસંઘને:

અને પછી હરિસંઘ નીસર્યો દેવદર્શને.
રહણે-પશ્ચિમને ગોખે બીજની કાતડી પડી.

નૌકાઓ હેલિયાં લેતી સાગર-ઉર-નીરમાં
વાયુ શું કરતા વાતો વાવટા ઊડતા વડા.

વનો કેરી વનશ્રીની વળાવીને વિભૂતિઓ
ઢાળતા સાગરો આવી નર્મદા ઘાટઘાટમાં:

સોહે સંપત્તિસોહાગો અર્થના ને અનર્થના.
એ ભૃગકચ્છના કચ્છે હતા દ્વિજો દ્વિજોત્તમ;

વેદપાઠી, જ્ઞાનજેતા, જગના જ્યોતિઓ સમા
એ ભૃગુકચ્છના કચ્છે રહેતા વિપ્રો વિધુપ્રભે;
યજ્ઞયાગી, તપધારી, વેદવિદ્યાવિશારદ.
એ ભૃગુકચ્છના કચ્છે વ્યોમગામી હતા વડા,
જ્યોતિષી જગના વાંચે ભવિષ્યો કાળકાળના.
સાગરસફરી વૈશ્યો રહડે તરંગને તૂરી;
લખોપતિ કોટ્યધીશો ગાજે નેજાળ નોબતે.
ધીર, ગમ્ભીર, ધર્માત્મા, નીતિવેત્તા, ધનુર્ધર,
ક્ષત્રિયો ધર્મરક્ષાર્થે અર્પતા પ્રાણ પાણી શા.
મહાદાની, મહાધર્મી, મેધાવી એ તપેશ્વરો
કો કાળે દાનવસંગે થયા'તા દેવ દાનવી.
વિસારીને વેદમન્ત્રો, વિસારી ભર્ગ ભાનુના,
કૃષ્ણ ચતુર્દશી કેરા પડ્યા'તા જન્ત્ર તંત્રમાં:
આત્માના અમીને છાડી પીતા'તા જગમોહિની.
છાંડીને છટકારીને દેવગુરુ બૃહસ્પતિ
થયા'તા શુક્રાચાર્યોના શિષ્યો અને ઉપાસકો.
કચ્છોમાં કચ્છને તીરે હતું ત્હાં એક મન્દિર,
કાળી કાળી ભેખડોમાં ભૂખરી ભાત પાડતું.
અને ચાયંમન્ધ્યાનાં એ ભૂખરાં તેજનાં નીરે
ધ્વજપાટે ઝોલા ખાતો ઊડતો એક તારલો.
ન ન્હાતા નર્મદાનીરે, ન્હાતા મહન્ત કચ્છમાં.
દ્વારમાં દીપમાળા ને શિખરે જગદીવડો

ઊજળી બીજનાં આછાં અન્ધારાં દાખતાં હતાં.
હૈયાનીતરતા ભાવે ગયો ત્ય્હાં સંઘ દર્શને.
ત્રાંબાની લોહની માંડી પાયરી પ્રેમથી ચ્હડ્યાં;
મહા કૌતુકને દીઠું ત્ય્હાં તો મન્દિરમંડપે.
દેવના મણિના જેવી મીંચીને એક આંખડી
બે અંબાળા એક આંખે કરે ત્ય્હા દેવદર્શન:
ઊધી પૂતળીએ વાંચે વેદને ધર્મશાસ્ત્રને.
કલિનો એ કલિ ન્ય્હાળી ઉચ્ચર્યા યોગી ઉદ્ધવ:
'બ્રાહ્મણો હો બ્રહ્મવંશી! દ્વિજો રે હો દ્વિજોત્તમ!
દીધાં ચારે દિશે જોવા દ્વિજોને ચાર લોચનો;
તો પછી આ એક આંખે કાં કરો દેવદર્શન?'
મહામહન્તના શિષ્ય બોલ્યા ત્ય્હાં શિષ્યવાણુથી:
'સૂર્ય એક, ચન્દ્ર એક; એકચક્ષુ અહર્નિશા;
જગતે એક ચક્ષુનો અમારો સંપ્રદાય છે:
શુક્રાચાર્ય સંપ્રદાય, શુક્રાચાર્યે જ સ્થાપિયો.
ગુરુગૌરવના અર્થે લોપિયે એક લોચન.
ત્હમારે પુણ્ય ને પાપ—દ્વિધાભાવ દયામણો;
એક આંખે જગત્ જોતા અમો એકત્વમાં રમું'
'વિપ્રો! છો વડીલો મ્હારા, પૂજ્ય છો પિતૃગોત્રથી;
વન્દું છું, સાંભળો વેણ:' વદ્યા ઉદ્ધવ વિનતિ.
'બ્રહ્માજીએ બ્રાહ્મણોને વેદ અર્પી કહ્યું હતું:
વેદનાં ચાર ચક્ષુથી બ્રાહ્મણો! વિશ્વ ન્ય્હાળજો!

ચાર-ચાર યુગોમાં, ને ચાર ચાર દિશે ઊભી.
શોભે બ્રાહ્મણને એમ, અર્પો આ અર્ધ્ય દેવને;
દેવાધિદેવનાં સ્થાપો મન્દિરો ઘાટઘાટમાં.'
ઉદ્ધવે શંખ પૂર્યો, ને હરિએ કીધ આરતી;
એકઅંખાળ મૂર્તિને પ્રગટ્યાં ચાર ચક્ષુઓ.
કરમાં ચાર વેદો, ને ચક્ષચક્ષે યુગેયુગ.
અને કૃપાનિધિ કૃષ્ણે ભરી ભાવોર્મિઓ ઢળી
'દાનેશ્વરી' કહી પૂરી કર્ણ રાજાની બેલડી.
તે તિથિથી ભૃગુકચ્છે દનુપૂજન આથમ્યું;
તે તિથિથી ચાર ચક્ષુ એકઅંખાળને થયાં.
ત્હોયે પડી હશે ક્ય્હાંક છાયાઓ કોક પૂર્વની.
ઘાટે ઘાટે સંઘ ઘૂમ્યો દ્દેરી દ્દેરી દીવા કર્યાં;
આરતી ભાવજ્યોતિ ત્ય્હાં કીધી મન્દિર મન્દિરે.
ને ગાળી જાગૃતિઓએ રાત્રિ તારકઉજ્જવળી.
એ રાત્રિમાં જન્ત્રતન્ત્રો ઉપાસ્યા કોક તાન્ત્રિકે;
પાતાળના પૂજનીયો ન્હોતર્યાં પૃથ્વીતીર્થમાં.
અને ત્ય્હાં અક્રુરે પૃછ્યું: 'આ શું કૌતુક છે? હરિ!
એક અંખાળનો પન્થ—આસુરી સંપ્રદાય શો?
'પૂર્વે અસુરને એક હતો પુત્ર હરિભર્યો;
પવિત્ર પુણ્યનું પુષ્પ, ને ઝરો પ્રેમભક્તિનો:
પૂર્ણાવતારની વાતો હરિ કહે, સંઘ સાંભળે.
'વર્ષો વીત્યે પછી તો એ હરિઝરો ઝરી ગયો;

વંશવેલે વસી આવી પાછી આસુરી ભાવના
ઘેરી લીધો કામકામી વિપ્રોએ, વાસના વધી.
પછી પ્રહ્‌લાદના પૌત્રે વાડવોનાં યશોગીતે,
આરમ્ભ્યા યજ્ઞ, લેવાને સ્વર્ગીઓનુ સિંહાસન.
ગુણી ગંભીરતાવાળા થવું ન્હોતું ગુણશ્રીથી;
વડાં કીર્તિકીર્તનોથી ઇન્દ્ર શા ઓપવું હતું.
પુણ્ય ને તપ પરવાર્યાં, પોકારો દાનવી પડ્યા;
બ્રાહ્મણો બ્રહ્મને ભૂલ્યા : લીધો મ્હેં અવતાર ત્ય્હાં.
બ્રહ્મબટુકના રૂપે માગિયું યજ્ઞદાન જૈ.
રહ્યા રાજવટે રાજન્, આચાર્યે અવમાનિયું;
બેઠા કળશની નાળે, રોધ્યુ સંકલ્પનીરને.
પોતાનું આપવું ન્હોતું, પરાણુયે અપાયુ ના.
નિજના પ્રાણને અર્પે પરાર્થે એ નરોત્તમ;
અર્પે કૈં અન્ય કો એયે ના સહે, એ નરાધમ.
બટુકે ગ્મતાં લીધી યજ્ઞના દર્ભની સળી;
ને પરોવી નાળ્યે, તો ધારા શોણિતની પડી.
એમ એ દાનરોધન્તા ગુરુની ફૂટી આંખડી.
પછી બ્રાહ્મણશિષ્યોએ ગાયાં કૈં કીર્તકીર્તનો;
પ્રવર્તાવ્યો સંપ્રદાય એક અંબાળનાથનો.
આસુરી અવની રોળ્યો, ગુરુના યશગીતનો.
ત્હોય એહ મ્હને વ્હાલો મ્હારા પ્રહ્‌લાદપૌત્રનો.'
'ધન્ય, હરિ! ધન્ય છો કે અરિ આચાર્ય ઉદ્ધર્યો;

અર્પી આજે ચાર ચક્ષો એક અબાળનાથને
ઉઘાડ્યાં મુક્તિના દ્વાર એને ને સમ્પ્રદાયને;
આનન્દશે અવની, ને હર્ષદા નર્મદા થશે.
દાનવોના દેશમાંયે પુણ્યના કીધ પ્રોક્ષણ.'
પાર્થ! આ ભૃગુના પુત્રો યુગો અસ્તોદ્યે ગયે,
તજી હાસો ઉપહાસો બ્રહ્મના બ્રહ્મમાર્ગના,
આવશે બ્રહ્મને માર્ગે પ્રાયશ્ચિત્તો કરી મહા.
અને એ આવતે યુગે વિપ્રો વેદવિદો થશે;
થશે બ્રાહ્મણ બ્રહ્મજ્ઞો યાજ્ઞિકો લોકયજ્ઞના.
પછી બ્રહ્મર્ષિ દેવર્ષિ શાસ્ત્રવેત્તા પ્રમાણશે;
વન્દશે જ્ઞાની ધ્યાની, ને વંદશે જ મુમુક્ષુઓ.
આદ્યે આદ્યે અને અન્તે એવોયે યુગ આવશે.
જ્હારે પાછા ભૃગોકચ્છો સ્વચ્છસ્હોશે યશધ્વજે.'
ઊતરી રજની એમ વાર્તાલાપે શુભાશિષે;
પ્રાતની રશ્મિ ફૂટી દિનમુખે દિનેશની.
ત્હાં ન્હાતી મદના નેણે નીરમાં નારીવેલડી;
જાણે આચાર્યની વિદ્યા હિલોળા ખાય નીરમાં.
જતી ત્હાં પાણીનાં પૂરે તરન્તી જળસુંદરી;
છોડતી છબીલાં બાહો અગચાપે રહડાવીને,
જાણે પશ્ચિમના આભે બીજની કાતળી પડી.
લ્હેરો શું લ્હેરખાં લેતી, ઉછાળે હસ્તપાંખડી;
દાખે જગજનતાને જગત્ આમ જીવાય છે.

નર્મદાનાં નેણુલાં શી પદ્મની પૂતળી હતી.
સ્હવારે સેજળ પૂરે સંઘે નાવડીઓ સજી;
ને શઢો વાયુપંખાળા ઊડતા પાલવો સમા.
ચ્હડ્યો પૂરે હરિસંઘ મીઠડાં જળ ઝીલતો.

ત્ય્હાં દીઠ તેજોજ્જ્વળ ઘાટ ગૌરવી,
પ્રાચીન, પ્રાચીન પરેશધામ શો;
એ ઘાટનાં ગૌરવમાં, ગુણશ્રીમાં;
પડાવ કીધો શુચિ નર્મદાતટે.

## અધ્યાય ૧૦ • સત્યભામાનો સન્દેશો

વિલાપ ના હોત, ન હોત અશ્રુયે,
ન હોત કો વીજળ આવતી-જતી,
સંદેશડાયે હત જો ન સ્નેહના,
નૃલોકમાં તો શુંય થાત સ્નેહીનું?

પડવે પ્રીતમજીની પ્રીતો
કે હરિ! મ્હને સાંભરે રે લોલ;
સાંભરે વ્હાલમજીનાં વેણાં,
ને નેણુલાં નીતરે રે લોલ.

પડી'તી મધ્યરાત્રિની ઝાલરો ગાઢ ઝૂલતી;
ચ્હડ્યું'તું રાસચક્રાવે સંઘનું સારું રાવણું;
બોલડા આભફેડન્તા નાંખતું આભમંડળે.
હરિએ સાંભળ્યા શબ્દો પર્ણે પર્ણકુટિરમાં;

થયું, દેવાંગના બોલી પ્રેમની પ્રેમઘેલુડી.
આવિયા આભલી છાંયે, નીરખ્યો રાસ ઘૂમતો;

ભાવપૂતળીઓ જાણે ન્હડી'તી રંગઘૂમણે.
કદળીપાનના જેવાં અંબરો ઊડતાં હતાં.

આગન્તુક કો ગાતો'તો દાઝ દાઝેલ દિલની.
મહાવિહિણી જાણે કો હૈયું ઢાળે વિયોગિણી.

ઝીલતાં રુકિમણી-ભદ્રા, ઝીલતી વ્રજયોગિની.
નીરધિમાં જઇને ત્ય્હાં પાવલે પ્રેમકોમળા,

'ઉદ્ધવ! ખેલ શો માંડયો?' અજાણ્યાશાપૂછેહરિ.
હૈયાને દ્રાવ હેલન્તા તરંગો માંહી હેલતા,

નર્મદાના નર્મ મર્મે ઉદ્ધવ ઉત્સાહ નિર્ઝર્યોઃ
'વિરહી દ્વારિકાએથી આવ્યા છે એક દૂત આ;

રાજ્યશ્રી સત્યભામાનો સન્દેશો કૈંક લાવિયા.
ગીત એહ ઝિલાવે છે રાજમહિષીનું રચ્યું;

તારલીઓ સમી ઘૂમી ઝીલે છે સંઘ-સુંદરીઃ
નર્મદાના તરંગો શી તરંગાવળમાં રમે.'

એકા વેલડને ઝૂલે હૈયે હીંચકતા હરિ;
આરૂઢયા અન્ય સૌ જઇને વૃક્ષોની ડાળડાળમાંઃ

કલ્લોલો કોયલો કેરા જાણે સુણન્ત મોરલા.
રાસ જામ્યો નીરતીરે સરિતા સુણતી જતી.

પડવે પ્રીતમજીની પ્રીતો રે
કે હરિ! મ્હને સાંભરે રે લોલ;
સાંભરે વ્હાલમજીનાં વેણાં,
ને નેણલાં નીતરે રે લોલ!

બીજે શુદ્ધ બુદ્ધ વીસરે નાર,
કાજળ સાર્યાં કેશમાં રે લોલ;
ભૂલમાં કુંકુમ ભરિયાં નેણે,
હૃદય રમણેશમાં રે લોલ.

ત્રીજે ત્રિભુવન સૂનાં સાવ
–આ ભરી ભરી મેદિની રે લોલ;
ઊલટ્યા મહાજળભરિયા મેઘ,
કે વીજળી વિચ્છેદની રે લોલ.

ચોથે ચતુરસ હસતો ચન્દ્રો,
હરિનું હતું ન્હોતરું રે લોલ;
વચમાં વાદળ શા દરિયાવો,
કે કેમ પાર ઊતરું રે લોલ?

પાંચમે પુણ્ય ન પહોંચે મ્હારાં,
કોયલ બોલાવતી રે લોલ;
હો, સહિયર! આઘે-આઘેના એ આરા,
ને ભરતી ડોલતી રે લોલ.

છઠ્ઠે છબિલાજીએ છાંડ્યાં,
વ્હાલમ વનમાં ગયાં રે લોલ;

જળતી ઝૂરતી મૂકે નારી
એ દિલમા હશે દયા રે લોલ?

સાતમે સલૂણાના પડયા સ્વપ્ના-
કે હરિવર આવિયા રે લોલ,
આઠમે મસ્તકે બેઠો ચન્દ્ર,
કે પોયણા ખીલતાં રે લોલ.

જાગે-જાગે સહિયર! અધૂરા કોડ,
ને જાગે હરિ! ઓરતા રે લોલ;
નોમે નન્દભવન અવતાર
કે લીધ અમ કારણે રે લોલ.

હરિવર! અઢળક ઢોળું ઉર,
ને જાઉં ત્હારે વારણે રે લોલ,
દશમે, 'પ્રીતમ' 'પ્રીતમ' પુકારતી,
એ ભૂલી બોલ સારિકા રે લોલ.

હરિ! ત્હારે મંદિરિયે સૂનકાર,
ને સૂની ત્હારી દ્વારિકા રે લોલ;
આવી-આવી એકાદશી અલબેલી,
કે બોલ પડે ગીતના રે લોલ.

હો! ઝળતી જ્યોત શાં જાગ્રણ મ્હારે
કે માઝમ રાતના રે લોલ;
દ્વાદશી ઊગી, હો યુગના યુગેશ,
કે કાલ કેવી જશે રે લોલ?

પૂછશું-પૂછશુ એ પારેવડીને,
પારેવડું પરદેશ હશે રે લોલ;
તેરશે તીરથ-તીરથના દેવો!
તમ દ્દહેરિયે દીવા કરું રે લોલ.

આવે જો મનના મહેમાન મ્હેલે;
ને આવે તો હૈયે પૂરુ રે લોલ;
ચૌદશે ચતુરા ઉરનો મયૂર
કલા કરી નાચતો રે લોલ.

'હરિવર' 'હરિવર' કરી ટહુકારા
કે આભ ફોડી નાખતો રે લોલ;
અને પછી ઊગિયો પૂનમચન્દ્ર
લ્હેરખડે લ્હેરતો રે લોલ.

મનુકુલે ઘેર ઘેર ઉત્સવ થાયે
ને પૂર્ણિમાને વેરતો રે લોલ;
અમાગે આતમ પાડે પુકારો
હરિવરને હેરતો રે લોલ.

શમ્યા કલ્લોલના બોલ, સ્ફુલિંગો ઉરઝાળના;
ઊડન્તો શબ્દની પાંખે શમ્યો રાસ અનન્તમાં:
ને રમી રહી આનન્દે નર્મદા નેહઘેલડી.
મહિષી સ્નેહ-સંદેશે દાઝતો દ્રવતો પછી
હરિઝૂલે ગયો દૂત, ને કીધી પાયવન્દના:
મુનિ શો મૌન ઊભીને ઉચ્ચર્યો પ્રેમની ગિરા.

ઉરે આનંદના ઓઘ, કૃપાદૃષ્ટિ કરી હરિ.
'આવો આષાઢીલા મેઘ! આવો, પુષ્પ વસન્તના!
આવ્યા અશોકવાડીથી, સીતાસદેશ લાવિયા.
દ્વારિકા, દેવકીજી, ને ક્ષેમ છે પટ્ટરાણીઓ?'
દ્રાવથી હરિનો કંઠ હતો પરાગકોમળો.
'હરિસૂનાં હોય એવાં ક્ષેમ છે સૌ:' દૂતે કહ્યું.
'ઉદ્ધવ! આપું હું આને જન્મોજન્મની મુક્તિ હું;
હૈયાના બોલડા બોલી ત્હમે ઉત્તર વાળજો.'
અને જામ્યો વળી રાસ જગાડી મધરાતને;
જાણે કે નરનુ ઉર બોલાવે નારીઉરને.
ઉદ્ધવ ગાય, ને ઝીલે સમસ્ત સંઘમંડળી.
આ સોમે ઝીલ્યા બાણબોલડા, અલબેલી રે!
ત્હારા સાંભર્યા ત્હ્યાંના સૂનકાર, હરિરસઘેલી રે!
સોહાગણ! સન્દેશડો પાઠવું, અલબેલી રે!
ભવે ભણશે ત્હારે ભણકાર, હરિરસઘેલી રે!
આ મંગળે મંગળ વાગિયાં, અલબેલી રે!
જાગ્યા-જાગ્યા કંઇ ચૌદેય લોક, હરિરસઘેલી રે!
અને સળક્યો સાગરસંસારિયો, અલબેલી રે!
એક જાગ્યો ન ત્હારો ચોક, હરિરસઘેલી રે!
આ બુધે વિબુધો ગયા વેગળા, અલબેલી રે!
રહ્યા આપણા એકાન્તનાઆવાસ,હરિરસઘેલી રે!
કોઈ-કોઇકે સિન્ધુ તરી ઊતરે, અલબેલી રે!
કોણ ઊતર્યાં અનન્તનાં આકાશ? હરિરસઘેલી રે!

આ બૃહસ્પતિને કાંઈ વીનવું, અલબેલી રે!
ગુરુ! પૂરજો જગતના કોડ, હરિરસઘેલી રે!

ભર્યાં હૈયાંને હિન્ડોળે હીંચતાં, અલબેલી રે!
હજો સોના પ્રભાળા ત્હ્રેશોક, હરિરસઘેલી રે!

આ સોહન્તો શુક્રનો તારલો, અલબેલી રે!
ચારુ ચમકે છે ચન્દનીને ભાલ, હરિરસઘેલી રે!

મધુરમધુરો, જ્વલન્ત, મનમીઠડો, અલબેલી રે!
એવાં સોનાયે સ્હોજો સુભાગ્ય, હરિરસઘેલી રે!

આ હનુમન્ત વીરના પર્વમાં, અલબેલી રે!
ત્હારો આવ્યો હનુમંત હલકાર, હરિરસઘેલી રે!

કહે: અશોકવને સીતા એકલાં અલબેલી રે!
તજ્યા સજ્નીએ સોળે શણગાર, હરિરસઘેલી રે!
પાડે પૃથ્વીમાં પ્રેમદા પોકાર, હરિરસઘેલી રે!

વિરહી પૃથ્વીની ઝાળો ઝીલીને પછી ઠારવા
આષાઢી મેહુલો ગાજે, એવું ગાજન્તું ગીત એ.

ઝૂલન્તાં વેલીને ઝૂલે હૈયુ હાથ રહ્યું નહિ;
ઊઠ્યા હરિ, ગયા રાસે, ઘૂમવા રામઘૂમણે.

વિશ્વગાજંત એ સૂર પૂર્યો ઉદ્ધવસૂરમાં:

આ આદિત્ય આદિત્યના ઊગિયા, અલબેલી રે!
એણે ધોયા ન ઉરના અંધાર, હરિરસઘેલી રે!
મ્હારી દ્વારિકાને કહેજો એટલું, અલબેલી રે!

ત્હારા કૃષ્ણે કુહાવ્યા છે જુહાર, હરિરસઘેલી રે!
હેને સ્વપ્ને હરિને દિદાર, હરિરસઘેલી રે!

ને પછી મોરલો મ્હોટી નાખે કેકાવલિ વને,
એવા ઘેરા ટહુકારે કોડીલું ટહુકયા હરિ:
'ફૂલડે ફૂલડે કુંજે, ઉદ્ધવ! વાડી વાડીમાં,
વ્હાલાંના વિહંગો એક આજે પોકાર પૃથ્વીમાં.
સલૂણી સત્યભામાને, દ્વારિકાને દુહાગિણી,
કુહેજો પટ્ટરાણીઓને દેવકી - વસુદેવને;
ભાઇને ભાભીને કુહેજો, કુહેજો સાગરનીરને;
ઋષિને મુનિને કુહેજો, ને સુધર્મા સુહાગીને;
કુહેજો સૌ સાંભળે ત્હેને, કુહેજો કોડેથી, દૂત હો!
ત્હમારે તિથિઓ જેવી અમારે વાર એહવા.'

ખેલન્ત એ ક્રૌંચ, રમન્ત ક્રૌંચીને?
કે સારસી, સારસ વા સુહાગિયો?
સ્નેહાળ વિહંગી નરને? શું નારને?
કોને પીડે પીડ વિયોગની વધુ?

### અધ્યાય ૧૧ - અગ્નિહોત્રનાં તીર્થો

નક્ષત્રનાં મંગળભાવ નાણીને,
અન્ધારને ઓજસને પ્રમાણીને,
જગતહિતસ્વી હરિએ કૃપાધને
પ્રભાતનાં યોગમુહૂર્તને પ્રીછયાં.

આભને ઊજળે હારયે અન્ધારુ ઊજળું થયુ;
ઊઠયા એ ભૂમિશય્યાથી હરિ સંકલ્પમૂર્તિ શા.
'જલાવું આજ એ અગ્નિ, કાળ જે હોલવે નહિ;
ભરી નિર્ધારથી હૈયુ નાખી નિર્ધાર આંખડી.
અનિલો ઈન્ધણા લાવ્યા, પૃથ્વીએ સાથિયા પૂર્યા;
નર્મદાએ નીર દીધાં, દેવોએ દીધ અગ્નિને.
સર્વમેધ હતો યજ્ઞ, મહાહોતા હરિ હતા.
કીધી વેદવિધ્યે વેદિ, સુધાનું કીધું પ્રોક્ષણ;
જલાવી ત્હા જગત્‌જ્યોત, જ્વલન્ત, જગપાવની:
બ્રહ્મતીર્થના પંથ જેવી, યુગો વીત્યે ન આથમે.
હરિ ધ્યાનસ્થ બેઠા ત્ય્હા પ્રોઇને આત્મ આત્મમાં.
ભાવો ભવભીના હોમ્યા, હોમ્યા ઘી ગૌરી ગાયના;
જાગી જગે મહાજ્વાળા, જળી ઊઠી કુટિર એ:
ઊછળી છોળ શી ઝાળો, ભભૂક્યા ભડકા મહા.
જાગ્યો સંઘ અને સૃષ્ટિ; શ્રી હરિ ધ્યાનમા હતા.
સંઘ ધાયો નદીતીરે, લાવ્યો કમડળાં ભરી;
છાટે નીરધારા તેમ મહાજ્યોતે કુટી જલે.
સ્ફુલિંગો અગ્નિના જઇને એક વૃક્ષે પડયા જઈ.
રશ્મિના રાફડા જેવું, સ્વપ્નમાયાની જાળ શું,
જળી ઊઠ્યું મહાવૃક્ષ, જ્વાળા નાખી પ્રભાતમાં;
જ્યોતથી આભ છાયો, ને તણખા તારલા થયા.
જોયુ 'નીર નિષ્ફળ છે,' 'જલે છે હરિની કુટી:'

વાગ્યાં અશક્તિનાં બાણુ સંઘની સંઘશક્તિને;
પર્ણકુટી વૃક્ષરાજ થયા બે યજ્ઞકુંડ ત્ય્હાં.
પ્રાતઃ યજ્ઞ થયો મ્હોટો પ્રસે બીજા પ્રભાત શો.
પ્હેર્યે વસ્ત્રે ઊભો સંઘ, જલ્યું સૌ સર્વમેધમાં;
શમ્યે અગ્નિ, શમ્યે ધુમ્ર, ધ્યાનમુક્ત થયા હરિ.
'સાધુ! ભીડે ભમો છો કાં? તપસ્વી તાપસો ત્હમે;
તાપસો! તપમાં રૂહેજો, હતું શું? ને ગયુંય શું?
સ્હવારે કાલ આ ઘાટે આવ્યાં, ત્ય્હાં શું હતું અહીં?
અને સ્હાંજ પડયે, સન્તો! જશો ત્ય્હારે હશેય શું?
રાત્રિ છે ઊગતે દિને, રાત્રિ છે દિન આથમ્યે.
હરિનું હરિને ઘો છો, અર્પો છો જગનું જગે.
નદીના ઘાટનું એહ નદીના ઘાટને દીધું.
વહે છે નીર આ જેવાં, વહે છે એવું આ જગત્;
આવે છે એ ક્ષણે જાય, જાય ત્ય્હાં આવતાં નવાં.
વિશ્વ છે આ મહામાર્ગ, નર્મદાનીર શો જતો;
આપણે સૌ વટેમાર્ગું વિશ્વની જતી વાટના.
અનન્તા જગની વાટે અખંડ આવવું જવું;
આવ્યા શું લૈ? જશો શું લૈ? આપશો એહ આવશે.
આવે સૌ પ્રારબ્ધ લૈને, જાય સંચિત લેઈને;
જુઠું એ જગતે રહેશે, સંગમાં સત્ય આવશે.
દેવોનો અગ્નિ છે એક, અખંડ ને સનાતન;
સૃષ્ટિસંગે પ્રજ્જ્વળેલો, સૃષ્ટિસંગે શમી જશે.

હોમ્યું સર્વસ્વ આજે તો કાલે સર્વસ્વ પામશો;
સદા સર્વસ્વનો યજ્ઞ યજ્ઞ એ અગ્નિહોત્રનો.'

ને હતો ત્‍હાં બ્રહ્મવાસ કુંજમાં, ઉપલે તટે;
ઘટાઘેરની છાયામાં, તેજસ્વી તેજતેજથી:
કોમળો નીરના જેવો, ઘાટ શો ધીરગંભીરો.
દીઠા એણે અગ્નિકુંડો વેદિએ પૃથ્વીઘાટમાં;
ડાળીઓ ઇન્ધણાં થાતી, સ્ફુલિંગો થાય પાંદડાં;
ઊછળે અગ્નિની ઝાળો, વેદિ વિશ્વવિરાટ શી.
ધાયો સૌ બ્રાહ્મણવાસ, જળે ભાળ્યું ભૂતાવળ.
'અગ્નિ છો? ભૂત કે પ્રેત? જલાવો વૃક્ષરાજને;
રાસડા ટ્યો મધ્યરાત્રે રેણીનેણાં જગાડતા?'
આવતાક ઉપાલમ્ભે બ્રાહ્મણવેણલા પડ્યા.
'પધારો, ધીર ભૂદેવો! હરિના ભડવીર છો,'
સૌમ્ય શબ્દે હરિ બોલ્યા શમાવા બ્રહ્મકોપને.
'પ્રીછું છું ને પિછાનું છું; ધિંગા છો યોધધર્મના;
ત્‍હમે આ ઘાટ વાસ્યો છે ત્યાગીને ભૃગુઘાટને.
સર્વમેધ કીધો ત્‍હાં, ને આવ્યા આભલઅબરે.'
પેખન્દા પૂર્વાશ્રમના પેખી ભૂદેવ થંભિયા;
થંભ્યા, ત્‍હોય ન થંભ્યા શા, શાપને કોપ કંપતા.
'જાણુંદા ભૂતભાવિના અગ્નિના જળના પતિ,
જગત્ જાદુગરા કોક છો, ને છે આ ભૂતાવળ.
અમારે ઘાટ શા માંડ્યા ઉત્પાતો જગજાદુના?

અમે તો નીરનાં હીર, બ્રાહ્મણો બ્રહ્મયજ્ઞના;
તજીને જગનાં જાદુ સજી સાત્ત્વિકના અમે.
પારખો મા અમ સત્ત્વો, અગ્નિને અડશો નહિ;
વાળી લ્યો લીલા, નહિ તો મંત્રેલાં જળ છાંટશું.
નહિ હોય પ્રીછ્યો પૂર્વે સાત્ત્વિક બ્રહ્મકોપને.'
અગ્નિની કણિકા જેવા નેણથી કિરણો ઝરે;
અંગારા મુખના શબ્દો ઠારવા હરિ ઉચ્ચર્યા:
'કોપશો મા, શાપશો મા; આ તો યાત્રિકસંઘ છે;
વસ્યો અહીં રાતવાસો, પ્રભાતે પંથ ખેડશે.
અમે આગન્તુકો આવ્યા પ્રવાસી પૃથ્વીમાર્ગના.
ત્હમારુ તીર્થ છે શુકલ, અન્ધારાં આવશે નહિ;
આ પર્ણકુટીની ભસ્મે સ્થપાશે બ્રહ્મમંદિરે.
રાત્રિના રાસડા એ તો હતા સૌ હરિકીર્તનો.
પંપાળેલા હાથીનીયે શમે છે કોપઝાળ કૈં;
શ્રી હરિના શબ્દ-સ્રોતે શમી ઝાળોય શાપની.
જોયુ સર્વસ્વ હોમ્યુ'તું સંઘે એ સર્વમેધમાં.
'પૂતળાં પંચભૂતોનાં અમારી આ ભૂતાવળ;
રમે રજકણો જેવાં અણુઓ પંચભૂતના.
સ્હવારે દ્વીપમાં જાશે ભમન્તાં ભૂત આ સહુ;
સર્વસ્વનો અગ્નિહોત્ર ત્હમ ઘાટે શીખ્યા અમે.
યાજિકો છો, હોત્રીઓ છો; ને છો બ્રહ્મજ્ઞ બ્રાહ્મણો.'
ઊભરાયા ત્યહીં ભાવો નર્મદાઊર્મિઓ સમા;

બ્રાહ્મણોએ ધર્યાં ભાવે બ્રહ્મ આતિથ્ય યાત્રીને.
'સુખેથી સૂર્યસંગાથે સ્હાંજરે દીપમાં જજો;
બ્રહ્મવાસે અતિથિ છો આજે તો બ્રહ્મઘાટના.
સાંભળો-સંભળાવો કૈં, જ્ઞાનની આપલે કરો;
સ્વીકારો યજ્ઞની આશા, અર્પો સત્સંગની સુધા.'
સ્હવારે પ્રહરે બીજે જાગિયો બ્રહ્મઘોષ ત્ય્હાં;
બ્રહ્મના બ્રાહ્મણવાસે યાત્રીઓ અતિથિ થયા.
પૂજ્યને પૂજિયા સંઘે, બ્રહ્મને હરિને પૂજ્યા.
પછી બ્રહ્મસભા જામી ઘટાઘેરની છાંયમાં;
વચ્ચે હતા ચાર વેદ દિશાઓની શિખા સમા.
અગ્નિહોત્રીઓની મધ્યે અગ્નિહોત્ર હતા હરિ.
'બ્રાહ્મણો! બ્રહ્મવેત્તા છો, અબ્રહ્મણ્ય પડ્યું પ્રીછો;
જલાવ્યું વૃક્ષ, એ વૃક્ષે વાસો ત્ય્હાં કલિનો હતો.
આડકોટ ત્હમારે એ નર્મદા-દર્શને મ્હદ;
વિશાળી નર્મદા હાવાં ઊભરો આંખડી ભરી.'
'અન્તર્યામી!' વદ્યા વિપ્રો: 'જાણો અન્તરની ત્હમે;
અને અદ્ભુત છો કોક, આકાશી, અવનીપરા.
અમો સંકોરિયે અગ્નિ, ત્હમે તો વિશ્વઅગ્નિ છો.'
'વિપ્રો! હો વેદવર્ચસ્વી! શુદ્ધ છો, શુચિ, સાત્ત્વિકો;
સુભટો ધર્મ-રંગીલા, સાધુ ધર્મધુરંધર.
શુક્રાચાર્ય-સંપ્રદાય કેરો ધ્વજ ચ્હડ્યો ત્યહાં,
ત્ય્હારે આણ ઉથાપી એ છાંડ્યાં એ ઘાટનાં જળો.

આગે વેદ, પૂંઠે અગ્નિ વસાવ્યા બે દ્વીપો ત્હમે;
વિશાળો એક આ દ્વીપ બીજો એ દ્વીપ દૂરનો :
નેણલાં નર્મદા કેરાં, કે અગ્નિનાં શું નેણલાં!
વિપ્રો! છો વેદના ભૂખ્યા, પ્યાસી બ્રહ્મામૃતો તણા;
ભાગો છો એ તૃષા-ભૂખ, પીઓ છો વેદનાં અમી.
બ્રહ્મજ્ઞોને એ જ સોહે– પીવાં બ્રહ્મામૃતો સદા.
સાંભળો બ્રહ્મસન્તાનો! તપેશ્વરો! તપોધનો!
બ્રાહ્મણો બ્રહ્મવર્ચસ્વી! જ્ઞાનના મહીમેહુલા!
આનન્દે નેણથી ન્હાળી બ્રહ્મના ધ્વજધારીને.
વિપ્ર હો વેદહોંશીલા સગ્રહો યોગઅગ્નિ આ;
સ્થાપો એ અગ્નિની જ્યોતે અગ્નિહોત્રો ગૃહેગૃહે.
ત્હમારી કરશે રક્ષા, અને અજવાળશે જગત્.
અને આ દ્વીપને ઘાટે ને પેલા દ્વીપઘાટમાં,
જળશે દેવની જ્યોતે અગ્નિહોત્રો યુગેયુગે.
ત્હમથી નથી મ્હોટેરો જગતે અગ્નિહોત્રી કો.
અમો છઉં દ્વીપવાસી, ને ત્હમે છો દ્વીપબન્ધુઓ;
પુણ્યનાં પાણીડાં પીજો, સુગધો ફોરજો સદા.'
એમ સ્થાપ્યાં બ્રહ્મતીર્થો હરિએ નર્મદાતટે;
ને યુગેયુગ પાંગરતી ઉચ્ચર્યા* હરિ આશિષો :

'દેવાલયો શા દીપતાં ગૃહે ગૃહે,
અખંડ જ્યોતે, નરનાર વેદિએ,
આયુષ્ય-ઉષ્મા પ્રગટી ઉજ્જળશે
દેવાત્મ દેવાનળ અગ્નિહોત્રના.'

## અધ્યાય ૧૨ • પરકમ્માવાસીઓ

ઘેરાં ઘૂમે વાદળીનીર પાથર્યાં,
વચ્ચે પડી ભૂમિની શામળી છટા;
શું નર્મદાના બડભાગી નેણુલે
કીકી હતી એ જગતેજ ઝીલતી?

દીધો પ્રસ્થાનનો ડંકો મધ્યાહ્નોત્તર અકુરે;
વિપ્રોએ વેદ ઉચ્ચાર્યા, સંઘે સુપન્થ પ્રીછિયા.

આવતા આનન્દની ત્ય્હાં સંઘે વધાવણી દીધી;
યાત્રાની સૌ સામગ્રીની ગામે પ્હેરામણી કીધી.

આવ્યા વિદાયે બ્રહ્મણો; પ્રણમ્યા બહુ વીનવ્યા;
પાછા વાળ્યા નીરપાળે 'રૂહેજો કલ્યાણમાં' કહી.

બ્રહ્મ જોતા હોય એમ બ્રાહ્મણો હરિને જુએ.
સંયોગી-ભૂમિ શી કેડી પડી'તી એક પાતળી;

દ્વીપ તો ઘાટને જાણે ડાંડલી-બાંધ્યું ફૂલડું:
પૃથ્વીની પાળથી જાણે ચન્દ્રમા જળમાં ઝૂલે.

બન્ને પા નીરની લ્હેરો આવી પાય પખાળતી;
મધ્યમાં પાતળી કેડી લજામણીની વેલ શી.

યાત્રીની પગદંડીએ દંડ શી ઝૂલતી જગે.
ધીરે ધીરે, ગણી પાય, સંચર્યો સંઘ દ્વીપમાં;

પુણ્યાળુના પુણ્યપંથે આભમાં પંચમી ઊગી.
સંઘના ત્ય્હાં ઢળ્યા ઢાળા, ચન્દ્રની ચન્દની ઝીલે.

કો પરકમ્માવાસીનો પડયો હતો પડાવ ત્ય્હાં;
વનોના વનદેવો શા હતા પરકમ્મવાસીઓ:
નર્મદાના ઘાટઘાટે વાયુ શા વહતા જતા.
મૃગછાલા, તુંબીપાત્રો, ભસ્મો, ને ગોપીચન્દનો.
મહાશ્રમો મહાભાવો: સંપત્તિ એહ સાધુની.
દૂર દૂર પૂર્વખોળે જેને અમરકંટકે
આવી'તી એ પરકમ્મા દ્વીપના પાથર્યા દિલે.
ઈન્ધણાં વીણતું કોક, સારતું કોક પાણીડાં.
સધે કીધી જળસેવા, પાકસેવાય સાધુની,
યાત્રીસંઘ એક ભુકને જમાડયા રાંધી સાધુને.
તર્પીને સાધુસંતોને પામિયો સંઘ સાધુતા.
ને પછી ચન્દનીચોકે વાતે વાતે વળ્યા વીરા;
ઘાટે ઘાટે કૈંક ઘૂમ્યા દિશે દિશે, યુગે યુગે:
યોગમાં યોગીઓ જાણે રમન્તા યોગક્ષેમમાં.
કહે એક: 'કપરો છે ન્હડાઘો જળઘાટનો;
ભમન્તા ભમરા ઊંડે, ગર્જતી ઘોઘગર્જના.
'બ્રહ્મ' 'બ્રહ્મ' નીર બોલે ઘેરાં ભારુંડ સામ શાં.
ભાગ્ય હો તો મળે ક્ય્હાક દ્રોણપુત્ર ચિરંજીવ.'
બીજો કહે: 'ગઢઘેરે ગિરિ વચ્ચે ગિરીશ છે,
ધરે નદી જળાધારી, કરે કોડે પ્રદક્ષિણા.
એકાન્તે એકાન્તિક ત્ય્હાં શૈલોમાં શૂલપાણિ છે,
એ હલાહલધારીને વીંઝણો નાખતાં વનો.

સંગમાં ગવરી ગંગા, શૈલજા શીલવંત છે;
શિલાસને ગિરિઘાટે તપે તપ તપેશ્વરઃ
ભવ્યભાવે ભસ્મવેશે, નર્મદાતીરકરમાં.
ત્રીજો કહેઃ 'નીર-આરે ઘાટ મન્દિર શો ઊચો.
બાંધ્યો છે વિશ્વકર્માએ મહા માહીષ્મતીતટે;
સોપાન સ્વર્ગની જાણે એવો આભલમાં જતો.
લોકના બોલ બોલે છે, કો ન્યાયાચાર્યધામમાં
કીરાંગના ગિરા ગાશે સામનાં ગીત ગાઈને.
કારમા કર્મયોગી કો માન્ધાતા શા થશે અહીં.'
વળી કહે: 'સૃષ્ટિ સર્જી ત્ય્હારે કીધી'તી ઘોષણા,
આદ્ય પ્રણવના મન્ત્રે ઓંકારેશ્વરના તટે;
આજે ૐકાર ૐકાર ભણે છે નીરશંખ ત્ય્હાં.
નર્મદાનાં નીર આજે ગાજે એહ અગમ્યતા.'
સાંભળે તપધારી કો, સાંભળે યોગી યોગમાં;
સાંભળે ધરતીમાતા, સાંભળે સવિતા પિતા.
'અને એ આરસપ્હાણો! કોરેલી ચન્દની સમા!
ચન્દનીના ચોકે ચોકે માંડેલી રત્નવેલીઓ!
પાડેલાં છે શૈલશૈલે ધનુષ્યો ત્ય્હાં મહેન્દ્રનાં;
વેરેલાં છે ઘાટઘાટે પીંછ ત્ય્હાં બ્રહ્મમોરલે.
નીર ત્ય્હાં નિર્મળાં કોરે ચન્દનીની કુવારીએ.'
કહે કોકઃ 'ભવ્યતાના ભાવો અમરકંટકે.
મહાવનોમાં ઘૂમે છે; નર્મદા એની અંગુલિઃ

બ્રહ્મની બ્રહ્મદૃષ્ટિ શી, સુધાસેરે સરી જતી.
એકદા દેવદેવાંગના રમણે ઊતર્યાં જગે,
ત્ય્હારે ત્ય્હાંની શિલાઓમાં સંતાકૂકડી ખેલતાં.
પાર્થિવો ક્ષણ પેખે, ને પેખે નહિ ક્ષણે બીજી
ઈન્દ્રે દીઠું; દેવો કાજે નન્દનવન ત્ય્હાં રચ્યું.
પંચમીનો ચન્દ્રમા આ પોયણું શો ખીલી રહ્યો,
એવી ત્ય્હાં નર્મદા; જાણે કોમળી જળની કળી:
બ્રહ્મનાં ગીતનાં જેવાં ગૂઢ કો ગીત ગાવતી.'
'પરકમ્મા છે પ્રાણદાયી, શબ્દો બોલે શિલા શિલા;
ઘાટે ઘાટે નીર ઘેરાં ઉચ્ચારે બ્રહ્મની ઋચા.
નિહાળ્યો આભ તો એક:' વદ્યા વેણ મહન્ત ત્ય્હાં.
ગિરિઘેરી હતી મુદ્રા, ને હતો દેહ, શૃંગ શો;
મહાભાવ, મહાકાય, ગાજતા પૂરમૂર્તિ શા.
'ગયા હતા ક્ષિપ્રાઘાટે મહાકાળની ઝાંખીએ;
યુગના ગુરુ ઝાંખ્યા ત્ય્હાં મહંકાળ સમોવડા.
બોલે ૐકાર તે જાણે બ્રહ્મશંખ ફુંકારિયો;
ગંભીરા ગાજતો'તો ત્ય્હાં ક્ષિપ્રાનાં નીરમાં નિધિ.
એ હતા વનના સ્તંભ, પૃથ્વીના સ્તંભના સમા;
ગણો જો વનનાં પાન, ગણો તો શિષ્ય એમના.
તારાભર્યો આભ જેવો હતો એ ઋષિઆશ્રમ.
કહે છે એમનો એક ગાજે છે શિષ્ય સાગરે;
એના સંન્યસ્તના ઓઘ ગર્જે સાગરગર્જના.

ને ગુરુનો બીજો શિષ્ય સ્વયં સાગરિયો થઈ
વિરાટની અગાસીમાં વસે મહાવિરાટ શો.
મહાજગતને જોતો વસ્યો છે જગછેડલે.
શિષ્યો જેના જગે ગાજે, ગાજે એ ગુરુ બ્રહ્મ શા.
વાગ્ધારા વહતી ત્હારે ગંગા પડતી સ્વર્ગથી;
ડોલે મંદાકિની એમ ડોલન્તી બ્રહ્મઊર્મિઓ.
ઉઘાડી ઉરનાં આભ ફેરે કુવાર જ્ઞાનના.
ધર્મધેનુ દૂઝે, જાણે દૂઝે સરસ્વતી સ્વયં.
દીઠા'તા આભ તો એક, અન્ય સૌ વાદળી વડી;
કોક પાકે-યુગે એક, હરિનાયે ગુરુ સમા.
બ્રહ્મ.યે મસ્તક નામે એ બ્રાહ્મણ મહર્ષિને.
હસ્તિનાપુર છે શાગ્ય, તક્ષશિલા જ મસ્તક;
સિન્ધુ બ્રહ્મપુત્રા બાહુ, કાશીઉર, નાભિ ઉજ્જની :
આર્યાવર્ત્ત ઊભેલો છે પૃથ્વીમાં બ્રહ્મધામ શો.
કહે છે સાગરદેશે છે ધર્મધ્વજ દ્વારિકા.'
હરિએ આણુ દીધી'તી મૌનની નિજ સંઘને;
શ્રોત્રોમાં આત્મ બેઠા'તા, ઇન્દ્રિયો સૌ શમી હતી.
તેજમાં તેજમૂર્તિ શા હતા તપસ્વી તાપસો.
નર્મદાનીર જે ભાવે વહે છે જગતે જતાં,
પરકમ્માવાસીઓ એમ પરકમ્મા-કથા કહે :
સત્યનાં સોણુલાં જેવી, કાવ્યનાં ફૂલડાં સમી.
આંખમાં ઓજસ ઓપે, અંગોમાં તેજ પાંગરે;

ને સ્મૃતિની કુંજકુંજે આત્માઓ રમતા હતા.
પ્રાણ પરકમ્મવાસીના ઘૂમ્યા પરકમ્મઘાટમાં.

વિશાળાં આભ ને કાળ જગે ઓળંગતા જતા
સાધુઓ સાધુના ભાવે કહેતા સાધુત્વની કથા.

જગની આભલી જોઈ મંદ હાસ્યે હસ્યા હરિ;
બિરદાવી પરકમ્માને: 'છે પરમ તમ દર્શન.

દુર્લભ છે જગત્જાળે દેખવું દૃષ્ટિવંતને;
વાંચીને વિશ્વના મન્ત્રો પરકમ્મા કીધી ત્હમે.
સન્તો કલ્યાણમાર્ગે છો, જગે કલ્યાણ વાવજો.'

અને પછી નિજ કુંજે ગયો પંચમી-ચન્દ્રમા;
યોગી પેરે અંગ વાળી, ચન્દ્રિકાને સમેટીને;

ત્હારે ભૂમિશય્યાએ સંઘ ને સાધુઓ સૂતા.
કરે પરકમ્મા આભે નક્ષત્રો કાળયોગની.

છે એક છેડે અમરેશનાં વનો, બીજે તરંગાવળ સિન્ધુની રમે;
મધ્યે ગિરિ-ઘાટ-વનોની ભવ્યતા: ત્હાં નર્મદાનીર કરે પરિક્રમા.

## અધ્યાય ૧૩ · એક વૃક્ષનું વન

તપેશ્વરો ને પરકમ્મવાસીઓ
પ્રભાતના તારકસ્નાનમાં હતા;
કસુંબલી ભાનુની દેવદૃષ્ટિથી
દશે દિશા ઊઘડતી જતી હતી.

'દીઠું છે દૃષ્ટિએ, પાર્થ ! એક જ વૃક્ષનું વન?'
'હરિ ! આ ટોળનો ટોલ્લો પડ્યો આભલપારથી?
જ્વલ્લાનું જ્વલ્લું એ, કાળના કૈક બોલ શું.
જગતે જગઆશ્ચર્યો આપને શોધવાં ગમે.

ન્હાઈને નર્મદાનીરે સખાઓ આવતા હતા;
માથે આભતણું છત્ર, પૃથ્વી પાથરણે પટે.
લીલમલીલી વસુધામાં લીલમ પાય પાડતા.
સિંહો શા કૃષ્ણ ને પાર્થ જતા'તા સિંહની ગતે.
પૃથ્વી જોતી, વ્યોમ જોતું, ને કલિ કમ્પતો હતો.
હોલવાયા હતા તારા પ્રભાપૂરે પ્રભાતનાં;
દેવના દીવડા જેવો છેલ્લો એ તારલો હતો;
પૂર્વને ભાલ બેસીને ઊગતો સૂર્ય દાખતો.
હરિનાં હાસ્યના તેજે પ્રભાવન્તી થતી પ્રભા;
ગભીરું ગાજતી પૃથ્વી પાયના પડછન્દવે.
વનોમાં પૃથ્વીપાણીમા વાર્તાઓ હરિની થતી.
દ્વીપનીર કરે વાતો: 'આવ્યો કોક અલૌકિક,
ઉઘાડા આપણા આરા, પ્રાર્થી લ્યો છત્રછાંયડી.
લીલુડા વનની છાયા નિત્ય લીલા કરે જગત'
પરકમ્માવાસી સન્તો, ને યાત્રીઓ હરિસધના,
કરે ત્ય્હા પ્રાતઃસ્નાન નદીનીરે પ્રભાજળે:
ત્યાગ વૈરાગ્ય ઘોળેલી ત્રીજુ સંસાર-ભસ્મનું.
ઉદ્ધવ ભસ્મને ધુવે, ધુવે ધૂળ મહન્તજી,

ભરે-આપે તુંબીપાત્રો, કરે સેવા પરસ્પર.
આપ-લે કરતા સન્તો હરિના દ્વય હસ્ત શા.

અડાયાં ઇન્ધણાં વીણ્યાં, ઉખાડચાં ઝુંડ ઝાંખરાં;
નિષ્કંટક કીધા માર્ગો, ને નદી સમ નિર્મળા.

સંચરે સાધુ એ માર્ગે સૌમ્ય સાધુત્વથી સુહે.
ને ગઈ વનની વાટે વ્હાલુડી વ્રજયોગિની;

લાવી વનભંડારેથી સામગ્રી સાધુભોગની;
અને એ વનલક્ષ્મીમાં ભાવ કેરાં અમી ભરી

જમાડયા ને તર્પિયા ત્યહાં સૌ પરકમ્મવાસીને.
સંઘે તો દેહને પોષ્યા, પ્રાણ પોષ્યા હરિવરે.

હરિને વન્દી-વન્દીને, યાત્રિકોને હળી-મળી,
ભર્યાં ભાવે ભરી હૈયાં, ગયા સાધુ પરિક્રમે;

આરંભેલા ભરવાને અધૂરા પૂરવા પથો:
રેવા-પરકમ્મા પૂર્વે જગત્-પરિક્રમે જવા.

ને વિરમ્યો સંઘઃ ત્હારે સદા જાગ્રત હરિ કને
સુભદ્રા–રુક્મિણી આવ્યાં ચન્દ્રોની બેલડી સમાં.

વધાવ્યા હરિને વન્દી ગેબગંભીર મન્ત્રથી:
'બોલે છે કો બાળબોલે લાડી લાડી નદીજળો;

ધરતી શું કરે વાતો પાળે પાળે જ પાણીડાં.
સાંભળો હરિ! એ બોલ, અમો કૈં સ્હમજ્યું નહિ.'

રુક્મિણી એક ચક્ષે, ને બ્હેનડને બીજી ચખે
હૈયાભાવે ન્હવરાવી સૂક્ષ્મ કૈંક હસ્યા હરિ:

જગત્ સાંભળતી જોઈ આનન્દ્યા અવનીપતિ.
'સુભદ્રા! કલબોલો એ પ્રભાતે આજ સાંભળ્યા;
રાજેશ્વરી! આરે આરે છવાશે છત્રછાંયડી.
પૃથ્વીને, પાણીને, કહેજો, કહેજો કૃતાન્ત કાળને.'
બ્હાયમાં બ્હાંયને ગૂંથી ગૂંથેલી પુષ્પમાળશી,
પાર્થને લઇને ચાલ્યા દ્વીપના દ્વારમાં હરિ.
ચોમેર નીરનો ઘેર, દ્વીપ એ જળદુર્ગ શો;
ન્હાનેરી નમણી જાણે, બ્રહ્માંડની પ્રતિકૃતિ.
આભનાં પાણીડાં મધ્યે રમે બ્રહ્માંડનો મણિ;
'પાર્થ! આ દ્વીપમાં થાશે એકવૃક્ષી મહાવન;
પ્રાર્થે છે પાણીડાં પાળે, પ્રાર્થે છે પૃથ્વીનાં પડો:
હજારો વર્ષો પછીનાં પ્રાર્થે પ્રાક્રમ ભાવિનાં.
વિશ્વના પુષ્પ જેવો કો સંકેલેલા વિરાટ શો,
વૃક્ષ-વૃક્ષ શી ડાળીનો, ફાલશે વડલો અહીં.
એક-એક ડાળ મૂળ થશે કોટર-કોટર;
એક-એક મહાશાખા ઘટાળો વડલો વડો;
નર્મદા છલકી છોળો ધોશે કુંપળ-કુંપળ;
પાંદડે પાંદડે દેવો માંડશે દેવદીવડા.
રાત્રિએ રત્નદીપોથી સોહાશે રત્નમાળ શો;
ઘેરશે એ વનઘેર સીમાડો જળકોટનો;
અને મહાવનની એ નર્મદા પરીખા થશે.
પુણ્યના વૃક્ષવનની કરશે નદી પ્રદક્ષિણા.

શાખાઓ શિખરોઊંચી, ઘેરાવો જળદુર્ગ શો:
મેઘાળા આભથી જાણે નદીમાં મેઘ ઊતર્યો.
ઘેરગંભીર ગોરણો મન્દિર જાણે અગમ્યનું.
ચીતરેલી ચાંદરણે ઘેરી એ છાંયડી મહીં
પરકમ્માવાસી આવીને સ્હડ્યા થાક ઉતારશે.
યાત્રિકો જગયાત્રાના આવશે-ને જશે અહીં.
જાગશે કો મહાસન્ત, બોલશે બે તટો ભરી;
વણશે તારમાં તાર આત્મના પરમાત્મ શું:
ગાશે મર્દાનગી ગીતો મર્દોની કરતાલ લૈ.
એ મહાભાવનું આંહીં મંડાશે વર મંદિર;
વધાવશે સૂર્ય ચન્દ્ર વેરીને તેજ-તારલા.
નર્મદાનાં નીર વ્હેણો વહશે પુણ્યનિર્મળાં;
પાણીડાં આ થશે, પાર્થ! ઈશ્વરી-પરમેશ્વરી:
ગાજશે મર્મરો એના બ્રહ્મગાજન્ત મન્ત્ર શા.
ફર્કતા'તા કુરુક્ષેત્રે રથીઓના રથધ્વજો;
ફર્કશે વૃક્ષશાખાઓ એવા ધર્મધ્વજો અહીં:
વિક્રમી વીર યાત્રીને, તીરે આમન્ત્રતા, સદા.
શોધશે કુંજ કુંજે આ વિલાસીઓ વિલાસને;
મેધાવી પામશે મેધા, પ્રબુદ્ધો બુદ્ધિ પ્રાર્થશે.
જાગશે બ્રહ્મના ભાવ અબ્રહ્મણ્યને અહીં.
ઘટાના ગોરમ્ભમાં એ લેતી અનન્ત લ્હેરખાં,
બ્રહ્મ શા વડલા-પાયે વ્હેશે માયા શી નર્મદા.

જોગીઓના જોગ જેવો, બ્રહ્મની પાંખડી સમો,
કાળના ઢગલા જેવો, વિશાળો એ વટેશ્વર.
વિશ્વનો વડલો જાણે યાત્રાએ આવિયો અહીં!'
કલબોલે બાલિકાના એ છાલકો છલકી મીઠી;
શ્રી હરિના પાયપદ્મ નર્મદા લાડતી હતી:
તાતના પાયમાં જેમ લાડતી વ્રજયોગિની.
ધર્મની શીળી છાયાના, સહસ્રાબ્દીની વાતના,
સાંભળી હરિના શબ્દો પૃથ્વી-પાણી પ્રસન્નતાં.
આનંદાવતું સૌને, એ હરિનો હરિધર્મ છે.
એવે આભલના ઘાટ ગાજ્યા, ગાજ્યા નદીતટો;
ગાજી વિન્ધ્યાટવી સ્હામે ગાજ્યાં કૈં નીરનાં ઉર:
હતો ઉદ્ધવનો એક શંખ સાયંકથા તણો.
દિશે દિશે વેરાયેલો આવ્યો ત્ય્હાં સંઘ ધાઈને;
ઉદ્ધવ આસને બેઠા, પાર્શ્વમાં પાર્થ ને હરિ.
ચન્દ્ર ને સૂર્યની મધ્યે હતા આભલ ઉદ્ધવ.
અણુમાંથી ગિરિ સર્જ્યો કૈલાસે એકદા શિવે,
કહી પછી મહાશબ્દે એ મહાગિરિની કથા;
ને દાખ્યો અણુમાં બ્રહ્મ દાખ્યું જ્યમ વૃક્ષમાં વન.
ત્ય્હાં સન્ધ્યાનાં અણુઓમાં ચન્દ્રજ્યોત ઝગી ઊઠી.
અને પછી પરમ્ સત્ય સત્યઘોષે વદ્યા હરિ:
'સન્તો! આકાશ ને બ્રહ્મ વનો છે એક વૃક્ષનાં.'
સન્ધ્યા સાંભળતી, પૃથ્વી હર્ષતી, નદી નાચતી.

'અખંડને એક જ તત્ત્વ દાખતું,
પ્રચંડ શાખાજૂથને પ્રસારતું,
ને પાળપાળે જગતે ઝૂકી જતું,
આકાશ છે, આ વન એક વૃક્ષનું.
અશ્વત્થ ઓળ્ખો વિભુ જો તું વિશ્વનો.'

## અધ્યાય ૧૪ • વિન્ધ્યદ્વારે

તપોધનોની તપભોમમાં જતાં
આવ્યા વળી તાપસદંડ દંડીને;
તપસ્વીના સંયમમન્ત્ર છાટી ત્હ્યાં
સૌ સંઘ કીધો વ્રતદંડદીક્ષિત.

રાત્રિએ કીર્તનો ગાયાં, ઝીલિયા ભાવ બ્રહ્મના;
ચન્દની જાગરણ કીધાં, ભૂમિશય્યા કીધી પછી.

તારલાના રખેવાળાં, વાયુના પંખવા વડા.
પ્રભાતે પ્રભની પાંખે સંઘ સેજળ ઊતર્યો.

નર્મદાનાં પીધાં નીર અંજલિ મસ્તકે મૂકી,
વ્હાલથી વન્દના વન્દી યાત્રીઓ પન્થમાં પડ્યા:

દિશાઓની ગલીઓમાં, પૃથ્વીની પગદંડીમાં.
ન્હોતાં અન્ધાર કે તેજ, શીળું શાન્ત હતું જગત્;

આભમાં તારલા છેલ્લા પિચ્છો સંકેલતા હતા;
અન્તરિક્ષ ઉઘડતાં'તાં, પૂર્વકેરી અટારીએ:

ત્ય્હારે સંઘે પાંખ ખોલી તીર્થના પન્થ આલિયા.
જેવો મંદ વહે વાયુ એવો એ સંઘ ચાલતો;
પાયની પગથી જાતો, આભને ઉર ન્હાળતો :
ઝૂકેલી વનવાટે શું ભરેલી વાદળી વહે.
હરિ-રંગે રંગભીનો, અંગે ઉત્સાહ ફોરતો;
આનન્દે આત્મ આનન્દે હતાં ચક્ષુ ચકોર શાં.
અભિનન્દે આવતાંને, જતાંને વાટ વન્દતા.
ધીરે ધીરે ધરા માપે, તરે આભે ધીરે ધીરે.
સ્હવારે ઊગતા સૂર્યે ગયા કો ગામપાદરે;
પડયા'તાં ઝાડનાં ઝુંડો, હતું ઝુંડે સરોવર :
વિલોલ વનહૈયા શું, વાદળી વ્યોમછાંય શું.
સંઘ એ સરનાં નીરે ન્હાયો, ધોયો, તર્યો, રમ્યો;
ડાળે ડાળે ધ્વજો જેવાં વલ્કલોને સુહાવિયાં.
એ ધ્વજે ગામને ભાખ્યુ, આવ્યાં કો યાત્રીઓ સરે;
સંઘની કંઈ સદ્‌વાર્તા વને જઈ ગામને કહી.
ધાયા થોકે ગામલોક : 'અતિથિ અમ ઘેર ક્ય્હાં ?
તીર્થ છો તીર્થવાસી તો; પધારી કીધ પાવન.
વન્દિયે આનંદકંદ આજે આતિથ્યપર્વને.'
ગ્રામ્યજને લીધા વ્હેંચી અક્કેક સંઘવાસીને;
પાર્થને પુરશ્રેષ્ઠીએ, હરિએ હરિમંદિરે.
ગાતાં વાતાં સન્માનન્તાં પધરાવ્યા ગૃહે ઉરે;
જમાડયાં જુગતેથી ને ઓઢાળી વનકામળો.

પાય ધોયા, ભાલ અર્ચ્યાં, વળાવ્યા સાધુભાવથી.
માર્ગે મળ્યો કણાડી કો પુરમાથી સરે જતાં;
માથે હતો ભર્યો ભારો નીલ સાગર વાંસનો:
શું જાણે સળીઓ પાડી જળની જલરંગની.
સંઘે એ મૂલવી લીધો, વ્હેંચી લીધો સરોવરે;
તાપસોને કરે સોહ્યા દેવના દંડ વ્યોમિલા.
લીલુડા વાંસના ભારા આવ્યા ત્ય્હાં ઓજસે ભર્યા.
કહે એક કણાડી કોઃ 'કૌતુક કોતરે દીઠું;
કાલે ન્હોતા અંકુરો, ત્ય્હાં આજે છે વાંસનાં વનો.
કહો-કે ના કહો-કોક કારમાં પગલાં થયાં.'
હરિએ વીણીને લીધો વંશદંડ નીલાંબરી;
પૃથ્વીએ મોકલ્યો જાણે એવો એ પૃથ્વીનક્કર;
વનની વિભૂતિ જેવો, વનના રાજદંડ શો.
ને પછી હરિએ સંઘ ઉદ્બોધ્યો વનઘોષથીઃ
'તપધારી તપસ્વીઓ! ગાઢાં અરણ્ય આવશે;
ઢોળાવો ને રહડાવોની આવશે ગિરિઘાટીઓ;
વમળો વનાટવીનાં ઊભશે આડકોટ થૈ.
પાવલે પાવલે થંભો દેહનો દંડ માગશે.
તો ધારો તાપસદંડ મહાઅરણ્યવાસીનો;
વનની ડાળખી જેવો વાસન્તી વનલીલુડો:
યજ્ઞના ઇન્ધણા જેવો બ્રહ્મના બ્રહ્મદંડ શો.
હલેસું વનનું થૈને વનો તરી ઉતારશે.

પહાડો કાજળકાળા, અરણ્યો ઘનછાંયનાં,
આંખરાં ઝાડીનાં ઝુંડો, માર્ગમાં આવશે હવે.

પન્થીનો આ પંથદંડ કરશે પંથ પાતળો.
આ તો છે પ્રેરણાદંડ થાકયે યષ્ટિય યોગીની.'

ભણ્યા સયમનાં સૂત્રો, વનમન્ત્રો મૂકયા મહીં;
હરિએ સંઘને દીધી દીક્ષા તાપસદંડની:

વનો તરવા-ઊતરવા, ગૂઢા ઓળગવા ગિરિ.
પછી પુરજનોનેયે વેણુ પ્રોત્સાહનાં વધ્યા:

'વિન્ધ્યદ્વાર સમું, સાધુ! આ તો છે ગામ ગૌરવી;
વિન્ધ્યાટવીના દુર્ગોને ઊભુ છે ભડ મોખરે.

દક્ષિણાપથના પન્થે પન્થનુ દ્વારપાળ છે.
કરે છે ભાવથી સેવા યાત્રીની આવતાં-જતાં,

ભરેલાં ઘર ને ઉર ધરે છે યોગીને પદે.
આતિથ્યના આનંદોના ઊજવે છે મહોત્સવો.

હૈયાં ઊઘડશે એનાં ભાગ્ય ઊઘડશે સદા.'
'આપ અગમ્યવાસી છો,આપની આંખમાં અમી.'

પૂજારી દેવના બોલ્યા: 'ન્હાળો છો અણુને ગિરિ.
મુમુક્ષુ જેમ મૂર્તિમા પેખે છે પરિબ્રહ્મને.

અમારે સર આ એક, અમ ગામે નથી નદી;
કય્હાંથી? શુ આપીયે? ઊણા કોઠલા,આતળાવ શા.

ગમ્ય અગમ્યના ભેદો જાણો છો, જગજોગીજી!
નદીનાં નીર પેરે ના વહે સર નિરન્તર'

એ શબ્દો ઊડતા જેને હૈયામાં હરિને પડ્યા;
શ્રી હરિએ હૈયાભાવ વાંચ્યો એ પુરનો વડો;
મીઠડા અમૃતકંઠે અમૃતવેણુ ઉચ્ચર્યો:
'આપજો શતધા આથી, આપજો ધન ધોઇને;
આપજો આર્તને સાધુ! આપજો પાત્ર જોઇને;
સૂપડે સૂડલે દેજો: ભરાશે મેઘ શાં ખળાં.
આપે છે એહ વાવે છે, વાવીને શતધા લણે.
વિન્ધ્યાચળે જતાં માર્ગે આવે છે એક કોતર;
અખંડ નીરને વ્હેતું પાડશું પાણીબાર ત્હાં.
પૂજ્યોનાં પૂજન જેવાં આવશે પ્રેમપાણીડાં.
ત્હમારે પાદરે વ્હેશે નિત્યે ભરી ભરી નદી;
નર્મદાની પુત્રી જેવી, નર્મદાની જ અંશુલિ.'
'અમ પુરે થયા આપ અતિથિ એક ટંકના;
એક બોલે અમારાં તો ભર્યાં ભાણાં અનન્તનાં.
લૈને એકગણું કૈંક અનન્તગુણ આપતા;
એ તો મેહુલ કે આભ, કે અનન્તાક્ષ શ્રી હરિ.
સ્થાપીશું એ અતિથિને ઘરે ઘરે ઉરે ઉરે.
રાંકડી પૃથ્વીને ખોળે આપ છો કો અલૌકિક:'
જતાં જતાં પૂજારીએ ગદ્ગદ્ કંઠ નિર્ઝર્યો.
વનોની ઝાલરોમાં, ને ગામની ભાવસીમમાં
ગયોએત્હાંસુધીન્હાળ્યો, ન્હાળ્યોનેહલનેણલે.
ને પછી આંખડી વાળી વનોની પાર પૂર્વમાં.

'પાર્થ ! પેલો મધ્યદેશ પડચો વિસ્તાર વિસ્તરી;
પૃથ્વીના મધ્યબિન્દુ શો, જગત્‌કુંડળીચક્ર શો.
દિશે દિશે દિશાન્તોમાં ત્ય્હાંથી ત્રિજ્યિા વહે.
આરાવલ્લી ઉત્તરે છે, વિન્ધ્યના ઘાટ દક્ષિણે;
મધ્યમાં એ મધ્યદેશે રમે ને ઝરણાં ઝીણાં.
જાણે છે ત્હું, જાણું છું હું, જાણે છે જાગતું જગત;
એક એ ઝરણાતીરે ગાજે છે ત્ય્હાં મહોદધિ:
ગંભીરો જ્ઞાનવારિથી બ્રહ્મરત્ને ભર્યો ભર્યો'
'હા, મહારાજ! એ આજે મધ્યાહ્નને મધ્યદેશ છે;
પૃથ્વીનાં જ્ઞાન ને લક્ષ્મી ઢાળાયે છે અવન્તીમાં.
દેવોનાયે ગુરુદેવ વિરાજે ત્ય્હાં મહામુનિ;
ક્ષિપ્રાના ઘાટઘાટે ત્ય્હાં ગાજે છે જ્ઞાનસિંહલા;
તપે છે એ મધ્યદેશ પૃથ્વીમધ્યાહ્નના સમો.'
પાર્થનાં ઝીલીને વેણ પુણ્ય શાં પૃથ્વીપાવન.
કૃષ્ણચન્દ્રે કહ્યો કોડે ત્ય્હાં પરમ્ મન્ત્ર પુણ્યનો.
'ગાજે જે વનમાં સિંહ, મૃગોને ત્યાં જવાં કશાં?
આભથી મેહુલો વર્ષે, ત્ય્હાં શા કુવાર ફેરવા?
હું-તું માર્ગમૃગો, પાર્થ! ગૌરવી ગુરુ સિંહલા.
મધ્યદેશે મહર્ષિ છે, નથી એ માર્ગ આપણો;
એને છે બ્રહ્મરખવાળા, ઊભા છે ગિરિદુર્ગ થૈ.
સ્હામે વિન્ધ્યાટવી રેલે, વીંધી એ વિન્ધ્યને જશું'
પૃથ્વીના પાલવ ન્ય્હાળી, ન્ય્હાળી યુગની યાતના,

પાડી ત્ય્હાં પગલી સંઘે દાક્ષિણ્યે દક્ષિણાપથે:
અન્ધાર અમીથી ધોવા, ભાવથી ભવ તારવા.
ધારીને તાપસદડો શરો શા પ્રેમભક્તિનાં,
વીંધવા વિન્ધ્યાટવીને, હરિસંઘ જતો હતો:"
તાપસોની તપસેના સ્હડી શુ કલિ જીતવા!
ઊભી'તી પર્વતધારો દોહ્યલા દુર્ગકોટ શી;
શિલાઓએ શિલાઓની પાથરી પાથરી હતી.
આઘેથી મેઘના જેવા કને અંધારના સમા,
પૃથ્વીની પાર્થિવતાના પર્વતો ત્ય્હાં ઝઝૂમતા.
વનોની, વનવૃક્ષોની હરિમા હીંચતી હતી;
શામળી એ શિલાઓમાં લીલુડાં તેજ પાથરે.
આવ્યુ ત્ય્હાં કોતર એક ભરેલુ જળઝીલરે,
હરિએ પ્રારબ્ધ વાંચ્યુ પૃથ્વીનુ ગિરિઘાટનુ;
પ્રહાર્યો તાપસદડ ઘાટની એક ભમ્મરે.
શિલા અન્ધારઅન્ધારી પડી પોકારતી વડી;
ને છલન્તો-ઊછળતો વારિઘોઘ વહી રહ્યો.
ફુવારા ફોરતી સેરો, નીર આનન્દનાં જતાં;
હરિએ છોડવ્યાં જાણે કાળબાધેલ બન્ધનો.
નીર્ખીને હસતા પાણી પાર્થ મંદ હસી પડ્યો:
લેઈ એકગણુ દીધુ અન્તે હરિ! અનન્તધા.'
અને આવી પછી વર્ષા, ફાટી વિન્ધ્યાટવી ફૂટી·
પડ્યું મોદુ પાણી ખાર, ભરી ભરી નદી વહી·

ગુણ-ઓશિંગણુ ગામે સ્થાપ્યું ત્ય્હાં હરિમન્દિર.
વાગે ત્ય્હાં નિત્યશઃ ઘંટા, નિત્યશઃ થાય આરતી.
અને એમ વિન્ધ્યદ્વારે હરિનો સંઘ આવિયો.
ગોરભા વનના જેવું, પૃથ્વીના દુર્ગદ્વાર શું,
આભની વેલ વાળ્યા શું, હતું એ ગિરિદ્વાર ત્ય્હાં.
ઉન્નતમુખ ઊર્ધ્વગામી અનન્તના ગવાક્ષ શું.
વૃક્ષો ને વેલીઓ કેરાં પત્રપુષ્પો ગૂંથી ગૂંથી,
શિલાઓએ શિલા માંડી કીધું'તું ગિરિતોરણુ:
ગહરું ગભીરું ભવ્ય, મહેન્દ્રના ધનુષ્ય શું.
એ તોરણે છબી સંઘ વળૂંધ્યો વિન્ધ્યદ્વારમાં.
ઉદ્ધવે શંખ પૂર્યો ને જગાડ્યા એ ગિરિવરો;
કહે જાણે: ન્હમ ઘેર આવ્યા છે આ હરિવર.

વિલોલનેત્રે વ્રજગોપરાજ શા,
ધીરે ધીરે ધેનલ શો ચરાવતા,
દ્વારામતીનો લઈ સંઘ શ્રીહરિઃ
વિન્ધ્યાટવીના વનદ્વારમાં ગયા.

## અધ્યાય ૧૫ · ભીલ્લ રાજાનો ભાઇલો

વિહાસતા, ને વનદેવતા સમા,
વનશ્રીની વત્સલતા સ્વીકારતા;
વિન્ધ્યાટવીના વનચોક વીંધીને
યાત્રી ગયા એ ગિરિરાજ-નેસડે.

લૈને સંઘ ચાલ્યા જગદાધાર ગિરિગિરિના ઘાટમા,
વદને અનલેના તપે અંબાર વનવગડાની વાટમા.

આછા આછા ગોરાદેના ચીર, અબર એવા આભમા,
શિખરેશિખરો ધિંગડ ને સુધીર, આભલગઢના થાભલા

ગૂથી ગૂથીને ડાળ શુ ડાળ ગૂથી'તી જગજાળીઓ,
ઝુંડે ઝુંડમા પડી'તી વિશાળ ચોકની ચારુ થાળીઓ.

શૈલે શૈલે શિલાએ શિબિર શી માડી મઢૂલીઓ,
સરે ઝરણે ભરે ભલા નીર સલૂણી સાહેલીઓ.

ચારે કોર જૂથેજૂથ ઘાસ, જોગીની જટા સમા,
હતા વનવીરના ત્ય્હા વાસ ઉઘાડા એ આભમા.

ચ્હડ્યો સંઘ ગિરિધારે ધારે આભલની અગાસીએ,
નાખ્યો જઈને ઝરણ કેરે આરે પડાવ તીર્થવાસીએ,

પાથરી પૃથ્વી મૃદુલતાની પેર પાવલમા વેણી પડી,
ધરતા ઉપર ઘટાઓના ઘેર છત્રે શીગી છાયડી

વિચરી વન વીણવા વ્રજનાર વનશ્રીની બ્હારમા,
પડિયો પદરવનો ઝણકાર ઝરણના ઝણકારમા

મ્હેંક મજવનિતા મ્હેક મ્હેક સમીરણની લ્હેરમા,
ત્ય્હા તો શૈલશિલા ગાજી એક. 'કુણ છો ગઢઘેરમા?'

પત્રપુષ્પની છોગલમા ભાત, ગૌરવ હતુ ગામઠુ,
ઊભલો છીપરપાટે કિરાત, સોહે સુન્દર કામઠુ.

એના વદનનો તાપ અમાપ, ઘૂમરી ખાધી ઘેલૂડે,
હતુ હાથમા હેમનુ ચાપ, રતન જડ્યા છેડવે

દીઠી માનવની ડોલમડોલ ઝરણકેરા તીરમાં;
નાખ્યા મુખની મહુવરના બોલ ગિરિગિરિના ગીરમાં.
શિલા શિલા થઈ માનવરાજ આયુધબન્ધ બન્ધવા;
ત્‍હાં તો દીઠા જાદવમહારાજ જગતની જ્યોત શા.
'અહ્યા! કુણછો જગતની જ્જાળ? ગીરવાની આ ઘેરમાં!'
કૈંક કુમળી પડી કંઠમાળ એ પૂછવાની પેરમાં
બોલ્યો પાર્થ પ્રચંડશરીરઃ 'અમે તો યાત્રાળુઓ'
'ધર્મના કે અધર્મના વીર?' 'ધર્મના ધર્માળુઓ'
જોયાં નિઃશસ્ત્ર નર ને નાર ન્હાતાં ઝરાનીરમાં.
આવ્યો ગિરિનો ગૌરવી સંસાર ઝરણના એ તીરમાં;
'ત્‍હમે ધરતીમાં રમતેલા રામ, ધરમના ધજાગરા;
આવ્યા અમ ગીરવાને ગામ, ઉતારો ઉજાગરા.
વીણો વન, પીઓ વ્હેતાં પાણી, થાકપને ઝંખવો,
ગીરવો કરશે ત્‍હમારી મ્હેમાની, વાયુ વાશે પંખવો'
કેડી કેડી મહીં ગેડીદાર ગયા, ઘડીમાં વળ્યા;
પાકાં વનફળના ફલાહાર ક્ષણમાં ઢગલે ઢળ્યા.
જામ્યો સંઘ, વચ્ચે નંદનંદ વનભોગને ભોગતા;
સ્‍હામે ઝૂક્યાં કિરાતનાં વૃન્દ વનફળને આરોગતાં.
'છો તો શાતામાં? ગિરિના સપૂત!' હરિએ માંડી વારતા;
'નથી દૂભતાને દિલડાના દૂત?–અધૂરા કો ઓરતા?'
જેવાં ઝાડીનાં ઝૂમખ ઝૂલે, એવાં શીર્ષ ઝૂલિયાં;
છછણે જળ-છાંટયાં તેલ તપેલે,-છછણ્યા, પછી બોલિયા.

'શાને ખાળો આ ગરવાં ગીર? હલાવો હૈયા-ખીલને?
અમને છાંટીને ટાઢા નીર દઝાડો કાં દિલને?

હું છુ પાષાણોનો અવતાર, પાષાણોનો રાજવી;
નીતરું નીરપોચો નરાતાર, જૂની થાયે જ્ય્હા નવી.

હતો ધરતીના ધણુરવ ધામે અમારો એક ભાઈલો;
મ્હેલો ઝરણાના પગમા વિરામે એ દેવ અમ મ્હાઈલો;

એના રણઝણતા ખાણટકારે વાઘણવાઘ ભાગતાં;
એની હાકલ કેશ હુંકારે સૂતા શત્રુ જાગતા.

અમ વડુવાનુ ધીંગડ ધનુષ્ય, સોનલ દંડે શોભતું,
હતું વીરનુ એહ આયુષ્ય અમૂલખ ઓપતું.

વણુ અંગૂઠે, આગળરમતે, ઊડતાં પખી પાડતો;
કહેતો: ઘૂમત ને જીતત જગતે, અંગૂઠો જો હોત તો.

વસમી વનવગડા કેરી વાટે બેઠો છે એ ભાઈલો;
એના આભલી શા ઉછળાટે ઊછળે ણીકણુણાઈલો.

એક ચકવે કરવાના ઉધામા નાખતો અમ રૂહાઈલો,
ગ્યો 'તો ભણુવાને દૂરદૂર દેશ રાજવીઓના વાસમા;
અમ વીરનો વનવરવો વેશ, વસતો કુશના ઘાસમા.
ગુરુની મૂર્તિ રાખી સમક્ષ બનીયો એ બાણાવળી,
ચાપે બાણુ ચ્હડાવી વીરચક્ષે વીંધતો દર્ભની સળી.
જાગી કોકને જોગણી ઈરખા, અંગૂઠો માગી લીધો;
જીત્યું જગએમ હઈડામાં હરખ્યા, દિલઅંગારઓને દીધો.
પછી સાભળ્યુ ઉત્પાતો જાગ્યા પૃથમીના ને ધૂતના;

દિલની રાજવટોમાં દવ લાગ્યા  મૂવા વણમોતના.
કહે છે સરવો સાગરિયો છે એક, ઉકેલ્યાં એણે ગૂંચળાં;
મહારણમાં ધરી અહાલેક ઉગાર્યાં પંચ પૂતળાં.
અહીં જળી ગયો હઈડાગુફામાં અમારો એહ ભાઈલો;
એક ચકવે કરવાના ઉધામા નાખતો એમ ક્હાઈલો.
મ્હણે મ્હોઢે છે ઝરણ ને વારિ શિલાઓ ઓઢલ એ;
અખંડ ઝગ્તીયે આ જલાધારી ઠારશે શું પોઢલને?'
વાયુ થંભ્યો'તો વાત સાંભળવા કિરાતની કારમી;
રાત જંપી'તી લાગી નીંગળવા, ઝરણમાં જઈ શમી.
આછાં આછેરાં તેજનાં પીછાં અન્ધારાં તરી જતાં;
ઝીણી ઝાંઝરીએ આછેરાં આછાં અજવાળાં ત્યહાં આવતાં.
હરિનાં નયણાં ખોતરતાં'તાં ધરતી ઝરણ બીજું ફોડવા;
પાર્થ-પ્રજ્ઞાને સ્મૃતિઓયે હરતી ઝૂરતાં ફરતાં ઝાડવાં.
ઘેરો વિન્ધ્યમંડળનો ઘેરાવ, વચ્ચે રાયનો નેસડો;
ઝણકે જેવો ઝરણ કેરો ભાવ, હરિનો બોલડો પડ્યો;
'એની અમૂલખ ગુરુભક્તિ ભવ્ય, અજીત જગ જીતી ગયો.
એ તો અમ્મર છે એકલવ્ય, અમૃતને એ પી ગયો.'
વમતા શંકરગણની અલગારે વાઘણ ગીત ગાવતી;
ચમક્યા વીજળીને ચમકારે ભૂતાવળના રાજવી.
'કુણ છો?સાચું કહો;આડીવાટે ક્યહાંથી આ અમ પ્હાડની?
કોક દેવ છો ધરતીને પાટે, જાણો દિલની-ઝાડની.'
હરિ વીણતા'તા પડિયેલા ભંઠ ધરતીના ને ઉરના;

પછી બોલિયા ગદ્ગદ કંઠ ભર્યાં ભાવપૂરમાં
'એકલવ્યનો નથી આજે દેહ, અમર દેહવ્હાઈલો;
શૂરો ત્હમ બાવનવીર એહ અમારોયે ભાઈલો.
એના અંગૂઠામૂલે આખો હાથ આપે અમ આ સખા;
હોલવો અગન, હો ગિરિવરનાનાથ ! હશેએલેખોલખ્યા'
હરિના સૌજન્યરંગની ભાત નયને જઈ નાગરી;
મ્હોરી ઊઠયો આંબલ શો કિરાત, સુજનતા પાગરી.
ડુંગર-ડુંગરે દવ સમી દહતી વીતકની એ વારતા,
ત્હોયે મેહુલ અઢળક વહતી ઊચરી એ ઉદારતા.
'નવ જીત્યો જગત ગિરિનાથ, ભલે આ જીતે આભલો;
લોધ્યે લાખેણો એહનો હાથ પાછો ના'વે ભાઈલો.
જાણો જગનું, જાણો છો જગપાર, મા'નુભાવ છો વડા;
ત્હમે દેવલ શો આભ-ઉદાર અમારા રંક નેહડા'
'વને વન અને પહાડે પહાડ પ્હાડીઓ એને પૂજજો;
ખેડી પ્રાક્રમ પૂરજો એના લાડ, એને જોમે ઝૂઝજો.
જ્યહાં જ્યહાં યશગીત, ત્યહાં એકલવ્ય, વીરો જગદ્દોહ્યલો;
હતો ક્ષાત્રધર્મનું મહાદ્રવ્ય, ગાજો એનો સોહેલો.'

અંગુઠ દૈને ગુરુદક્ષિણા દીધી,
પાર્થે ધર્યો ગાંડીવહસ્ત મૂલમાં;
કિશોરકાળે હતું ક્ષાત્રતીર્થ જે,
એ દ્રોણશાળા ગિરિગીરમાં દીઠી.
નેત્રો ભીંજાયાં ગુરુબન્ધુને સ્મરી

## અધ્યાય ૧૬ - રાત્રિનું વીરપર્વ

અજવાળીને પ્રાકમી શૃંગશૃંગને,
આકાશને અન્તર જવાળ નાખીને;
કિરાતવૃન્દે ગિરિગોખ ઊજવ્યો
એ રાત્રિએ ઉત્સવ એકલવ્યનો.
ને રાત્રિનો દિવસ કીધ દીપતો.

પડછાયા પ્રલંબાયા ઝાડના પ્હાડના પછી.
વસ્તુઓથી વડેરીયે છાયડી પૃથ્વીમાં પડી;
સ્વજનોનાં સ્મરણોશી, યશસ્વીના યશો સમી.
ગમ્યાગમ્યથી ઘેરેલી ગેબીલી સ્હાજ એ હતી.

અક્રૂરે શંખય પૂર્યો, ને સઘ એ સાબદો થયો;
સંભરી તપ-સામગ્રી અરણ્યો ઉગ્ર ખેડવા.

ધણેણ્યા ગિરિના નેહો સંઘના શંખને ધ્વનિ.
જાગ્યા જોધ શૈલશૈલે, જાગી વિન્ધ્યાટવી વડી,

શિલા ગુફા વિષે દીઠો સંઘને સાબદો થતો,
વાઘ-છલગે છલતા આવ્યા ત્ડકા ભીટલરાજવી.

ગિરિ બોલે એમ બોલ્યા ગૌરવી ગિરિવાણીથી :
'મ્હેમાનો! મન મ્હોટા છો વડેરા છો જી આભથી;

કરીને પ્હાડને ઠાલી ગયો એ, ને જશો ત્હમે ?'
'ગયોઓ!''હા,ગયોછેએ.''ના,ના;નથી-નથીગયો:'

થયો એહ વાર્તાલાપ હૈયાભર્યો મિતાક્ષરી.
ને પછી હરિએ એનો ભાષ્યવિસ્તાર વિસ્તર્યો:

'આંખથી જાય છે એ કૈં જગમાંથી નથી જતા;
હૈયેથી જાય છે એહ થાયે અલોપ નિત્યના.
નથી ગયો હૈયેથી એહ, હૈયેથી ન જઇશ હું;
આંખમાં નહિ, હૈયામાં અમે રૂહેશું સદા અહીં.
વેલી નથી, વડલો છે ત્ર્હમારું હૈયું, રાજ ! હો !'
ને વડલા શા ભીલ્લરાયે વડલાવેણુ નાખિયાં:
'સાચું છે; અમ હૈયેથી ભૂંસાયો નથી ભાઇલો;
અખંડ એહની મૂર્તિ બેઠી છે ગિરિએ ગિરિ.
આંખડીથી જશો ત્હોયે હૈયેથી ન જશો ત્હમે;
હૈયેથી જે ભૂંસાયો, એ જગે ભૂંસાય નિત્યનો.
પાણીમાંના લીટા એ તો, કોલના ત્હાડ કોતર્યો.
કરો ત્હોયે મહા મ્હેર, રહો આજની રાત આ;
પીઓ પાણી ઝરાનાં,ને આરોગો વનનાં ફળો:
માણો વનની મ્હેમાની, મ્હેમાનો ભાવભોમના.
સૂર્ય છો, સૂર્યની સ્હામે સ્હવારે દિ ઊગ્યે જજો;
અસૂરા આવિયા માની આજની રાત રૂહો ભલા.
નથી કો નિત્યના વાસી જગે મ્હેમાન-મેહુલા '
અમી શો યજમાનોનો રંગઉમંગ મૂલવી
રાત્રિપડાવ સંઘે ત્ય્હાં કીધો ઝરણપાળમાં.
હરિ ગયા રાય સંગે શિલાઓની મઢૂલીએ;
ત્ય્હાં ભાળ્યા ઇન્ધણા કેરા ભારાઓ વૃક્ષવૃક્ષ શા.
'શિખરે શિખરે આજે એનો કરીશું ઉત્સવ;

મ્હાડે મ્હાડે ચિતા માંડી કરીશુ જાણ આભને :
કે હતો જુગજોદ્ધો કો ભાઇલો બિટલરાયનો.'
એ રાત્રે મ્હાડ બાળ્યાનો થયો પછી મહોત્સવ.
પ્રજળી મશાલ મ્હાડોની પ્રજવળ્યા અગ્નિસ્તંભ ત્ય્હાં;
દિશાદડ શાં ઊભેલાં ગિરિનાં શિખરો જળ્યાં.
ચોસઠ જોગણી કેરાં જળ્યાં ચોસઠ થાનકો;
કૈલાસીગણુના સળગ્યા ઝૂકેલાં ઝુંડ ઝાડવાં.
મ્હાડે મ્હાડે ઝાડ બાળ્યુ, ડાળીઓ સળગી ઊભી;
તણુખા-દાણા વેરાણા, જ્વાળાઓ આભમાં ગઈ.
જઈને કહી દેવોને વાર્તા એ એકલવ્યની.
બળતાં ઈન્ધણાં લૈને નાચ્યુ કિરાત-રાવણું;
રમે રાચે ઘૂમે ઘેરે, જાણે ભૈરવ-ભૈરવી.
મધ્યે હોળી વૃક્ષ-ઊંચી, ફરતો ઘેર ભીલનો;
ખેલી ખડ્ગ પટાબાજી રચે ઈન્ધનવર્તુળો.
જલાવી ડુંગરા કીધો ઉત્સવ એકલવ્યનો;
ભીલોના ભાઇલાને ત્ય્હાં સ્થાપ્યો પર્વતપર્વતે.
ને હરિએ છટ્યા હૈયે વર્ષાવ્યાં વરદાનને :
'હતો એ ડુંગરદેવ ઉચ્ચરે એમ ડુંગરા;
મ્હાડે મ્હાડે પૂજજો, ને માંડજો ભાગ્યભાગ્યમાં.
ભવ નહીં ભૂલે એને, કાળ સંભારશે સદા,
અને એના પર્વપર્વે આવશે દેવદર્શને.'
ને પછી ગિરિઘેરેથી આવિયો બોલ ગીતનો.

ગાતી’તી કિન્નરીઓ કો કિન્નરકંઠ ખોલીને,
મ્હેમાનના મેહુલાના મહિમાને મહામને.

મહેમાન મેહુલાના વીર, મહેમાનની મ્હોટપ વડી રે;
મેહુલો મહેમાન લગીર, મેહુલાની મ્હોટપ ઘડી રે.

મેહુલો વર્ષે ને વાય, મેહુલાની મ્હોટપ ઘડી રે;
મહેમાન હરખે ભીંજાય, મહેમાનની મ્હોટપ વડી રે.

મેહુલાનાં ભીંજવે છે નીર, મેહુલાની મ્હોટપ ઘડી રે;
મહેમાન ભીંજવે છે ઊર, મહેમાનની મ્હોટપ વડી રે.

મેહુલો આવે ને જાય, મેહુલાની મ્હોટપ ઘડી રે;
મહેમાન મનમાં સદાય મહેમાનની મ્હોટપ વડી રે.

મેહુલો ધરતીનો દેવ, મેહુલાની મ્હોટપ ઘડી રે;
મહેમાન હૈયાના દેવ, મહેમાનની મ્હોટપ વડી રે.

મેહુલો મહેમાન લગીર, મેહુલાની મ્હોટપ ઘડી રે;
મહેમાન મેહુલાના વીર, મહેમાનની મ્હોટપ વડી રે.

એ રાત્રે કૈલાસ-કેન્દ્રે ધ્યાનમાં ધૂર્જટિ ધૂણ્યા;
હિમાદ્રિના હેમકૂટે નર્તી ઊઠી ભૂલાવળો.

ચિતાઓ શૃંગ શૃંગે ત્ય્હાં જળી માઝમરાતની;
પડેલાં ગાઢ ને ગૂઢ અન્ધારાં ઉજ્જ્વળાં થયાં.

મેઘશબ્દે ભીલો ગાતા વહે હૈયાની વીજળી;
વીરવીરોત્સવે ગાજ્યાં વિન્ધ્યાટવીનાં મહાવનો.

જલાવીને ચોસઠ શૃંગમાળને,
ભૂખી-રૂઠી ચોસઠ તર્પી જોગણી;
ને જોગણીએ ધરપાઇ ધાઇને
ભર્યાં ઝરા જંગલ ઝાડ પ્હાડનાં.

## અધ્યાય ૧૭ • માતંગમુનિ

હૈયાં વિશાળાં વનવાસીનાં વનો;
મહર્ષિઓ આશ્રમ આશ્રમે સુહે;
ગુફા ગુફા માનવના મણિ ભરીઃ
અરણ્ય છે આશ્રમવાસી સન્તનાં.

સ્હવારે સૂર્યરશ્મિએ સોનાનાં શિખરો કીધાં,
ત્ય્હારે સંઘે રજા લીધી ભોળા એ ભીલરાયનીઃ
હસાવીને હુલાવીને, હૈયે હૈયાં મિલાવીને.
વૃક્ષ-વૃક્ષે, વેલી-વેલે—સૌને સંઘ હળ્યો મળ્યો.
શિલાઓ નીતરી નીરે, પાષાણો પીગળી પડ્યા.
પાર્થને પ્રણમી, કીધી હરિની પાયવંદના.
કિરાતે હરિને દીધું તીર એક ત્રિશૂળ શું;
ફળે ફળે, ઉડે તો, એ પરોવે શું ત્રિલોકને!
અને એ ગિરિના રાય વીરવાણે છટ્યા પછીઃ
'અરણ્યો ઓળખે આને, ઓળખે ઘાટઘાટીઓ;
જપે છે જપ ભૈરવના, બોલે છે પ્હાડ-હાકલે.
રખોપું સંઘનુ થાશે અરણ્યોમાં ઊંડાં ઊંડાં.

નથી કે નારનું, આ તો રખોપુ એકલવ્યનું'
હરિ હસ્યા; હસી હેતે લીધું એહ ત્રિશૂળને;
હૈયે ચાંપી ચખે હેરી, દીક્ષા શું પાર્થને દીધું.
ફળો આપ્યાં,ફૂલો આપ્યાં-વનશ્રીની વિભૂતિઓ;
ઝરન્તાં ઝરણાંતીરે પછી આપી વિદાય ત્યહાં.
ઊભા આ તીરમાં રાય, પેલે તીરે હરિ ગયા;
અને બે ગિરિઓ વચ્ચે ઝરન્તું ઝરણું વહે.
વિન્ધ્યાટવી અરણ્યોમાં વળ્યો સંઘ સુહાગિયો;
પાવલે માપતો પૃથ્વી, આંખથી આભ માપતો.
દેવનાં મંદિરો જેવા ગંગાના ઘાટ ઘાટમાં,
એવાં વિન્ધ્યાટવીશૃંગો મંદિરશિખરો સમાં :
ને શિખરધ્વજો જેવાં શૃંગ-શૃંગે તરુ હતાં.
શૃંગ શગે મહીં દેવ વિરાજે શૃંગમંદિરો.
આભલાંના ઘેર પેરે ઝઝૂમે ઝુંડઝુંડ, ને
શિલાઓની ગુફાઓ શાં કોટરો વૃક્ષવૃક્ષમાં.
પારધી વસતો એક એહ કોટર-ભીતરે;
વનના દેવ શું રૂપ, નેણુગી બાણુ વર્ષતો;
પલ્લવો બાહુએ પાયે, છોગલે કાન્ત કેવડો.
દૃષ્ટિના દોરથી એના, ફોરન્તી એની ફૂંકથી,
ટીશીનાં સંપુટો ફાટે, કળી ને કુંપળો ફૂટે;
ડાળખી ડાળખી ઘેરે પત્રનાં ઝૂમખાં ઝૂલે.
પાયે ચાંદરણાં ઢાળ્યાં, માથાં હેળે ઘટા-ઘટા;

પાંદડે પાંદડે રહોતી સૂર્યની પગલી પડે;
દિશે દિશે દ્રુમદુર્ગો, દિશા એકે દિસે નહિ;
પર્વતો મેઘમાળા શા, વીજરેખા શી કેડીઓ;
એ કેડીમાં જતો સંઘ, પાયમાં પાય પૂરીને;
કુંપળો પત્ર પુષ્પોયે સંઘનાં ભાલ ચુંબતાં.
પડયા'તા વનના ચોક ગાઢ એ વનઘેરમાં;
ઢળ્યા'તા બાહુએ બંને પડદા વનવેલના;
અને માથે મહાવૃક્ષો તોરણે હરિને હતાં.
સંકેલી વેલીપટ એ આવિયા વનરાજવી;
સ્હડાવેલાં ચાપબાણ, ટોલે ઝૂમખછોગલે.
'કુણ છો? ક્ય્હાંથી આવો છો?' પૂછી કેડી પૂરી ઊભા.
પાર્થ આગળ આવ્યો ત્ય્હા પ્રણામી તપસીવિધ્યે,
ત્રિશૂળ દાબવ્યું પાર્થે બાણ શું બીલીપત્રના.
કાળ કે દંડ શો સ્હોતો દારુણ વનદંડ એ.
અક્ષૌળી બાણ શું બાણ કેડીથી અળગા થયા;
શૂળને શૂળપાણીને વીરની કીધ વન્દના:
ભમતા ભૈરવ જાણે શંભુના દંડને નમ્યા.
વાઘને વાઘણ એવે કેડીને ફૂદતાં ગયાં,
ઝૂકેલી ઝાડીના ઝુંડે વાંકડી વનવાટમા.
વીરને વસીયું એ તો યાત્રીના માનભંગ શું;
સ્હડાવ્યું બાણ ચાપે, ને ઊગામ્યું વાઘની દશે.
'નહીં-નહીં સ્હડાવો એ ચાપે બાણ, ચતુર હો!

વાઘ જે દી ન્હોર મારે, તે દિને બાણ મારજો:'
ઘટામાંથી ઘોષ આવ્યો, બોલી જાણે ઘટાછટા.
આવી વૃદ્ધ ઊભા એક વૃક્ષોમાં વૃક્ષરાજ શા.
અર્પી વાર્ધક્ય વર્ષોએ તેજસ્વી કીધ દેહને;
વિશાળા ભાલને પાટે વર્ચસો વેદનાં હતાં.
એક હસ્ત વનદંડ, બીજે જલ કમંડલુ;
હતાં નીતર્યાં નેત્રો, મુદ્રા મહર્ષિની હતી.
ઉચ્ચર્યા આણુની વાણુ મેઘશબ્દે મહર્ષિના.
'એ તો છે આશ્રમવાઘ વને આશ્રમવાસીનો;
ઓળખો છો અનલેને વનના વાટ-રક્ષકો.'
નમાવ્યુ નમણું ચાપ, ઉતાર્યું બાણ કાળ શું;
વનરાજા સમો વાઘ નમ્યો એ વ્યાઘ્રસ્વામીને,
નમ્યો વીર નમે જેમ ક્ષત્રિયો બ્રહ્મતેજને.
પછી ગયો વનવાટે વીંધીને વનવાટને;
અને એ ઋષિજી બોલ્યા ઉરની આતિથ્યવાણુથી:
'અહો!આજેધન્યભાગ્ય,આવ્યાછોઆઅરણ્યમાં;
દિસો છો જગના યાત્રી, પધારો મુજ આશ્રમે.
નથી દૂર, નથી દર્પી; ઓ પેલો આખમાં ઊભો.
તમેક્યહાંવિનઆક્યહાંનેહુંક્યહાંઆઅનલેક્યહાં?
આકર્ષી અહીં લાવ્યો કો ઋણાનુબન્ધ પૂર્વનો.
ત્હણે ત્હેલા ગુફાઘેરે મ્હારો એ અનલો વસે;
પાસે પર્ણકુટી મ્હારી, કને નિર્ઝરણી ઝરે:

વાઘ ને વાઘણ વચ્ચે એકાન્તે વાસ ત્ય્હાં વસ્યું '
'અમે તો જગના યાત્રી, આપ છો અનભેપતિ;
જ્ઞાની છો, અવધાની છો, વિધાતા વિન્ધ્યપાદના.
જ્ઞાનનાં વન-આતિથ્ય આપનાં આજ માણશું :'
વદ્યા મૈત્રી તણી વાણે હસી ઝીણું ઝીણું હરિ.
સ્વીકાર્યું આતિથ્ય વનનું, સન્માન્યુ બ્રહ્મતેજને;
ધીર શબ્દે વેણુકંઠે આવ્યાં ઋષિરાયને.
સંચર્યાં આશ્રમે; નાખ્યો વૃક્ષછાયે પડાવ ત્ય્હાં,
ફૂલોહતાં, ફળોલીધાં; ન્હાયા, પીયા, રમ્યાજમ્યા.
પ્રકાશ્યા પૃથ્વીયાત્રાળુ ઋષિના બ્રહ્મતેજમાં.
શીળા સમીરણો વાયા, સંઘ આરામમાં ઢળ્યો;
ઘટાએ છાંયડી ઘેરી પાથરી આભછાંયડે.
ઝરાતીરે વટવૃક્ષે જામી ત્ય્હાં ગોષ્ઠિ ગેળની;
જાણે બે વનવેત્તા કો વનનાં પાંદડાં ગણે.
ગુફામાં કાન માંડીને સુણતાં વાઘ-વાઘણ;
ભણે હુંકાર અનભેના અનભેનાથ નાથને.
'કહોજી, આ અરણ્યોમાં નિહાળ્યું ગૂઢ તત્ત્વ શું ?
ગિરિમાં ને ગુફાઓમાં શીખ્યા હો એહ શીખવો;
ઉઘાડો આત્મભંડારો, સંચ્યું હો એહ દાખવો :'
નિત્યના નિજના કંઠે શિષ્ય-શબ્દે પૂછે હરિ.
'કપરો પ્રશ્ન પૂછો છો, માગો છો અર્ક આયુનો;
જીતો છો જીવન મ્હારું આપ તો એક પ્રશ્નમાં.

આ શું હમે અણુ માગ્યું? કે આ માગ્યો વિરાટને?'
જોયું ગુફા-દિશામાં, ને અનલે-હુંકાર સાંભળ્યો;
અરણ્યો ડોલતાં દીઠાં, સુણ્યા શબ્દો અગમ્યના:
અરણ્યો વાયુની વાણે બોલે છે 'હે હરિ! હરિ!'
ગુફાઓ ઝરણાંઘોષે ઉદ્દગારે 'હે પ્રભો! પ્રભો!'
નથી મૂંગું ક્ષણે કે કો આભ કે કોઈ આભલું.
મેઘબોલે મેઘકંઠે 'બ્રહ્મ' 'બ્રહ્મ' જગત્ ભરે;
પ્રૌઢાં પ્રકૃતિનાં શાસ્ત્રો ઉચ્ચારે પ્રકૃતિપતિ.
એ સુણ્યું મ્હેં અરણ્યોમાં, સાંભળ્યું એહ સૃષ્ટિમાં'
બ્રહ્માંડના એ બ્રહ્મમન્ત્રે હરિએ સાથ પૂરિયો:
'સુણ્યાં અગમ્યનાં સૂક્તો, સાંભળ્યાં શાસ્ત્રવિશ્વનાં;
વસો છો વાઘમાં વાસો, કીધા વશ વનેરુને.
વિરલા વનવાસી છો મહાભાગ મહામુનિ.
ભૂતકાળ વીત્યો વેદે, વેદે ભવિષ્ય વીતશે;
ગુરુને ગુરુપુત્રોને ભાવે સંભારજો સદા.'
કહીને હરિએ લીધી ઋષિની પાયવંદના.
કંઠની માધુરીએ એ સ્મરણોને જગાડિયાં;
નિહાળી મુખમુદ્રાને, નીર્ખી રેખાવળો પડી:
અને અન્તરની આંખે સ્મરણો આવીને ઊભાં.
મૌન ત્યાગી મુનિ ગાજ્યા મિત્રના મેઘગાજથી:
'અને તું શું નથી કૃષ્ણ? સાંદીપનિ મઠે હતો;
મધ્યદેશે અવન્તીમાં આવ્યો કાલિંદી-તીરથી.

મામાને કાકાને મારી ખેલી ખેલો મહાવને.
મરતાનો સાહસવીર, વિધિના શર શો શૂરો;
ઝાડ પાડે, વીજ ઝાલે, મેઘને ચક્ષુમાં ઝીલે,
વાયુ સંગે કરે વાતો, પ્રશ્નો પૃથ્વીને પૂછે;
આભ અળવીતરો મ્હોટાં મહીમન્થન મન્થતો.
સુણે ક્ષિપ્રાજળે મન્ત્રો, આથડે આમ્રપલ્લીમાં.'
શાળાફાળ અવન્તીનો સાંભળે, ને હસે હરિ;
શ્રી હરિ હસતા તેમ વનો મુનિ ગજાવતા.
'હા-હા; એ જ-એ જ; તું છો ગુરુનું ગુણગૌરવ.
જમનાઘાટ છાંડીને વસ્યો જૈ જગછેડલે;
સાગરે સાગરિયા થૈ ભર્યો સાગરને થશે.
પ્રેમપત્ર વિદર્ભથી લાવ્યા'તા માહરા પિતા;
ત્હમે છો દ્વારિકાસ્વામી, રુક્મિણીનેહનાથ છો.'
વનકુંડે ઢળ્યા ત્ય્હા તો શ્રી હરિ હરિમા સમા:
'અને ત્હમે છો માતંગ, વિન્ધ્યના ને વિદર્ભના;
ક્ષિપ્રાના ઘાટના, સૌમ્ય, સાધુતા-વેદથી ભર્યા.
આંખે દીઠા,પ્રીછ્યા ત્યહારે સામગાનો સ્મર્યો જૂનાં.
મૃગછાલા પ્રજાળી મ્હેં, ઉગામ્યો વ્રતદંડ ત્ય્હાં;
પૃથ્વીપડે પડ્યો દંડ ખંડ ખંડ-ત્રિખંડ થૈ.
હસ્યા ત્હમે, હસ્યો હુયે ને હસ્યા વનગોઠિયા.
ત્હમારી વ્રતછાલામાં વસ્યો'તો છૂપલો કલિ.
પછી તો વરસો વીત્યાં, ઊગ્યા એ દિન આથમ્યા;

ગંગોત્રીની વારિધારા ગંગાદ્વારે નહીં જડે.
દાખવું ત્હમને, ચાલો રાજપુત્રી વિદર્ભનાં.'
સુભદ્રા ફળ પોતાં'તાં રુક્મિણી ફોલતાં ફળો;
ટ્હેલતા ટ્હેલતા આવ્યા ત્યહાં માતંગ ને હરિઃ
આવિયા ગજની ચાલે ગજો યૌવન ઓઢીને.
'રાજેશ્વરી! ગુરુબન્ધુ ત્હમારા–માહરાય આ.'
ત્ય્હાં તો આશ્ચર્ય-આનન્દે આનન્દ્યો સંઘ એ સુણી;
સુભદ્રા રુક્મિણી ઊઠયાં, પ્રણમ્યાં મુનિરાયને.
'ક્ષિપ્રાઘાટે ગુરુદેવે ભણાવ્યા એમને–મ્હને.
ને પ્રેમળ! એમના તાતે વરાવ્યાં છે મ્હને–ત્હને.
એમના તાત લાવ્યા'તા દ્વારિકે પ્રેમપત્રિકા.
વિદર્ભ દ્વારિકા ક્ષિપ્રા ત્રિવેણી દડકે મળી;
મહામહી નથી મ્હોટી, પૃથ્વી હૈયાળી જેવડી.'
અને સોનામજરી શા પરાગે રાણી પ્રસ્ફુર્યાંઃ
'અહો! માતંગ! ત્હું વીર! અહીં ને આ અરણ્યમાં!
વેદમાતંગ માતેલો, ક્ષિપ્રે હરિની હારનો.
આત્મા આનંદમાં છે? ને છે આ વૈકુણ્ઠ શાં વનો?'
'તો તો મહિયરે, વીરા! ભાભી આજે ભૂલાં પડયાં;'
ભાભીને પ્રસ્ફુર્યાં ભાળી હસ્યાં હાસ્યે નણંદણા.
સામ-ગાનો પછી ગાયાં માતંગે હસ્તિકંઠથી;
ગાજતી'તી જેમ ક્ષિપ્રા દંડકારણ્ય ગાજિયુ.
હજારો ચક્ષુઓ ઢોળી, હજારો આશિષો વહી,
પૃથ્વી ને પ્રકૃતિ દેવી રુક્મિણીને વધાવતી

વિન્ધ્યાટવીની વિપુલા વનશ્રીમાં,
વ્યાઘ્રેશના એ અનલે ગુફાતટે,
પ્રગલ્મ પ્રૌઢા પ્રકૃતિ—ઉછંગમાં
રાજેશ્વરી મ્હૈયર માણતાં હતાં.

## અધ્યાય ૧૮ · દ્વારિકાનાં રસછાંટણાં

સોહામણાં એ સ્મરણોથી પૂર્વનાં,
શ્રી કૃષ્ણને રુક્મિણીને વધાવીને,
માતગ વિન્ધ્યાટવીના મહામુનિ,
એકાન્તમાં સંચરિયા ઊંડે વને.

છાયાઓ પાડતું જાય ભૂત કો ભૂતકાળનું,
ગયા મુનિ; અને સંઘ ભાવિના પંથમાં પડ્યો.
પાયમાં દ્રવતાં હૈયાં, હૈયામાં દ્રવતા હરિ.
ઓળગી ગિરિના ઘાટો, વટાવી વિન્ધ્યનાં વનો,
પૃથ્વી-પાર્થિવતા જોતો, દેવની દીપ્તિ ઝીલતો,
જગત્ જોતો ગયો સંઘ સૂર્યની પુત્રીના તટે.
પૃથ્વીને ભાસ્કરે પૂર્વે દીધું'તું વરદાન જે,
સલૂણી સરિતા થૈને વ્હેતું'તું વરદાન એ.
વિધિની નખરેખા શી, વસુધાની વસુવેલ શી,
મધુરાં લ્હરિયાં લેતી વનોમાં વહતી જતી;
નિર્મળા નમણા રૂપે નેણલાં હરતી હતી.
કાન્તિની કળીઓ જેવી મૃગીઓ ને મૃગાક્ષીઓ

મીઠપના મનોભાવે મ્હાલતી'તી તટે ત્યહાં.
ત્હોયે હશે અધૂરી કે મધુરીનીય માધુરી
મ્હેકતો મોગરો, ચંપો ચપેરી ચારુતા ઝરે,
ટ્હેકતો જળઘાટોમાં સુગંધોત્કટ કેવડો,
રસીલાં નર ને નાર હતાં જાણે હીરાકણી.
નિહાળી રસની ભોમ વધ્યા રસે રસેશ ત્યહાં.
'ઉર શાં મીઠડાં નીર રૂપ શી મીઠડી ધરા;
હેતે હરિમન્દિરનો આદરો ભોગછપ્પન.
સાગરના સળરસે રસાળામાં રસો પૂરો.
આતિથ્ય લૈ દામ ઠામે ઉરના ઓરતા પૂર્યા;
દ્વારિકાની મહેમાની ભદ્રે! રુક્મિણી દ્યો હવે.
રસેન્દ્રી, પંચ જ્ઞાનેન્દ્રી, કવિતાના રસે રસો;
અધૂરી આરઝૂ પૂરો, કોડ કોડામણા કરો.
ન્હોતરો આ નીરલોક, ન્હોતરો વનદેવતા;
ન્હોતરો સૂર્યની પુત્રી, સન્તાનો સૂર્યપુત્રીનાં;
ગુણવન્તાં ગોરાદેના નેસને ન્હોતરો ભલા.
થશે રસકલા નારી, વીરપુત્રો થશે નરો.'
હતો ન્હાનકડો નેસ ગોરાદે દેવીનો ત્યહાં;
ઝરન્તી દહીં ને દૂધ રમન્તી ધેનુઓ ત્યહીં.
ન્હાનેરા એ નેહમાંથી, ધેનુઓ દુહોઇ દુહોઇને,
ગોરસો લેઈને આવ્યાં ગભરુ ગોપગોપીઓ :
મીઠડી કળીના કંઠે ગાતા'તાં ગીત મર્મીલાં.

યોગિનીએ ફૂલો વીણ્યાં, સખા પાર્થે ફળો લણ્યાં;
વસુધાના વસુઓના રસો ઉદ્ધવ લાવિયા;
સુભદ્રા–રુક્મિણી સંગે શ્રી હરિએ કલા પૂરી.
અને ત્ય્હાં ઊજવ્યો એમ દ્વારિકાનો રસોત્સવ.

હરિનાં ન્હોતરાનેહે આવી ત્ય્હાં વનદેવીઓ;
ને લાવી અમૃતકુંભો વનોમાંથી વનશ્રીના.
ધરામાં દેવીઓએ તો છાંટ્યાં અમૃત-છાંટણાં.
*જમ્યા; રમ્યા; માધુરીમાણી મહીની મહેમાનની;*
સૂર્યની પુત્રીને તીરે શોભના દ્વારિકા ઊગી :
ઢોળાયા ઢગલે ઢગલે શૌર્ય સૌન્દર્ય ને રસો.

ને પછી કિરણો બોલે એવું શ્રી હરિ બોલિયા.
'રાજેશ્વરી! સુભદ્રે હો! ઉદ્ધવ! પાર્થ હો સખા!
વિશ્વવિરાટની સંગે ઘુમાવો આ મૃગી મૃગો.
રસો એ ન રસાભાસ, રૂહે રસો ધર્મઘાટ જો.
કોકિલા મોરના શબ્દે ગાવ અક્કેક કીર્તન;
વર્ષાતી વાદળી પેરે એહને ઝીલશે મહી.
બોલો આયુષ્યના બોલ, બોલ આયુષ્યના થશે'
ગાયાં ગવાડ્યાં ચારેયે પછી ત્ય્હાં હરિકીર્તનો,

પ્હેલાં રાજેશ્વરી ફોર્યાં ફોરી ચંપકની કળી;
રુક્મિણી નિર્ઝર્યાં, જાણે ચન્દ્રની ચન્દની ઝરી.
હેમની કે રૂપાની કે ગુંજે મોતીસરી ગીતો,
એવું રુક્મિણીએ ગાયું મિઠું મંજુલ મંજુલ.

આવો અમારે નેહનેહડે, લાખેણા રાજ!
ખાતે ખેલીશું હરિ! ફૂલદડે, લાખેણા રાજ!

ચોકમાં પુરાવું કંકુ સાથિયા, લાખેણા રાજ!
ચન્દને છંટાવું ચીર સુહાગિયાં, લાખેણા રાજ!

ભાવે ભરાવું ફૂલમંડળી, લાખેણા રાજ!
કેસરે કોરાવું રંગકુડળી, લાખેણા રાજ!

લાવશે વિધિ સૌભાગ્યચૂંદડી, લાખેણા રાજ!
આલશે સાવિત્રી અખંડ દીવડી, લાખેણા રાજ!

આવો આયુષ્યને ઉદ્ધારવા, લાખેણા રાજ!
અવનીનાં અન્ધારાં પ્રજ્જવાળવા, લાખેણા રાજ!

હૈયાં હરશો તો અમે અર્પશું, લાખેણા રાજ!
અધૂરાં હશે એ કોડ તર્પશું, લાખેણા રાજ!

ડગલે-પગલે હું હરિ! નીતરું, લાખેણા રાજ!
આવો તો આજ નેણલે પૂરું, લાખેણા રાજ!

ચન્દ્રિકાને ચોક ચાલે ઈન્દ્રધનુની વેલડી,
રુક્મિણી ચાલતાં એવું રૂપની રંગજ્યોત શાં.

પછી મીઠપના બોલે મ્હેકી મોગરની લતા;
સુભદ્રા ભદ્ર બંસી શી અન્તરિક્ષ ભરી ઢળી.

નીરદેવી, તીરદેવી, ઝીલતી વનદેવીઓ.
આજની ઘડી તો આનંદની, આનન્દીલાલ!

જગતે ઢોળાણી પૂનમચંદની, આનન્દીલાલ!
અવધૂત છો યુગના યોગેશ્વરા, આનન્દીલાલ!

બ્હેનડના બોલના પરમેશ્વરા, આનન્દીલાલ!
ભાઇબીજે અમ ઘેર આવજો, આનન્દીલાલ!

ભાવભીની ભાભલને લાવજો, આનન્દીલાલ!
માતાને વ્હાલ આંજીશ આંખડી, આનન્દીલાલ!

અક્ષય આયુની બાંધીશ રાખડી, આનન્દીલાલ!
વસુધાના માડીજાયા વીર છો, આનન્દીલાલ!

જગતની નાર ત્હારે વીરીઓ, આનન્દીલાલ!
મહીયરિયે માવડીના મ્હોડ છો, આનન્દીલાલ!

સમુદરિયે બાપુના કોડ છો, આનન્દીલાલ!
પસલીમાં દીધો છે પારસમણિ, આનન્દીલાલ!

જગતે ગાજુ છું વીરની બ્હેનડી, આનન્દીલાલ!

ઊડન્તા યોગની પાંખે આભમાં યોગી ઉદ્ધવ;
ગાજ્યા એહ પછી ગીતે કેકા નાંખી મયૂરની.
વિશ્વના ઘાટઘાટોમાં રસીલા રમતા વસે;
આરૂઢયા'તા સમાધિમાં બ્રહ્માંડે ચક્ષણક્ષમાં.
ડોલાવી કલગી કાન્ત બોલ્યા એ યોગમોરલા.

હરિ! ત્હારી અલબેલી દ્વારિકા, પ્રબુદ્ધ બુદ્ધ!
જગનાં આવે ત્યહાં શુક સારિકા, પ્રબુદ્ધ બુદ્ધ!

સાગરિયા! સાગર શો ઊછળો, પ્રબુદ્ધ બુદ્ધ!
રત્નો ને અમૃતો અવની ઢળો, પ્રબુદ્ધ બુદ્ધ!

જગતે આવ્યા છો જગઉદ્ધારણે, પ્રબુદ્ધ બુદ્ધ!
તરણી થયા છો તરણતારણે, પ્રબુદ્ધ બુદ્ધ!

સૂર્ય અને ચન્દ્ર ધાર્યો નેણુલે, પ્રબુદ્ધ બુદ્ધ!
વેણુ વાગે છે સુખને વેણુલે, પ્રબુદ્ધ બુદ્ધ!

આશાની તન્ત્રીને વગાડતા, પ્રબુદ્ધ બુદ્ધ!
જુગજુગને જગને જગાડતા, પ્રબુદ્ધ બુદ્ધ!

આભલ થઈ છાવ છો વસુન્ધરા, પ્રબુદ્ધ બુદ્ધ!
અગમ્ય છો કોક એ આભલપરા, પ્રબુદ્ધ બુદ્ધ!

ધિંગડ આ ધરણીના ધર્મ છો, પ્રબુદ્ધ બુદ્ધ!
બ્રહ્માંડમર્મનાયે મર્મ છો, પ્રબુદ્ધ બુદ્ધ!

ને પછી મેહુલો બોલ્યો મેઘકંઠે મહાસુખે;
હૈયાભર્યા સખાભાવે, મહી માનવતા સમો.

સાંભળે શ્રોત્રવતાં સૌ, ને સાંભળે મનુમંડળ;
સાંભળે શ્રુતિની પેરે સૃષ્ટિ ને સૃષ્ટિપારનાં.
મ્હા મેહુલની ધારે જીવનનો ઝરો ઝર્યો.

આભલને શૃંગ વીજળ ઝલમલે, જયન્ત જ્યોત!
રાજે છો જગેશ જગતછોગલે, જયન્ત જ્યોત!

વિશ્વની વસન્તમાં રમણે ચ્હડયા, જયન્ત જ્યોત!
કુરુક્ષેત્રે અશ્વદંડ લઈ ખડા, જયન્ત જ્યોત!

હૃદયલોમે હૃદયથી સમીપ છો, જયન્ત જ્યોત!
જગતની કુંજે જગતદીપ છો, જયન્ત જ્યોત!

કારમા જગકાનને કુંજરસખા, જયન્ત જ્યોત!
લલિત લોકલોકને લોચન લખ્યા, જયન્ત જ્યોત!

જયાજયે ધનુષ્યના ટંકાર છો, જયન્ત જ્યોત!
રથીના મહારથે ઝંકાર છો, જયન્ત જ્યોત!
કાળનીયે કવિતાની પ્રેરણા, જયન્ત જ્યોત!
નોધારા બ્રહ્માંડની છો ધારણા, જયન્ત જ્યોત!
અનન્તને આંગણે વિરાટ છો, જયન્ત જ્યોત!
વિશ્વના છેલ્લા વિશ્રામઘાટ છો, જયન્ત જ્યોત!

આજેય ત્હાં અમીછાંટણાં ઊગે,
આજેય ત્હાં એ રસરૂપની કલા;
એ દ્વારિકાના રસની રસીલીઓ
રસેશની ત્હાં મૂકી ગઈ રસિકતા:
ને કીધી સોહાગિણી સૂર્યપુત્રીને.

## અધ્યાય ૧૯ · અલિપ્ત દર્શનયોગ

રસીલીઓ શું રસભોમમાં રમી
અરણ્યમાર્ગે હરિસંઘ સંચર્યો;
અલિપ્ત, આસક્તિસૂનો, તપોનિધિ,
વનશ્રીના વૈભવને વિલોકતો,
સંસારમાં પ્રાણપરાગ વેરતો.

વસન્તની વાદળી શો જતો સંઘ વનેવને.
રુક્મિણી કુન્દનજ્યોત, સુભદ્રા ચંદચંદની,
ભાવનીતરતા ભીના વ્રજયોગિનીમંડળે,
સૂર્યપુત્રી તટે વાવી દ્વારિકાની રસિકતા.

રસો વાવી રસીલીએ પુણ્યની પાળ પાળવી.
વનનાં દેવદેવીએ છાટયાં અમૃતછાંટણાં;
ફળી ખીલી થયાં પુષ્પો, પુષ્પો પુણ્યે પ્રફુલ્લિયાં.
વનોમા સરિતાઓમાં હરિસઘ ગયો પછી;
વસન્તનાં દેવદેવી વેરે વને વસન્તિકા.
સેન્જળ ભૂમિમાં એહ વહે છે વનમીઠડી,
હરિની લ્હેર ને મ્હેર જેવી, આઠેક સ્રોતિકા;
ભૂખરો ધરતીરંગ વનલીલાથી રંગતી.
વર્ષામાં પૂરમાં લ્હેકે, શરદે લેતી લ્હેરિયાં,
સરિતાઓ વહે જાણે હૈયાની સરવાણીઓ :
ભક્તિની, પ્રેમની કોક, કૃપાની, કરુણાની કો.
ઓળંગી એ જળસ્રોતો વટાવી વનની લીલા,
શ્રી હરિનો જતો સંઘ રથીના રથસંઘ શો :
તાપથી ધમધમતો, વૈરાગ્યથી વિલાસતો.
મધ્યાહ્‌ને ત્યહાં મધ્યસૂર્યે આવ્યુ પદ્મસરોવર.
ઘટાઘેરે થાક ખાવા ઊતર્યો સંઘ યાત્રીનો.
હરિની એ નાવડીઓ નાંગરી ઝાડીઝુંડમાં.
શ્રી કૃષ્ણ ને કૃષ્ણબાળા વીણવા વનને ગયાં;
પડયાં પુષ્પ ને પત્રો, પડેલાં ફળને વીણે.
પ્રગલ્ભ એ પિતા-પુત્રી હીંચતાં હેત-હીંચકે;
આનન્દે વનને વન્દે યોગનાં યોગીઓ પરમ્.
મહા-વિભૂતિ વર્ષાવે હરિનાં દર્શને વનો.

પહોંચ્યાં સરવરપાળે લેતું'તું સર લ્હેરિયાં.
પાંદડાંના રથો માંડી ભદ્રાદેવી તરાવતાં;
લીલુડાં પાનનાં સર્જે રુક્મિણી રથઘોડલા.
ઊભી'તી ઘેરઘેરાવે ઘટાઓ વનદુર્ગ શી;
શીળા સમીરણો વાતા શાન્તિના ઉરશાન્તિના.
અને એહ અનિલોમાં ડોલતા પદ્મડોડલા;
ઝીણા જળતરંગોમાં ઝૂલતી પદ્મછાંયડી.
'પદ્મસરોવરે જો આ મન્ત્રો દર્શનયોગના;'
મોરલી-મીઠડા બોલે વિલોકીને વદ્યા હરિ.
'વાંચે છે પ્રકૃતિ-મન્ત્રો આલેખ્યા પ્રકૃતિ-મુખે ?
સુણે છે સરના શબ્દો વિશ્વના વિશ્વપારના ?'
'વાંચુ છું હુ સદા, તાત! આપની એક આંખડી.'
આંબાને છાંયડે ઊભાં મોર-ઢેલડ નાચતાં;
ભરી તળાવની કુંજો કેકા નાખી ગજાવતાં.
કલ્લોલે કોકિલા લોલ પ્રાશીને આમ્રમંજરી.
ઢેલ ને કોકિલા જેવાં ભદ્રા-રુક્મિણી આવિયાં.
પુણ્યાળુ પ્રેમભક્તિનાં, દુર્લભ દર્શન યોગનાં,
અહીં દર્શન છે, પુત્રી! અહીં પદ્મસરોવરે:
પરાગો ઢોળવા લાગ્યા પ્રફુલ્લી પદ્મ શા હરિ.
ત્ય્હાં તો મ્હેંકી ઊઠી મ્હેંકે યોગિની આમ્રમંજરી:
'દાખે છે આભના ઓળા તરગાવળમાં જળો;
દાખે છે મુખડું મ્હારું, છાંયમાં પડી છાંય શું.

પિતા! પૃથ્વીની પાળે શું પરમ્ દર્શન-યોગ એ?
'અરીસો જગનો આ તો, આ તો છે જગઆંખડી;
તુજને ને મુજનેયે સુણાવે શબ્દ સત્યના.
સત્યાસત્યની પૃથ્વીમાં વિરલાં સત્યવાદી તો.
સત્યવાદી દર્પણ છે, સત્યવાદી સરોવર;
દેખશે જે, દાખશે તે ઉછાળી જ્યોત સત્યની.
સત્ય છે સૃષ્ટિને શૃંગે, સત્ય છે સૃષ્ટિભાલમાં.
ને સત્ય-દર્શનથીયે વડો દર્શનયોગ છે;
લખી છે સરનીરે આ ઋચા દર્શનયોગની.
વીણી લ્યો વેણુલાંએનાં, ભરી લ્યો ભાગ્યઝોળીઓ.
આંબાની ડાળપેં ઊંચે જેવાં આમ્રફળો ઝૂલે,
નાળિયેરી પદ્મ એવાં ઝૂલતાં સરનાં જળે.
હાસ્યે જાણે હસંતાં, ને ઉર–પરાગ ઢોળતા
રાજનાં ભાવિમાં જેમ નિવાસે ભાવિ લોકનાં,
લોકનાં ભાગ્યમાં જેમ ભળે છે ભાગ્ય રાજનાંઃ
પદ્મે સર – સરે પદ્મ શોભાવતાં પરસ્પર.
'લખે છે અહીંયાં મન્ત્રો પ્રકૃતિ પ્રેમભક્તિના.
મ્હણે મૃણાલિનીનાળે હંસીઓ હંસલા રમે;
આપે લે એકબીજાને વીણી મૃણાલની ડૂ ખોઃ
પ્રવર્તે આપ-લે એવી દંપતીની ગૃહે ગૃહે.
અને પેલા નીલપત્રે, કોમળા કેળપાન શા,
પ્રફુલ્લી પાંખડી પદ્મ પેખે છે સૂર્યદેવને;

દૂર દૂર, કને ત્હોયે; આઘે આઘેય આંખમાં.
સાયંકાળે જશે સૂર્ય, ભીડશે પદ્મપાંખડી;
પ્રફુલ્લે દર્શનયોગે, બિડાયે સૂર્ય આથમ્યે.
એવો છે પ્રેમનો સૂર્ય, એવું છે પ્રેમદર્શન.
કોટિધા યોજનો કાંઈ વિશ્વનાં વચમાં પડ્યાં;
સૂર્યદર્શનથી ત્હોયે પદ્મનાં લોચનો ઠરે.
સવે આનંદના ઓઘ દૂરનાં દર્શનામૃતો.
સલૂણાં હંસહંસીનો જગે સંયોગયોગ છે
અને છે દર્શનયોગ સોહાગી સૂર્યપદ્મનો.
સાત્ત્વિકાલિપ્ત, ને નિત્ય; રસિકો રસમાં રમે.'
વર્ષાની વાદળી વર્ષે ઝીલે પૃથ્વીની અંજલિ;
આયુષ્યની અંજલિએ ઝીલતી હરિ વેણુલાં,
પાંખડીના પરાગે ત્હ્યાં ફોરી રૂહે વ્રજયોગિની.
'પ્રકૃતિશાસ્ત્ર જેવું છે, મોહું પદ્મસરોવર.
ભણે છે ગૂઢ મન્ત્રો એ પુણ્યાળુ પ્રેમભક્તિના.
પિતા! મ્હેં ઝીલિયાં વેણુ; આપનાં વેદવેણુ છે.
દ્વારિકે દ્વારિકાધીશ સાગરપાળ સાગરે
પેખશે હર્ષે પેખી, વ્રજમાં વ્રજયોગિની.'
આનન્દ્યા આનંદ-મૂર્તિ, પુષ્પ પુષ્પે પ્રફુલ્લિયા;
ને પછી મુખથી પુષ્પો વેર્યાં પાંખડી પાંખડીઃ
'તું તો છો માનવપદ્મ,– બ્રહ્મની બ્રહ્મચારિણી;
તાહરાં દિવ્ય ચક્ષુઓ પેખે બ્રહ્માંડ વીંધીને.

બ્રહ્મતીર્થની યાત્રી તું પંખિણી પ્રેમભક્તિની.
ને કહું છું મન્ત્રશબ્દો સન્તને ને અસન્તને,
ગૃહસ્થીને, ગૃહિણીને, મહામાનવવંશને.
કોયે મા ભૂલશો ક્‌હ્યાંયે સંસારની અલિપ્તતા;
લેપાતા નહિ સંસારે વસી સંસારનાં જળે:
એહ ઉદ્દબોધ ઉચ્ચારે જળ ને જળપદ્મ આ.
અલિપ્ત દર્શનયોગ નિષ્કામ કર્મયોગ શો
રમન્તા ઘૂમતા આભે મેઘના આભને અડે;
ઘૂમે સંસારે ર્‌હોયે ના સ્પર્શે સંસાર સન્તને.
એહ છે દર્શનયોગ એહ છે સ્પર્શ-સંયમ;
પેખવું હર્ષવું હૈયે; લોભાવું નહિ સ્પર્શવા.
દિને ભાસ્કરનાં ભર્ગ, રાત્રે ચન્દ્રની ચન્દ્રિકા,
ઝીલે છે સૌ; અડ્યા કોણે સૂર્ય કે ચન્દ્રને કદી?
આંખડીના મોહ એક, એક રૂપની લાલસા,
સર્જે સંસારનાં નર્ક, સર્જે દાનવ દેવના.
કલા-સૌંદર્યને નામે પૂજાયે આજ લાલસા.
દેહસ્પર્શી દાનવો, ને આત્મનો આત્મને નભે;
સ્પર્શો? વા બ્રહ્મ દર્શો છો? શાસ્ત્રોને દર્શનો કહ્યાં.
સૌંદર્ય એ નથી માટી, સૌંદર્ય તો સુગંધ છે.
કોણે મુગટ મઢ્યો તારો? કોણુ આભલને અડ્યું?
કોણે આલિંગિયો સૂર્ય? કોણે ચુંબ્યો જ ચન્દ્રને?
સૌંદર્ય છે દર્શ દિવ્ય, સ્પર્શ છે રૂપ-લાલસા.

આયુષ્યો બોલશે, આંખો ઉચ્ચરશે અનુભવો;
સ્પર્શઅધિકી કવિતા છે જગે દર્શનયોગની
સ્પર્શ ન એ નથી સત્ત્વ, દર્શનયોગ દેવનો;
માટે સંસારી! સંસારે રહેજો સત્ત્વમાં સદા.
આનન્દે રાજસો સ્પર્શે સાત્ત્વિકો દર્શથી રીઝે;
એટલી પત્નીઅધિકી બ્હેનડ નિઃસ્પૃહી જગે.
ને રમે આંખને વર્ણે, ત્રૈગુણ્યપર આત્મમાં;
જેવા પ્રેમના ભક્તો ને વ્રતાળી વ્રજયોગિની.
સ્પર્શનયોગથી, સન્તો! દર્શનયોગ છે મહત્;
ત્વચા રમે બ્હામ્હંતે, આંખડી આભમાં ઊડે.
સ્પર્શ પાર્થિવ પૃથ્વીનો, દર્શ બ્રહ્માંડ-બ્રહ્મનો.
નથી પ્રાપ્તિ એ જ પ્રેમ; દર્શનયોગ દોહ્યલો:
નિર્મળો પુણ્યપુણ્યાળો, પૃથ્વીપીયૂષ શો પરમ્.
ને પ્રેમભક્તિનો યોગ યોગોમાં યોગ છે મહત્.
રૂડી આયુષ્યવાડીમાં પરાગે પ્રેમભક્તિના
રુક્મિણીએ-સુભદ્રાએ કૃષ્ણ ને પાર્થને જીત્યા.
ને વડી વ્રજબાળા આ યોગિની પ્રેમયોગિની;
પૃથ્વીધેનલની પુત્રી, વત્સા વિશ્વવિરંચિની.
પામજો પુણ્યના યોગ પૃથ્વીમાં મનુવંશ સૌ.
દુર્લભો મનુપાદેહ, દુર્લભો પુણ્યપન્થ છે,
દુર્લભા પ્રેમભક્તિ, ને દુર્લભો બ્રહ્મયોગ છે.'
વાગ્ધારા વહતી'તી એ વિશ્વે અમૃતધાર શી.

હતા એ હરિમન્ત્રો તો પરાગો લોકલોકના.
વીણીને વિશ્વલક્ષ્મીને હરિ વિશ્વ વધાવતા
ને રમતો રમતો આવ્યો સૂર્ય પૃથ્વીની સેંથીમાં,
ત્‍હારે રુક્મિણી ને ભદ્રા સરેથી સદ્મમાં વળ્યા;
થતું હરિની શબ્દ-પાંખે જાણે બ્રહ્માંડમાં ઘૂમ્યાં.

વાડીભરેલાં નહિ ફૂલ વીણવા,
અસ્પૃશ્ય રૂહે પુષ્પસુગંધ ઝીલવા :
અલિપ્ત એ દર્શનયોગની ઋચા
પ્રફુલ્લ ત્‍હો પદ્મસરોવરે હતી.

## અધ્યાય ૨૦ - દંડક-દર્શન

જેવાં જળે એ કમલિનીના વનો,
એવા હતા દંડકના અરણ્ય ત્‍હાં,
પ્રશાન્ત, પ્રાચીન, પરાગપ્રાક્રમી,
છોગાળવા-રાજલ પૃથ્વીછત્ર શાં

'રાજ્યશ્રી! નીરખો નેણે દંડકારણ્યના વનો'
સુણ્યુ એ ગિરિએ આભે, સુણ્યું એ વિધિએ વને;
સમાયા સાગરે જૈને એ શબ્દો કૃષ્ણચન્દ્રના.
મેઘ ને વીજળી જેવા ઊભા'તા કૃષ્ણરુક્મિણી.
શૃંગને ટોડલે જાણે હંસ ને હસલી ઝૂકયા.
ગયા'તા પાર્થ ને ભદ્રા તાપસકુંભ લેઈને,
આષાઢી વાદળા જેવાં, પાણીડાં ભરવા ઝરે.
આજની જળસેવાનો વારો ત્‍હા એમનો હતો.

શિલા-શિલા પાય માંડી, તપસ્વી દંડ ધારીને,
મ્હડચો'તો ગિરિએ સંઘ પૃથ્વીના પંથ ખેડતો:

વિશાળાં જગને જોતો વિશાળી દૃષ્ટિ માણતો.
પગલે પગલે પૃથ્વી  ધારે રૂપ નવાં નવાં;

ચિગ્યાં'તાં ચિત્રસ્વામીએ ચિત્રો ચિત્રવિચિત્રત્યહાં.
જગત્ અભ્યાગતો જેવી યોગિનીઓ વને ગઈ;

હરિ ને રુક્મિણી ચાલ્યાં ગિરિનુ શૃંગ શોધવા.
'સૌ-સૌનાં કર્મમાં રંગી માણે સસિદ્ધિ માનવો.'*

હતા ત્ય્હાં શિખરે જોગી, છોગલે છત્રછાંયડી,
ભસ્મ, રુદ્રાક્ષની માળા, કન્થા કામળ જોગનાં.

વન્દી એ વનના દેવ,  વન્દીને એ ગિરિવર,
અગાસીના ઉછંગેથી  મ્હડાવી ધર્મની ધ્વજા.

કૃષ્ણે રોપ્યો ધ્વજદંડ, ફરૂક્યો પટ રુક્મિણી.
ફુંકાયો શખ ઘૂંટાતો, ઝંઝાવાતની વેણુ શો;

એ ઘોષે ઘૂમરી ખાઈ ઉદ્બોધ્યુ વિશ્વને વડા.
ને પછી મોરલી-બોલે કહ્યું રુક્મિણીરાણીને:

'રાજ્યશ્રી! નેણલે નીખો દંડકારણ્યનાં વનો.'
ન્હોતી નિર્ઝરણી એક, ન્હોતું સરવું સરોવર,

આભના પડછાયા શો  હતો એ વનસાગર.
પાથર્યાં'તાં ઝુંડઝુંડો  પૃથ્વીઉરે ગિરિશિરે.

---

* ગીતા

'આ વનોમાં વિદર્ભેથી આવ્યાં'તાં આપણે, હલે!
આ મહાવન વીંધીને ગયાં'તાં દ્વારિકાપુરીઃ
વહે વનો વીંધી જેમ રમન્તાં હાથી–હાથિણી.
આપણો રથઝકાર સુણો આ ઝાડીઝુંડમાં'
'હરિ! એ દ્‌હાડલા મ્હારા કોડકોડામણા હતા;
તે તિથિએ નાથ! મ્હારા ચન્દ્રને ચન્દ્રિકા વરી.
વાદળી રમતી આવી, રમી રૂહે મેઘપાંખમાં.
રજની ઊતરી મ્હારે, પ્રગટ્યો દિન મન્દિરે;
આભમાં સૂર્ય ઊગ્યો'તો, એવો જીવનમાં ઊગ્યો'
'ન્હાળો પણે ઊંડે ઊંડે, પાથરી પેલી ખીણમાં;
શિલાએ આથડીને ત્ય્હાં રથચક્ર ખડ્યું હતુંઃ
અને પૃથ્વી ઊભી'તી આ વિસ્તરી વ્યોમ જેવડી.
ત્હમે ઝાલી વાગ અશ્વે, ચ્હડાવ્યુ રથચક્ર મ્હેં;
ત્ય્હારથી વાગ ઝાલી છે ત્હમે મુજ અશ્વરાજની.
ધપે છે યદુના અશ્વો, ધપાવે જેમ રુક્મિણી.'
રાજ્યશ્રી સ્હોડિયુ વાળે લજ્જામણીની વેલ શું;
અને પ્રફુલ્લ વદનેથી વેરે સોનલ ફૂલડાં.
'આપ ચક્ર ચ્હડાવો છો ત્ય્હારથી આપણા રથે;
નાથ! એ ચક્રને અશ્વે ધપે છે રથ આપણો.
એથીયે અધિકા ધાજો જગે દમ્પતીના રથો'
અહાલેક પુકારીને આવ્યા ત્ય્હાં જોગી શગના;
છત્રની છાંયડી છાડી હરિની છાંયમાં ઊભાઃ

તપસ્વીનાં તેજતેજે પ્રજ્જ્વળ્યાં તેજ જોગીનાં
જોગીને પ્રણમ્યાં પ્રેમે ઈશ્વરી–પરમેશ્વર;
ઉરથી આશિષો આપી ઉઘાડયાં ઉર જોગીએ.
'લોચનોમાં ભરી હ્યો છો દણ્ડકારણ્યની લીલા?
નથી લીધો તાગ કો એ; ભરો ભરો; અગાધ એ.
મેઘને નભનાં જેવાં વનો છે બ્રહ્મવર્ચસી.
આવ્યા'તા રાઘવ રામ, આવ્યા'તા દેવી જાનકી;
આવ્યા'તા લક્ષ્મણ જોગી. કો એ માપ્યાં ન માપએ
ન પ્હોંચે દૃષ્ટિના દોર, ન માપે માપ જ્ઞાનનાં.
પેલી ઊંચી ઊંચી ધાર આભને કોરીને ઊભી;
પંખીની પાંખનેયે એ ઓળંગવી સુદુર્ગમ :
એના ઘોર અરણ્યોમાં અગસ્ત્યાશ્રમ વિસ્તરે.
દેવશસ્ત્રો કરે રક્ષા, મન્ત્રો ચોમેર ઘૂમતા.
અને એ આભલ દુર્ગ મહાપર્વત પાછળ,
વહે છે પુણ્યનાં નીરે ગૌરી ગોદાવરી ત્યહાં,
સીતાનાં સ્મરણો જેવી, રામની પાયરેખ શી.
તીરે ત્ય્હાં રામસીતાની છે પંચવટી પદ્મણી.
અનોખાં યોગધારી છો ત્હમે તાપસ તાપસી,
જાણો છો જાનકીશીલ, જાણો છો જોગ રામનો.
તપસ્વી દમ્પતીને તો નથી તીર્થ બીજુ જગે.
હુ તો જંગલનો જોગી, ત્હમે કો જગભાણ છો,
આભલા પાથર્યા જેવા અમારા વનસાગરો;

વેર્યાં ત્ય્હાં માનવતાનાં રત્નો સાગર સાગરે.'
રુક્મિણીએ ઊંડુ જોયુ, શ્રીદષ્ટે સૂક્ષ્મ પારખ્યુ,
ઓળખ્યા જોગીરાયાને, બોલ્યાં રાજેશ્વરી પછી
બોલે કળી ફૂટયે એવું, બોલે કો પુષ્પમઞ્જરી
'દીઠી છે દ્વારિકા? જોગી! દીઠું છે હરિ-મન્દિર?
હરિનાં હેત માણ્યાં છે? માણી મ્હેમાની માહરી?
ગયા છો વનસાગરથી ક્ય્હારેકે જળસાગરે?
આમણે છત્ર ધાર્યું'તું, ધોયા આ હસ્તપાવલ?
ઉદ્ધવે, અક્રુરે, જોગી! કરાવ્યાં સ્નાન સાગરે?
દૂધનાં ગોરસો ઢાળી દહીં-માખણ ચોળીને
વનલીલા ત્હમારી આ, જળલીલા અમારી એ.
મોહન્તી આ સમી, જોગી! તરંગાવળ ત્ય્હાં છલે,
બન્નેયે પૃથ્વી-હૈયે છે વડી સંસાર છાયડી.
ત્હમે છો જગના જોગી, વાયુ શા વન ખેડતા,
હું છું વિદર્ભની પુત્રી, ખેડયા છે આ મહાવનો.
સજોડે અમે ઘૂમ્યા'તા ગરુડ ને ગરુડિણી
વાવેલી છે દ્વારિકામાં પ્રેમપંચવટી અમે.
જાણે છે જગ પ્રેમવાર્તા રુક્મિણીની શ્રીકૃષ્ણની.'
'મહારાણી રુક્મિણી તું! અને આ કૃષ્ણચન્દ્ર છે!
રુક્મિણી-શત્રુ રુક્મૈયો હું'ત્હારો વીર, બ્હેનડી!
જગથી હારેલો જોગી, હારેલો નિજ આત્મથી.
હળધરે હરાવ્યો, ને નથી ગયો વિદર્ભમા.

અહીં આ જોગ સાધું છું જોતો આકાશને વને.
વાયુમાં વનમાં વ્યોમે શોધું જીવનમન્ત્ર હું.
એકદા દ્વારિકાદુર્ગે આવ્યો'તો તુજ દર્શને,
જોગીએ જગને ત્હારાં જોઈ ઠારી'તી આંખડી.
રુક્મિણી! જીવન ત્હારુ જયોત્સવ પ્રેમભક્તિનો.
શાને આ તાપસવેશ? ત્હારે આ વ્રતદંડ શા?
ત્યાગીને રાજ્યાશ્રમને થયાં કાં જોગી-જોગણ?
જગત્‌માંહી જગત્‌શાયી પ્રાણમાં પ્રાણવાયુ શો,
શોધું છું વનમાં વ્યોમે બ્રહ્મ; એ જડતો નથી.'
ત્હાં તો આવી કૃષ્ણબાળા હરિને શોધતી વને;
ભૂલી પડેલ હરણી શી, ઊડન્તી યોગિની સમી.
જોઈને જોગેશ્વરને લીધી ત્હા પાયવન્દના.
'નમતી વેલ શા, પુત્રી! એ ત્હારે પાય લાગશે;
જોગી રાજ્યશ્રીના વીર પૂર્વે પૂર્વાશ્રમે હતા.'
હેરી યોગેશ્વર હર્ષ્યા; બાળે હર્ષ બહલાવિયો:
'તો મ્હારી વંદના બીજી રુક્મિણી રાણીવીરને.'
ને જાણ્યુ હરિના સંઘે, જેજેકાર થયો વડો;
રાજપુત્રી-રાજપુત્ર વીરવીરી મળ્યાં વને.
મટી એ વનનો પ્હાડ થયો પ્રાસાદ પ્રેમનો
એક તો જોગેશ્વર છે, ને બીજી છે તપેશ્વરી!
કોણે વાચ્યાં નિજ ભાગ્ય? કોણે વિધાત્રીને જીતી?
દૈવના લખિયા લેખો ટાળ્યા દેવેય ના ટળે

ને ત્ય્હાં સાગરવાસીએ  દીઠો એ વનસાગર;
ડોલે છે દ્વારિકે એવી અગમ્ય શી, અગાધ શી

ક્ષિતિજની સીમ ભરી છલી જતી
ત્ય્હા પાથરી'તી હરિમા હુલાસની;
લીલી તરંગાવળ ડોલતો વડો
હતો મહાસાગર એ વનશ્રીનો.
એ દંડકારણ્યની દાંડલી હતી.

અધ્યાય ૨૧. યોગમાયા

છે વાયુવર્ણી, નભમાંથી નીતરી,
બ્રહ્મોંડનીરે મહીં વિસ્તરે-તરે;
ઝંખાય-ઝંખાય ન એની દિવ્યતા,
જગત્‌ઝૂકી બ્રહ્મની ભાવના સમી :
ક્ય્હારેક દે દર્શન એ અગોચર.

એક પા પૃથ્વી ઘેરું અમ્બોધિ છોળ નાખતો;
સ્હામે દિગન્ત વિસ્તારી ગિરિનાં શૃંગ ગંભીરાં;
અને વનપ્રવાહો જે  સમાતા શૈલસાગરે :
મ્હાલતી ત્ય્હાં મહામાયા શૈલે ને સાગરે વને.

(ઢાળ : ઝીલબ્રિયાનો)

અખંડ ગાજે છે આભલમાં નાદ રે!
વેલુના વિહારી રે!
મધુર મધુરો આયુષ્યનો ઉન્માદ રે!
હો! ગોરલી મ્હમારી રે!

જગે જળની લક્ષ્મી શું હતું એક સરોવર;
ને સરે સરશોભા શી ત્‍હાં સરોવરસુંદરી
તરન્તી સરને નીરે, ગીત કો ગાય ને તરે:
સ્ફુરે સરે વને વિશ્વે પરાગો પુષ્પપાંખડી.
ન્‍હાળે રુક્મિણી-ભદ્રા એ ઝૂલન્તાં ડાળને ઝૂલે.
બોલે આયુષ્યના બોલ, ગાય સંસારના સૂરો;
જગત્–નારીમંડળના અજપા-જાપ એ જપે:
યોગમાયા શી ઉચ્ચારે અવ્યક્ત બોલ બંસીના.
જેવા જગતગહન છલે આ જળરંગ રે!
વેણુના વિહારી રે!
એવા ગગનગહન નાખતી તરંગ રે!
હો! મોરલી ત્‍હમારી રે!
ઋક્ષ્મૈયા જોગીના છત્રે રહ્યો સંઘ દિનો કંઇ;
પૂર્વનાં સ્મરણે ન્‍હાતો આનન્દે વર્તમાનમાં:
હુલ્લાસતી હુલાવતી વ્‍હેતી'તી કાળની નદી.
દંડકારણ્યનો ઢાળ્યો પડેલો વનનો નિધિ;
જોતા'તાં જોગની આંખે વીર ને વીરી ને હરિ:
યોગમાયા હસતી'તી ઘડીનો યોગ ભાળીને.
અશ્રુમાં અશ્રુઓ પ્રોઇ, ભાવમાં ભાવને ગૂંથી,
હેતથી ભરીને હૈયાં વત્સલા વ્‍હેનડે પછી
વિદાય વીરની લૈને પાડ્યા પાવલ પન્થમાં.
જગ છે ક્ષણનું ચિત્ર, લોપાયે છે ક્ષણ દીપી;

મ્હેમાનો સમ મેળાવા, મ્હેમાની કરી લ્યો જગે.
સોતે સોતે કરે સ્નાન, તરુનાં તોરણો છબે;
પડ્યાં વીણે ફળો ફૂલો, પ્રાશે વને વનામૃતો.
પરાગો ને પાંખડીઓ માર્ગમાં વેરતો જતો
હરિસંઘ ઊભો આવી દંડકારણ્ય-દ્વારમાં.
જગે જલની લક્ષ્મી શું હતું એક સરોવર;
વનવિશ્રામ કીધો ત્ય્હાં વિશાળી વૃક્ષછાયમાં.
યાત્રીને નિત્યની યાત્રા, વિશ્રામો ક્ષણના સદા.
જરા ડોલી ઝરે વેલડખા ફૂલ રે!
વેણુના વિહારી રે!
ઝૂલી અદ્ધર એમ ઝરે અમૃતબોલ રે!
હો! મોરલી ત્હમારી રે!
ગાજે શું વનનું ગીત! ગાય શું વનદેવી કો?
બોલે માનવતા જાણે: એવું ગાતી'તી સુંદરી;
વિશ્વના નારી-હૈયાના બોલતી નિત્ય બોલડા.
વનના-વિશ્વના મીઠા પરાગોથી ભરી ભરી,
ઘૂમતી આમલી જેવી નીરમાં નાર ઘૂમતીઃ
પાણીની પૂતળી જાણે તરંગાવળમાં તરે.
વિધાત્રી વતને ઘાટે ભાગ્યની તંત્રી છેડતી;
ઝીલી એ તંત્રીના મન્ત્રો છલકારે છોળને નલે.
જુવતી જીવવું ભૂલી જીવતી એક ગીતમાં.

મીઠું મલકન્તા મ્હારા છો મયંક રે!
વેણુના વિહારી રે!
નયનનૂર, જીવનસૂર છે નિઃશક રે!
હો! મોરલી ત્હમારી રે!

પોઢતી ને પડી રૂહેતી જળમાં જળવેલ શી;
મન્દ મન્દ વહે નીરે લહરી લહરો મહીં;
છલન્તી ઊછળે છોળે તરંગોમાં તરંગ શી;
સુંદરી સૌંદર્યજ્યોતે ધરે રૂપ નવાં નવાં.
તાલીનાદે કુંજ બોલે, ઘટા દે તાલગીતને;
ઊંડા આયુષ્યના શબ્દે એકલી આભને ભરે :
'વસન્ત' 'વસન્ત' બોલે જાણે વસંતકોકિલા.
ભોળી ભૂલકણી નાર ભૂલી દેહ રે!
વેણુના વિહારી રે!
શાણા શીખતેલા નરો શીખે નેહ રે!
હો! મોરલી ત્હમારી રે!

ચન્દ્રલેખા ચમકન્તી વાદળી વાદળે વહે,
ટ્હેકતી વહતી એવી જળે એ જળપાંખડી.
ઝરે એ ચન્દ્રિકામૂર્તિ માધુરી મોરલીની ત્ય્હાં
ડાળી ઝુંડે ડાળ ડોલે પુષ્પે પત્રે પ્રફુલ્લતી,
જળની ડાળીઓમાં ત્ય્હાં ડોલતી દેહડાળીએ :
અંગઅંગે પુષ્પ એને નેણમાં પુષ્પપાંખડી.
પલપલે વીજલેખા મેઘલાં મેઘનીરમાં,

એવી છલબલે નાર સરની જળછાલકે.
નીરવર્ણી નાર એહ, આભવર્ણું સરોવર.

કોઇક ઝૂલો અગમ્યનો ઝુલાવે રે!
વેણુના વિહારી રે!
આત્મઆદેશ અગોચરના લાવે રે!
હો! મોરલી ત્હમારી રે!
રસિક! રસ ત્હારા ભવને ભુલાવે રે!
હો! જાઉં બલિહારી રે!

લ્હેરતી સરતી લ્હેરે, ગાજી ગેબ ગજાવતી,
બંસી શો નારી-હૈયાનો નાદ એ બોલ બોલતી.
નીરે નારાયણી જેવી ઝીલતી'તી અગમ્યને.
ઊડતા કિરણો શી ત્ય્હાં આંખડી પાળમા પડી,
ને દીઠો સઘને પાળે, લજ્જતણી એ લજ્જામણી.
ઉઘાડ્યાં'તા ભીડ્યાંઉર,-ભીડ્યા સૌ ઉર દ્વારને;
થયુ 'એકાન્તનો બોલ સાંભળ્યો આ જગતજને.'
સંકોરી સાળુની કોર, કારમી કોક ઊર્મિ શી,
ડૂબી ગૈ જલમાં, જાણે માછલી નીરમા મરી.
ને પૃથ્વીપાણીની સીમે, સ્થૂલસૂક્ષ્મની મૂર્તિ શી,
નીસરી તીરવેલીમાં નીરથી નારીવેલડી.
સંતાતી સ્હોડિયુ વાળી, મંકેલી રૂપની કલા,
ઘટાઓમાં ઊડી ગૈ એ, વને જ્યમ વનપોપટી;
સમેટાતી મહામાયા સમાયે જેમ બ્રહ્મમા,

હરિની હરિયાળીમાં  સમાણી જઈ સુંદરી.
ઝણકારો યોગમાયાનો  કરી જગે ઘડીકનો.

કિરણો કેરી મૂર્તિ એ કિરણોમાં ભળી ગઈ.
યોધ-આંખે જગ જોતા, વિસ્મયે સ્મિત-વિસ્મિત,

શ્રીહરિને પૂછ્યું પાર્થેઃ 'સ્વપ્ન કે સત્ય એ હતી?
કે એ વિદ્યુલ્લતા વિશ્વે ઝણકારો ઝણકી ગઇ?'

'નથી દીઠી પાર્થ! શું ત્હેં નીરમાં નારી-અપ્સરા?
હતું અદ્‌ભુત આ એવું  સરે સૌંદર્ય-દર્શન.

રમતી'તી મહામાયા નીરમાં નારીજ્યોત શી.
ધર્યું'તું એક કાળે મ્હેં  જગે જગમનોહરા

અનુપા મોહિની રૂપ,  થૈ'તી સૌંદર્યશોભના:
એની આ તો છાંયડી છે, વસ્તુની છાંયડી સમી.

રુક્મિણી ને સુભદ્રાને  જોવું'તું નારીરૂપ એ
માહરું યોગમાયાનું, દાખ્યું એ આ સરોવરે.

સત્ય સૌ હરિની લીલા;છાયા સત્ કે અસત્ જગે?
હતી એ વનની દેવી, હતી એ જળ-અપ્સરા?

આવી'તી નીરમાં ન્હાવા  સરોવરની સુંદરી:
ઊર્મિઓમાં ઊર્મિ જેવી સજી સૌંદર્યની કલા.

રસે રસીલી ગાતી'તી  નારી ગીત એકાન્તનું;
મોરલીના તાન લેતી  એ હતી જગમોરલી.

ભરેલું આભલનીરે  છે આ બ્રહ્મસરોવર;
વેણુ-શબ્દ સમી એ તો હતી માયાની માધુરી.'

સરે નીરે ત્ય્હા જળવેલીઓ છલે,
ઢળે જઈ પાથરે પદ્મવેલમા;
જળે તરન્તી તરલા તરગ શી,
મૃણાલિની માહી મૃણાલિની બીજી
વસન્તવાઘે વહતી વસન્તિકા.

## અધ્યાય ૨૨ · વનભોમિયો

જ્વલન્ત સૌંદર્યની રૂપજ્યોત એ,
રૂપેશ્વરી સુંદરતાની શોભના;
પ્રભાવતી, મોહિનીરૂપની ! કલા.
દાખી સરે રુક્મિણી ને સુભદ્રને

આઘે આઘે દિશા સીમે, વનસિન્ધુની પાળ શા,[૬]
ઊભા'તા આભમા જોતા દુર્ગો અગસ્ત્યઘાટના
વાદળાની માળ જેવા, વનના વનગોરવો.
સઘે ત્ય્હા પગલા વાળ્યાં દૂરના દક્ષિણાપથે,
કય્હાકથી ટહુકી મીઠુ મોરલે શુકનો દીધા.
એક ગત્રિ સરે ગાળી, સભારી જળઅપ્સરા,
'માયાવી મહામાયાની, યોગમાયાની ઓઢણી,
પુણ્યમાર્ગ માણવાની રૂપ છે બ્રહ્મની કલા '
હરિના મોહિનીરૂપ કેરી વાતો છણી ઘણી,
દીધુ પ્રસ્થાન સ્થાનેથી પછી સંઘે વનો વિશે.
કરમાલી વનશ્રી શી, પંકજે સમ પંકમાં
પડી'તી પન્થની પાળે પાખડી ભીડી પોયણી.

સજ્જનોનાં મુખ જેવાં, સન્નારીની સુવાસ શાં,
પ્રફુલ્લેલાં સૂર્યપદ્મો નીરમાં હસતાં હતાં;
ભર્યા'તાં ભાલ શાં પત્રો મોતી શાં જલબિન્દુડે.
ને પછી કોડીલી આવી કદળીવનની ભૂમિ.
ધ્વજોનાં ઝુંડનાં જેવાં વિશાળે પાન ડોલતાં,
જળાશયે જળ પીતાં, કોમળાં કદળીવનો.
'પ્રેમમન્ત્રો-રાજમન્ત્રો આલેખો-પાઠવો' કહે.
લૂમખે ઝૂલતી લૂમો ભાગ્યનાં ફળનાં સમી;
બ્હેન શી વિધાત્રીની કિલ્લોલે ત્ય્હાં કુમારીઓ.
લીલુડાં ચોજનલાંબાં, ત્ય્હાં આંબાવાડિયાં હતાં;
ડોલતી દિલના ભારે આમ્રોએ આમ્રમંજરી.
વનોની ફલસૃષ્ટિની મહારાણીનું રાજ્ય ત્ય્હાં.
છાયા ને કુંપળો પત્રો પાથરે પન્થ પન્થીને;
ડાળો ગૂંથી ધરે માથે તોરણોની પરંપરા.
ફોડતાં ટીશીસંપુટો, પ્રાશતાં કોમળી ડૂંખો,
રંગેલાં વનરંગે ત્ય્હાં રમે પોપટપોપટી:
મ્હેકતાં વનમાધુર્યે લ્હેકતાં વનલ્હેરમાં.
ચાંચમાં ચાંચ દે લે ને પાંખમાં આંખમાં ભીડે,
આભરંગી ઊડે આભે પારેવાં પ્રેમદંપતી:
ગુંજે ગુંજારવે, તેહ સ્વયં સ્હમજે, સ્વયં સુણે.
ઊજળાં પુણ્યનાં જેવાં, રસીલાં જળનાં સમાં,
પ્રફુલ્લાં હંસી ને હંસો સરોમાં તરતાં હતાં;

સુગન્ધોને સ્ફુરે, જાણે મહાપદ્મો શું પદ્મમાં.
માર્ગે આવી નદી એક પડી શું નીર-વેલી કો;
પાતળી શેરડી જ શી શેરડીશીય મીઠડી.
વનવૃક્ષો કરે મીઠાં, મનમીઠી કરે ધરા:
પીને મીઠપનાં પાણી માનવી થાય મીઠડાં.
હરિ હસ્યા રુક્મિણી શું:'રાજ્યશ્રી! તમ જેવી આ
અંબા છે વનની, માટે અંબિકા નામ પાડશું.
જગની જગદંબાઓ સાચી તો નદીઓ જગે;
હૈયાસેરો પાઈ પોષે પ્રજા ને પુર પુત્રવત્.'
જતો'તો વનછાયામાં સંઘ કીર્તન ગાવતો;
હરિ ધીરે ધીરે છેલ્લે આવતા વન વાવતા.
ધેનુનાં ધણને વાળે ગોપાળ વ્રજવિશ્વનો.
એવે ત્ય્હાં માર્ગમાં આવ્યુ સરોવર વનચોકનુ
આવી ત્ય્હારે દિશાએથી ઢળે ત્ય્હાં પંથના ઝરા.
હતું મહાવનનું કેન્દ્ર એ પ્રસ્થાનચતુષ્ટય.
દિશે દિશે દૃષ્ટિ નાખે, નાખે ને દૃષ્ટિ આવરે;
વિલોકે સંઘ, ને શોધે અગસ્ત્યાશ્રમનો પથ.
શોધે છે એહ પામે છે, આવ્યો ત્ય્હાં વનવીર કો;
ભૂખરા વૃક્ષથંભોથી ભૂખરા વૃક્ષથંભ શો.
હતો એ વનનો પ્રાણ, વનીનો એ હતો નૃપ;
વાઘને પગલે આવ્યો શૂર એ વીર વાઘનો.
માથે ડોલરની ડાળી, કાનમાં પુષ્પકુંડળો;

'હતા અટાપટા અંગે ભાથાના, બાણુ ચાપના :
ચક્રાવા આંખડી ખાતી, ઘૂમે ઘૂમડ વને વને.
ભમ્મરે ભમરા બેઠા, કટારો શી મૂછો હતી;
વધેલા નખના ન્હોર : બે-પગો વનવાઘ એ.
નેહનૂાં નેણલે નીર્ખી નર એ નરલોકનો,
પાર્થે પૂછી વનવાટ જતી અગસ્ત્ય-આશ્રમે.
ત્ય્હાં તો ફોર્યા ફુવારા શા, ને ઝર્યા બોલપાંદડાં :
'એ તો મ્હારા ગુરુદેવ, વનના વનદેવ એ;
અગસ્તી ઋષિની તોલે ન આભે, પૃથ્વીમાં નથી.
એક છે આભનો થંભો, મહીમાં મેરુ એક છે.
પેલ્લા ઘાટની પાછળ, મ્હોટેરા વનઘેરમાં,
વાઘોના વનના રાજા અગસ્તી ઋષિ ત્ય્હાં રહે.
મહા આશ્રમ માંડ્યો છે, શસ્ત્રોનું તો સરોવર.
અહીંથી એકસો કોસ, ને પ્હોંચે બાણુ મ્હારુંયે.
ત્ય્હાં જશો? જાત્રાળુઓ છો? ઋષિના પાય ચાંપવા?
ઋષિના પાય ચાંપો તો જીવનજતનો થશે.
રાક્ષસોથી રક્ષનારા, વેદના ભેદને ભણે;
આભથી જેહ આવે એ અમારે તો અગસ્ત્ય છે :
પૃથ્વીને પાય પાણી એ મેહુલો વનમીઠડો.
ચાલો; એહ વનવાટે થૈશ હું વનભોમિયો;
આડો ના ઊતરે વાઘ સીંગાળો સમળોય તે.
કર્ણુંયે ના પડે આંખે, પાય કો ન પડે પરો;

ભૂખ તરસ સૌ ભાંગું ઋષિના આશ્રમે જતાં.
ભરેલાં છે નદીનાળાં, ભરેલાં છે મહાવનો.'

આવ્યા ત્ય્હાં વનના ચોકે ટ્હેલતા ટ્હેલતા હરિ;
વનશ્રી નયણે આજી, ઝોળે વનફળો હતાં.

ફળન્તો આંબલો બોલે એમ વનરાય શું વદ્યા:
'હ્યો, આ આરોગશો? રાણા! છે ત્હમ વનનાં ફળો.'

હંસલાના કલબોલો ઝીલીને વનહંસલા
મધુરા ટપકયા શબ્દો ટીપે ટીપે ઝરા સમા.

'એ ફળો છે ત્હમ કાજે સંઘ કાજે શું લાવીયા?
ખૂટ્યાં ન ખૂટે એવાં મ્હારે ભર્યાં ભર્યાં વનો.'

સ્કન્ધેથી હરિએ ઝોળી ઉતારી, ઠાલવી પદે;
ને વનરાયને પાયે ફળની પાળ પાળવી,

ઠાલવી ઠાલવી ઝોળી ન્હાનો શો ઢગલો કીધો.
'ત્હમે આ વનને વેડ્યાં? એકલે હાથ આ બધાં?

ઝોળીમાં છે અખેપાત્ર; છે વાવ્યાં ઝાડ ઝોળીમાં?
આવડેરીક ઝોળીમાં ભરેલી છે શું આભલી?'

વનરાજા વિસ્મય પામ્યા, પ્રણામી પાયમાં પડ્યા;
હરિએ હેતથી હૈયે ચાંપીઆ રાય ચાપ શા.

'વાઘ છો વનના, રાણા! વીર છો વનવાઘના;
કહો રાણા! ક્ય્હાંથી આવ્યા? યાત્રીને ઠીક ઓળખ્યા.

ઘડીના આવતા જાતા વનના વાયરા અમે;
અમારે અહીંથી સૌને જવું અગસ્ત્ય-આશ્રમે.

ત્હમે પગેરુ પેખન્દા, જાણુન્દા વનવાટના;
આ ભૂલભુલામણીમાં આશ્રમવાટ દાખવો.'

થયો રોમાંચ રાણીને અંગઅંગે ફૂલ્યાં ફૂલો
'ક્ય્હાંથી જાણ્યું? ખરું ફૂહો છો પેલી છે કુસ્તીવાઘ શું;

પેખું ને પડકારું ત્ય્હાં ભાગે છે વનલે ફૂડો.
વીય્છું વાઘનો હું, ને ભાઇલો ભાંડુભીડનો.

આભને અડતો પ્હેલ્લો અગસ્ત્યઘાટ આવશે;
ઓળંગી ઊતર્યે જોશો અગસ્ત્ય ઋષિરાયને :

પર્વતોમાં પર્વત એ થાંભલા આભપૃથ્વીના.
વનોનાં ગૂંચળાં ગૂંથ્યાં, પાડી ભૂલભુલામણી;

યાત્રી છો માવતર મ્હારાં, પન્થે કો ન પડે ભૂલો.
ભૂલે કે ભાંખડે કો, તો લોડું આ મ્હારું હોડમાં.

આ સોમે પાય ચાંપ્યા છે અગસ્તીઋષિદેવના.'
જમ્યાં,રમ્યાં,ભમ્યાં,ઘૂમ્યાં,ડાળીએ હીંચકા હીંચ્યાં;

ને રાણુએ બાણુવિદ્યા દાખવી હરિસંઘને :
ધનુર્ધરે ધનુષ્ સાધી વીંધી ત્યાં ફૂલપાંખડી.

રાત્રિ પડ્યે કીધો અગ્નિ, લીધું અગ્નિનું ઈન્ધણું;
પાર્થને કહે 'જુઓ આમ, સાધો અગ્ન્યાસ્ત્ર કામઠે.'

ને પછી પ્રાગટ વાશ્યે રાયે પાવલ પાડિયા;
વનોમાં વિચર્યો સંઘ, પૂર્વમાં પૂર્વન્હોતરે.

જગન્નાથના જગતે થયા એ વનશોભિયા.
'કૃષ્ણ ! તારે-ઉતારે તું, જગદ્‌ભૂલભુલામણી;

ઉતારે આ વનવીર વને ભૂલભુલામણી:
વીરા! ત્હારો વીર જાગ્યો આ જન્મે પૂર્વજન્મનો.'
'ખરુ, ભદ્રે! નાઽયમાત્મા બલહીનેન લભ્યતે,
ને મ્હારો વાઘલો વીરો ભદ્રે! ત્હારોય વીર ને?
વીર કો વિરલા દાખે એની વનઉદારતા.'
હસતાં રમતાં એમ, યોગી આનન્દયોગનાં,
વનોને ને વનીનેયે હેતથી હુલસાવતાં,
ગયા એ વીર ને વીરી દંડકારણ્યના વને.

અગસ્ત્યના આશ્રમથી યશોનિધિ,
યજ્ઞાગ્નિના ધૂમ્રથી ધૂમ્રવર્ણિલા,
ને ગાજતા ગૌરવી વેદઘોષથી,
ગયા હરિ દડકના અરણ્યમા.
યોગેશ્વરે યોગની પાડી પાવલી.

## અધ્યાય ૨૩ · બ્રહ્માવર્તમાં બ્રહ્મવાર્તા

'લો! એકદા સતયુગના યુગાન્તરે
દશદ્વતીતીર મહર્ષિ-મડળી
દિશા દિશાના નીરખે દિગન્તને,
'થયુ' 'થવાનુ' વળી 'થાય છે' જુએ:
ત્રિકાળવેત્તા કળતા ત્રિકાળને'
ઘટાઓ ગાઢ વીંધીને, વનાટવી વટાવીને,
પડ્યો હતો હરિસંઘ મીઠડી સરપાળમાં.

હરિ આનંદમૂર્તિ ત્હહાં આનન્દોર્મિ મહીં ઝીલે.
'ભદ્રે! ક્ય્હારેક ક્ય્હારેકે માતા કૈં સાંભરે ત્હને?
બ્હેનડ! સ્વપ્નમાં આજે દેવકી માતને દીઠાં,'
કૃષ્ણે પૂછ્યું સુભદ્રાને મીઠડા મોરલીસ્વરે.
ને બ્હેને ભાઈને ભાખ્યું–જાણે માતા સ્વયં વદી :
'આવી સ્વપ્ન માત કહે છે–આપુ વીરા વધામણી–
વાદળી કૃષ્ણને થાજે યાત્રાનાં ટાઢતાપમાં.
કૃષ્ણ મ્હારો કોડીલો છે, મહાસાહસ ખેડશે.
પ્હેલ્લું પડ્યું હતું સ્વપ્નું નર્મદાદર્શને દિને;
નર્મદાના હૈયા જેવું માતનું હૈયુ આપણી :
મીઠડી મીઠપનીરે નિર્ઝરે એ ભરીભરી.'
'ભદ્રે! સૌ સાંભરે આજે ક્ય્હાંકથી આવી આવીને;
સ્મરણોનાં સોણલાં જાણે ઝરે છે ઝાડઝુંડ આ.
જેવી આ સરની લ્હેરો એવાં છે સ્મૃતિલ્હેરખાં.
એહ જમનાનો આરો, અષ્ટમી મધ્યરાત્રિની;
તેજ-અન્ધારનાં પલ્લાં હતાં સમાન આભમાં!
'ઊગ્યો'તો એ મહાયોગ પૃથ્વીનાં ભાગ્યનો, વીરા!
ભદ્રાએ હરિને ભાખ્યુ નીરના કોમળા સ્વરે :
'એ ઘનઘોર વર્ષા, ને જમનાનું મહાપૂર;
સંકેલાઈ નીર-અગ્નો માર્ગ દે વસુદેવને :
મધ્યરાત્રે માર્ગ દાખે ઊગતો અર્ધ-ચન્દ્રમા.
પડી પુણ્યાળુના પુણ્યે, ભદ્રા! એ પુણ્યની ઘડી.

એક સો વર્ષનાં વ્હાણાં એ વાતોને વીતી ગયા,
સંકેલ્યાં અભ્રની પેરે, કાળે સંવત્સરો મહદ્'

'કૃષ્ણ! તું કામણગારો:' ભદ્રા હાસ્યે ઝરી પડી.
'માન, કે માન ના, કૃષ્ણ! જાણન્હો તું અજાણ છો?
સો વર્ષે પુત્રપુત્રીને    સાંભરે વ્હાલધેનલ;
લખ્યા એ સૂર્ય ને ચન્દ્રે આભમાં નિત્ય-અક્ષરો.'

'પિતા છે પુરુષમૂર્તિ,   માતા છે પ્રકૃતિ સ્વયમ્;
ચક્રાવો ભવનો, ભદ્રે!   માતૃત્વ ફરતો ઘૂમે.
માતાની મીઠપે માણો   વસુઓ ને વસુન્ધરા'
ઊભા'તા કૃષ્ણ ને ભદ્રા આંબાની એક છાયમાં;
ભદ્રાને હરિએ અર્પી   વીણીને આત્મમંજરી;
હૈયાનાં ફૂલડાં જાણે   ઉતારી વીરીને દીધા.
પાથરી'તી પાયપદ્મે   ધરોની લીલુડી ધરા;
ઘટાઓ ધરતી છત્રો   સલૂણાને સલૂણીને.
રાજપુત્ર રાજપુત્રી   હતા તાપસ તાપસી.
ઉપર ડોલતી ડાળો   ઝુથી ઝૂમખઝૂમખાં;
ઝૂમખાં ઝૂમખા જેવાં,   એવાં માનવઝૂમખા.
રમન્તાં રંગરેખે એ,   નિર્મળા સરના જળે
હરિના ને સુભદ્રાના   પડછાયા પડ્યા હતા;
ડોલે ડોલંત વારિમાં અસ્થિરો મહીં અસ્થિર.
પૂછ્યું ત્ય્હારે કૃષ્ણચન્દ્રે ભદ્રા ચન્દ્રા શી વીરીને:
'ભદ્રે! ક્ય્હારેક ક્ય્હારેક માતા કૈં સાભરે ત્હને?

પુષ્પે, પત્રે, પરાગોએ, કળીએ કૂંપળે, જળે,
અવનીનાં અગચ્યો એ . ઝીલિયો કૃષ્ણબોલ એ.
પ્રકૃતિ પમરી ઊઠી હરિના માતૃમન્ત્રથી.
'ભદ્રે આ દંડકારણ્ય, પેલો અગસ્ત્ય-આશ્રમ;
ચાલ જૈયેં; ત્હણે સંઘ જુએ છે વાટ આપણી.
તું યદુવંશની ભદ્રા પાર્થની ચન્દ્ર-ચન્દની;
કહું અગસ્ત્યની ત્હાં, ને દંડકારણ્યની કથા.'
એકદા સરને તીરે હતો પડાવ સંઘનો;
વૃક્ષવૃક્ષે હતી વેલી, વેલેવેલે ફૂલો હતાં.
વાતા જળનીતર્યા વાયુ મન્દમન્દ મનોહરા;
પડી'તી સ્હાંજની છાયા આછી આછેરી અભ્ર શી.
ચોમેર પલ્લવે સ્હોતી ઢળી'તી આમ્રની ઘટા;
પાથરી આભલી જેવું વચ્ચે હતું સરોવરઃ
મ્હોરન્તા આમ્રની મધ્યે એવા સંઘે હતા હરિ.
ત્હાં ઇતિહાસ-વિખ્યાત, પ્રોત્સાહી ગુણગૌરવી,
હરિએ માંડી મહાવાર્તા અરણ્યની અગસ્ત્યની.
ઘટાઓને ઘટાછાયે બેઠેલી હરિમંડળી
સાંભળે એ વેદવાર્તા આર્યત્વની મહર્ષિની.
અને સુણે વૃક્ષ જેવો એકચિત્તે અનિમિષે
દંડકારણ્યનો રાય દંડકારણ્યની કથા.
સુહાગી ત્રણ સંધ્યાઓ સુણે એ કૃષ્ણ-સૂક્તને.
'બ્રહ્માવર્તે પુણ્યલોભે એક વેળા મહર્ષિએ,

આરંભ્યો'તો બ્રહ્મસત્ર વસન્તે ત્રય માસનો;
અને ત્‍હાં તીર્થતીર્થેથી પધાર્યાં'તા ઋષિમુનિ.

માંડી'તી પર્ણકુટીરો નદીતીરે સરોવરે;
ધર્મની ઝડીઓ ઝરતી, બ્રહ્મની ભરતી ન્‍હડે;

ધર્મનીરે થતા ન્હાઇ પુણ્યવંતા ઋષિવરો.
સૂર્ય તો ન્‍હાળવા થંભે; ચંદ્ર થંભે વધાવવા.

ત્‍હાં બ્રાહ્મણના બ્રહ્મશબ્દે મન્ત્રો મહર્ષિ ઉચ્ચર્યા:
વહી'તી વેદની ગંગા જગોદ્ધારણ કારણે,

'कृण्वन्तो विश्वमार्यम्'નો ત્‍હારે ઘોષ થતો હતો;
ગાજે હિમાદ્રિ, ગાજી'તી એવી આકાશવાણી એ.'

પૂર્વે પાર્થ! બ્રહ્માવર્તે મળ્યું'તું બ્રહ્મમંડળ;
બ્રહ્મસત્ર પ્રવર્ત્યો'તો ત્‍હાં મહર્ષિ-ગિરા ઝરી:

'બ્રહ્મે બ્રહ્માંડ સર્જ્યું છે વિશ્વે બ્રહ્મણ્ય વાવવા;
અને આયુષ્ય અર્પીને વાવે એ બ્રાહ્મણો જગે.

ધર્મ વાવે, ધર્મ રક્ષે ધિંગડમલ્લ ધર્મના,
ભાખે છે જનતા તેથી ભૂદેવો બ્રાહ્મણત્વને.

સાંભળ્યા ને સમાચાર? કૈલાસી શૃંગ ડોલિયું;
પાપાત્મા પૌલસ્ત્યનું એ પાપબુદ્ધિ પરાક્રમ.'

'હા, હા' 'ના, ના' પડ્યા શબ્દો, હાહાકાર થઇ રહ્યો;
વદ્યા ઘોષે ઋષિવૃન્દો: 'વિસ્તારો ઘોર વાત એ.

ધર્મવંશે અધર્મી કો પાક્યો પાપપરાક્રમી.'
બ્રહ્મમંડળને પ્રાર્થ્યે મહાવાણ મહર્ષિએ

બ્રહ્માવર્તે પુણ્યલોમે કહી પૌલસ્ત્યની કથા
વેદવેત્તા જ્ઞાનગર્વી પુલસ્ત્યપૌત્ર પ્રાક્રમી
જટાધનના આચાર્યે એ અનાચાર આચર્યો.
દૂર દૂર દિશા અન્તે દાનવી દક્ષિણાપથે,
મહીના મહિમા શો છે સિંહલદ્વીપ શોભિતો.
ચોપાસે શામળો સિન્ધુ. લીલુડો દ્વીપ મધ્યમાં;
નીલવર્ણું મહાપદ્મ ઊગ્યું શું ક્ષીરસાગરે!
વેરી સુવર્ણની વેળુ, મહીં રત્નકણો ઝર્યા;
લક્ષ્મી ત્હ્યાં લ્હેરખે લ્હેરે, સુંદરાંગી જ શારદા.
લવિંગે કર્પૂરે લોલ ડોલે છે ત્હ્યાં મહાવનો;
સરિતા ને પર્વતોની ગૂંથી છે ગાઢ ગૂંથણી.
વસે ત્હ્યાં સિંહ ને હાથી વને ને ગિરિ-ગહ્વરે;
ને વિલાસી વસે છે ત્હ્યાં સિંહહાથી સમા નરો.
અને મધ્યાહ્‌ન મધ્યાહ્‌ને ભૂમધ્યકટિદેશમાં
મહાઉગ્રમુખો આવે નિત્યનિત્યે નભાંગણે;
પોષવા સૂર્ય બ્રહ્માએ નાખ્યું નાળિયેર એ
લક્ષ્મી ને શારદવર્ણો દેશ છે ગુણમંજરી.
ત્હ્યાં મહાવનઘેરાવે, ગિરિઓમાં ગિરિ સમો,
રહે છે સાગરરક્ષ્યો પુલસ્ત્યવંશકેસરી.
જીત્યા છે દાનવો-દેવો, ને જીત્યા છે મહેન્દ્રને;
જીત્યા છે સાગરો સાતે તરંગાવળ ડોલતા.
વાળે છે વાશીદું વાયુ, વીજવેલી દીવા કરે;

મેઘ એનાં ભરે પાણી, વશ વર્તે શશી-રવિ
ગાજે છે સાગર જેવા વિદ્યા ને તપ વિક્રમ,
ત્રાડે છે એ ગર્વઘેલો સિન્ધુ સ્હામેય સિન્ધુ શો.
બ્રહ્મા સમો વેદવેત્તા, પરાક્રમી તપોનિધિ,
મહર્ષિ પુલસ્ત્યપૌત્ર જ્ઞાને બીજો પિતામહ
પુણ્યમાંથી પાપ જન્મ્યુ આભમાંથી અધોગતિ,
વસી વસી અનાર્યોમાં થયો આર્ય અનાર્ય એ
અબ્રહ્મણ્ય પ્રવર્તે છે, બ્રહ્મ બ્રહ્મણ્ય બૂડતા,
વહે છે અવળી ગંગા, બોળે અનાર્ય આર્યને
અવમાને – અપમાને વેદ, યજ્ઞાગ્નિ, બ્રાહ્મણ,
ધર્મ ત્ય્હાં ભયમાં છે, ને વર્ષે અધર્મ વાદળા.
જાય કો ધર્મનો વીર ધર્મોદ્ધારકારણે,
જાય ને ધાય ધર્માર્થે દૂરના દક્ષિણાપથે.
પૃથ્વીના ગઢ જેવી છે પર્વતમાળ બે દિશે,
પાર્શ્વ પર્વતના ધોતો ગર્જે છે ગૂઢ સાગર.
ઘૂમે જેવા મહામત્સ્યો મહાઅમ્ભોધિ અણુમાં,
ક્રૂર એવા નરવ્યાઘ્રો ઘૂમે ત્ય્હાં નરકુંજમાં
ખીણે શૃંગે ગુફાઓમાં વસે, ને વાસનાપૂરે;
ન ઝીછે કે ન પાળે ભેદ કો પુણ્ય-પાપના.
પુલસ્ત્ય મુનિનો પૌત્ર, વેદવેત્તા બહુશ્રુત,
અનાર્યત્વ ઉપાસે છે અનાર્યસંગદોષથી
પુણ્યધામ હિમાદ્રિનું મહેશ્વરનું મંદિર,

કૈલાસ બાથમાં ભીડયો સમુદ્રે હવિ હોમવા.
શંભુએ તપનો ભાર મૂકિયો ગિરિઅંગમાં;
ને દશસ્કન્ધને ચાંપ્યો પ્રૌઢ એ પૃથિવીતલે.
તપોધન મહાજોગી, કૈલાસી છે કૃપાનિધિ;
રીઝવ્યા ગિરિના નાથ ગાઈને સામગાનને.
સામગાને ગિરિ ગાજ્યો, રીઝયા શંભુ તપોનિધિ;
ભોળાનાથે રીઝી ભાવે, અર્પિયાં વરદાન કે.
સાંગ અર્પી, ખડ્ગ અર્પ્યું, અર્પ્યું વિમાન પુષ્પક.
વિશ્વસંહારસ્વામીને નહિ ગાંઠયો મદાન્ધ જે
એ હવે ગાંઠશે કોને? ઘોર વંટોળ ઘૂમશે.
જાય કો ધર્મનો વીર, પાય પીયૂષ ધર્મનાં;
ધાય ત્ય્હાં ધર્મની વ્હારે; તો પૃથ્વી તરશે હવે.
આ બ્રહ્માવર્તનો અગ્નિ, બ્રહ્માગ્નિ એહ બ્રહ્મનો;
ઉપાડે ને થાય આગે શેષભાર ઉતારવા.
વર્ષવાને બ્રહ્મનેજ, અબ્રહ્મણ્ય વિદારવા,
આર્યત્વ રક્ષવા આજે લે અગ્નિ ધર્મવીર કો?
આજે પૃથ્વી પુકારે છે, પ્રાર્થે છે કાળ કમ્પનો.
આર્યત્વ કેરા બ્રહ્માસ્ત્રે વીંધે કોણ અવિન્ધ્યને?"
સુણી પ્રોત્સાહપીયૂષી મહાશબ્દો મહર્ષિના.
થઈ બ્રહ્મસભા એહ ચારુ ચૈતન્યચીતરી:
ઘેરાણી ચિન્તનરેખા વિશાળ ભાલદેશમાં;
ને પ્રકટી પ્રભાજ્યોત વર્ચસ્વી મુખમંડળે.

ઝબકે અગ્નિની ઝાળ યજ્ઞની યજ્ઞકુંડમાં,
એવી ધીંગી ધર્મઝાળો ઝબકી ભમ્મર ભમ્મરે.
આષાઢે આભલાં છાય, મેઘ માંડે ધૂમાધૂમ,
જામી એવી ધૂમાધૂમ ઉત્સાહની, ઉમંગની.
મહદાકાશને આરે થાય કો વજ્રકાટકો,
એવી બ્રહ્મસભાઆરે થઈ ત્હાં બ્રહ્મઘોષણા.
'બ્રહ્મવંશી બ્રહ્મર્ષિઓ ! મહીજ્યોત મહર્ષિઓ !
બ્રહ્માવર્તનો બ્રહ્માગ્નિ આપો આજ્ઞા, ઉપાડું હું.
વાવું જૈ વેદ ને યજ્ઞો દૂરના દક્ષિણાપથે.
સાગરે ભરતી આવે, ગંગામાં પૂર ઘોરમે,
ભરી બ્રહ્મસભા એવાં ઊછળ્યાં પૂર હર્ષનાં.
ધીર પાયે ધર્મવીર આવ્યો આરેથી મધ્યમાં;
મહાધનુષ્ય સ્કન્ધે, ને નેત્રમાં તેજનો ઝરો;
અને આર્યત્વના ફૂટે ફુવારા અંગઅંગથી.
જેવો આભ ઝરૂખામાં, પ્રાતઃકાળે ઊભે રવિ,
ઊભા બ્રહ્મસભા મધ્યે ઊગતા સૂર્યબિમ્બ શા.
અને એ સૂર્યજ્યોતિને નિહાળે તારકાવલિ,
હજારો આંખડીઓ ત્હાં ન્હાળી રૂહે આર્યસૂર્યને.
અને પછી એક પ્રશ્ન આચાર્યે સ્વમુખે પૂછ્યોઃ
'કોણછોઆપ?ક્યહાંનાછો? દીસોછો આર્યદેવશા.'
વધા બ્રહ્મસભા મધ્યે ધનુર્વાણે ધનુર્ધરઃ
'બ્રહ્મોપાસી કાશીવાસી આર્યગોત્રી અગસ્ત્ય હું.'

બ્રહ્માગ્નિ તો આ વર બ્રહ્મતેજ છે,
એ બ્રહ્મટંકાર જગતભરી કરો;
ઝીલી મહાશબ્દ મહર્ષિવૃન્દનો
બ્રહ્માગ્નિ લૈને દૂર દક્ષિણાપથે
અગસ્ત્ય ઊઠ્યા જ અનસ્ત વાવવા.

## અધ્યાય ૨૪ · અવિન્ધ્યને વીંધ્યો

વિન્ધ્યાટવીનાં વન વીંધી વીંધીને,
ને નર્મદાનાં નીર ઊતરી-તરી,
આર્યત્વ–પૃથ્વીતણું પુણ્ય–સ્થાપવા
ગયા મહર્ષિ ગિરિદેશદિશે :
બ્રહ્માગ્નિના ઋત્વિજ બ્રહ્મયોધ શા.

હું છુ બ્રહ્માદ્રિનો પુત્ર ઉપાસી અગ્નિહોત્રનો;
ગંગાઘાટે મુજ વાસ વિશ્વેશનો પૂજારી છુ.
'કૃણ્વન્તો વિશ્વમાર્યમ્'નો એ મહામન્ત્ર વેદનો
વૃક્ષે વૃક્ષે લખેલો છે અમારી આમ્રકુંજમાં:
પર્ણકુટિર તણે દ્વારે રટે છે અમ બાળકો.
વાવુ આર્યત્વ ર્‌હાડોમાં, સિંહલદ્વીપનાં વને;
આપે બ્રહ્મસભા આજ્ઞા, વીંધું જૈને અવિન્ધ્ય હું.
બ્રાહ્મો! બ્રહ્માગ્નિ કાજે છે સારું બ્રહ્માંડ બ્રહ્મનુ.'
ઊગ્યો હતો આભઆરે પુણ્યયોગ પ્રભાવતો;
કોમળાં કુંકુમવર્ણાં વહતાં ભર્ગ સૂર્યનાં:

બ્રહ્માનન્દી બ્રહ્મર્ષિઓ ત્ય્હાં બ્રહ્મોત્સાહમાં હતા.
હર્ષી બ્રહ્મસભા હર્ષે ન્ય્હાળી એ બ્રાહ્મણુત્વને;
હર્ષી ઉત્સાહ-પ્રોત્સાહે બ્રહ્મજોબનને ઝરે.
વિરાજે જાજ્ઞવલ્ક્ય જેમ યજ્ઞાગ્નિ યજ્ઞવેદિએ,
વ્યાસપીઠે વિરાજ્યા'તા મહર્ષિ વિશ્વનાથના.
પ્રીછ્યો એને પુત્રભાવે, આનન્દોર્મિથી આદર્યો;
ધર્મવીર બિરદાવી વધ્યા વિશ્વેશવાણુથી:
'ધન્ય છે જાહ્નવીતોય, ધન્ય હો તું ધનુર્ધર!
ધન્ય તુજ ધરણીમાતા, પુત્રો ત્હારા સમા હજો!
તું સમા આર્યજાયાથી છે જ આર્યત્વ અજરામર;
સુપુત્રે ઊછળે આભે, ધન્ય ધર્મધનુષ્ય એ.
જાવ બ્રહ્મસરે બ્રાહ્મો! લાવો બ્રહ્માગ્નિ ભાવથી;
આર્યજાયો દિશાન્તેયે ગોપ્તા બ્રહ્માગ્નિનો થશે.
યજ્ઞાગ્નિ એ જ આર્યત્વ, આર્યત્વ અગ્નિ બ્રહ્મનો.'
મહન્ત વિશ્વેશ્વરના વિશ્વેશવાણુ ઉચ્ચર્યા;
ગાજી દશદ્વતી શબ્દે, ને બ્રહ્માવર્તનાં વનો.
તેજસ્વી સોનલકુંડે બ્રહ્મતેજસ્વી જ્યોત એ,
સ્થાપી બ્રહ્મસભા મધ્યે વિશ્વતેજસ્વી મૂર્તિ શી.
અગ્નિના બ્રહ્મવર્ચસ્વે પ્રકાશી ઋષિમંડળી.
પવિત્ર પાવનકારી એ બ્રહ્મસત્રઅગ્નિની,
ત્રણ પ્રદક્ષિણા દીધી પ્રણામ્યો દંડવત્ કરી.
ને ઉપાડી ધનુર્જ્યાં એ કાશીવાસી ધનુર્ધરે.

ભવ્યમૂર્તિ, ભદ્રમુદ્રા, આચાર્ય બ્રહ્મસત્રના
પધાર્યા મેઘ શા, સ્થાપ્યો વરદ હસ્ત મસ્તકે.

'વત્સ ! છે વસમી વાટ જીવને જતને જજો.
આવશે નદીનાં પૂર, ઊભશે ગિરિદુર્ગ થૈ;
વિધાતાની સીમાઓ શી સીમાઓ એહ ભાગશે :
યજ્ઞાગ્નિને પ્રાર્થજો, એ અગ્નિ વિઘ્ન વિદારશે.
સિંહ હાથી અને નાગો વસે છે ત્હ્યાં મહાવને;
જીતવા રાક્ષસોને છે વીંધવો છે અવિન્ધ્યને.
જાવ, જયવન્તા થાઓ, ધનુષ્યે બેસજો હરિ.'
'અસ્તુ' 'અસ્તુ' વદી ત્હ્યાં તો બ્રહ્મસભા મહામુખે.

અને ત્હ્યાં ઝમકી ઝાંઝો, ગાજિયાં યજ્ઞદુંદુભિ;
આશિષોના બ્રહ્મમન્ત્રો વર્ષિયા શબ્દધારથી.
આગે આગે બ્રહ્માગ્નિ, ને ચોમેર ઋષિમંડળી;
ઋત્વિજો ચાર વેદોના દિશા ચારે ગજાવતા.
જગવાટે જતા જાણે ચન્દ્રમા તારલે વીંટ્યો.
વેદમન્ત્રોથી સોહંતા બ્રહ્મવન શા ભદ્ર એ.
ઊભી બ્રહ્મસભા જૈને પુણ્યસ્રોત નદીતટે.
નમીને ને પ્રણમીને પ્રોત્સાહી બ્રહ્મમંડળી,
વન્દી વન્દી, પુનઃ વન્દી, છેલ્લો વિનય ઉચ્ચરી,
દૃઢપાય મહાજ્યોત અગસ્ત્ય ઊતર્યો નદી.
ને સંચર્યા અગસ્ત્ય સંગે પોણોસોક પરાક્રમી.
લોપ થાય સ્હડચો મેઘ વિશાળા વ્યોમપાટથી,

બ્રહ્મબોધ ધર્મવીર મહામુનિ અગસ્ત્યનાં
એમ દર્શન લોપાયાં સદાનાં ઉત્તરાપથે.
કાશીવાસી કીર્તિકોટ તપોનિધિ મહર્ષિ એ
પછી થયાં યશવાર્તા, ગીત શાં કીર્તિકીર્તન.
આગળ યજ્ઞનો અગ્નિ બ્રહ્મના બ્રહ્મઅગ્નિ શો,
પાછળ મન્ત્ર ગાનારા ઋત્વિજો ચાર વેદના;
એમ આનન્દને આસ્યે મહામેધા અગસ્ત્ય એ
માતંગગતિએ ચાલ્યા મુનિમાતંગ મ્હાલતા;
બ્રહ્મણ્ય વાવવા કાજે દૂરના દક્ષિણાપથેઃ
આત્મના માનસી અર્ધ્યે વન્દી પૂજી હિમાદ્રિને.
ર્‌હેતા હિમાદ્રિછાયે, તે ર્‌હેશે સિન્ધુતટે હવે.
સૂર્ય દાખે માર્ગ ત્ય્હારે કરે યાત્રા દિને દિને;
આથમ્યે શ્રાન્ત થૈ પોઢે ઉઘાડી આભપાંખમાં.
વીન્ધ્યાં વનો, રણો ખેડ્યાં, ઊતર્યા સરિતાસરો;
વિદિશાને અવન્તીને વન્દી વિશ્રામ ઢાળિયો;
અને યજ્ઞાગ્નિને મૂક્યો ત્ય્હાં મહંકાળપાયમાં.
હૈયાની કળી-કળીએ એ મહંકાળને પૂજ્યા.
આષાઢી મેઘ શો ઘેરો, મહાકાય મહાગિરિ,
વ્યોમને વીંધતો ઊભો પ્રચંડ, આભશામળો;
મહેશની અગાસીથી દીઠો એ દક્ષિણાપથે
પૃથ્વી પડછાયા પાડી જગે અન્ધાર ઢોળતો.
કાળના ગઢના જેવો, દિશા દિશા ડરામણો,

અભ્રપાંખો પ્રસારીને આવરે સૂર્યચન્દ્રને.
વ્યોમની વાદળી જેવો હતો અવિન્ધ્ય વિન્ધ્ય એ.
'ત્રાહિ' 'ત્રાહિ' વદે પૃથ્વી, લોક બોલે 'હરિ' 'હરિ.'
ક્ષિપ્રાસ્નાન કરીને ત્હાં ને મહકાળને પૂજી,
ત્હવારે સૂર્યપગલે સિધાવ્યા ઋષિ દક્ષિણે.
વેદમન્ત્રો ભણે વિપ્રો, સામગાને દિશા દ્રવે;
પ્રભાપુંજ સમો અગ્નિ, પૃથ્વીસૂર્ય સમા મુનિ.
તપ ને ધર્મની જ્વાલા, નિહાળી ઋષિમંડળ,
'બ્રહ્માવર્ત શું આવ્યું આ?' વિન્ધ્યાચળ વિમાસતો.
'અગ્નિ છે આ? વાયુ છે વા? કે ઊગ્યો સૂર્ય આ બીજો?
કે મહાગ્રહ આવે કો?– સંગે નક્ષત્ર તારલા.
બ્રહ્માના મુખ જેવા છે મન્ત્રદ્રષ્ટા મહામુનિ;
ઊડશે બ્રહ્મપાંખે, ને અનુલ્લંઘ્ય ઉલંઘશે.'
ત્હાં તો ધીંગા ધર્મપાયે પધાર્યું બ્રહ્મમંડળ;
દંડવત્ કરી પૃથ્વીમાં પડ્યો પાયે મહાગિરિ.
'તથાસ્તુ' 'કલ્યાણ પામો' આશિષો વર્ષિયા ઋષિ.
'કૃણ્વન્તો વિશ્વમાર્યમ્' નો મહામન્ત્ર ઝીલી પીને
દાક્ષિણાત્ય ગિરિદેશે ધર્માર્થે જઇએ અમે.
ધર્મયાત્રા સમાપી એ આર્યત્વ ભરી દક્ષિણ,
આવિયે ત્હાં સુધી આમ રૂહેજે પૃથિવીપાથર્યો.'
વધાવી શિરસા વન્દી ધર્માજ્ઞા એ ગિરિવરે.
ગિરિના ઘાટ ને શૃંગો ચ્હડ્યા ને ઊતર્યા પછી;

પ્રચંડ ધારો ઓળંગી કરાડો કોરી કાળવી;
બ્રહ્મદષ્ટે બ્રહ્મપુત્રે વીંધ્યો અવિન્ધ્યને ત્યહાં.
ઓળગી ગિરિના દુર્ગો ઊભા જૈ નર્મદાતટે;
પ્રણવ પ્રાણના સ્વામી ઓંકારેશ્વરને પૂજ્યા.
હરિયાળી હરિમામાં પન્થે પડચા પછી ઋષિ.
ડોલતું ડોલતું ચાલે વ્યોમને વન વાદળું,
વનોમાં વહતા બ્રાહ્મો ડોલે ડોલનશૈલીએ.
મેહુલાનાં પાણીડાં ને હૈયે પંખેરુ સંચરે,
વાદળી કોમળી એવી પન્થ પન્થધરા થતી.
ઢળ્યા'તા પન્થની પાળે કચ્છો સ્વચ્છ જળે ભર્યા;
નમણાં વનનાં નીરે પૃથ્વીએ અજલિ પૂરી:
નેત્રો શાં વનદેવોનાં પડચાં'તાં મહીં પોયણાં.
તળાવોના તુંગ કાંઠા ઘટાઘેરાચલા હતા;
પાથર્યા'તા પાળપાળે ગાલીચા વેરી છાંયડી
પડેલાં પત્ર ને પુષ્પો ગૂથતાં ભાત ભૂમિમાં.
ભર્યાં સરોવરનીરે ન્હાવાને આભ ઊતરે;
તારલા રમવા આવે રમ્ય કો રાત્રિ રાત્રિમાં;
નમેલી જળઝૂકેલી વૃક્ષોની વૃક્ષડાળીઓ
ઝૂમખાંની સ્વયંશોભા જોતી'તી જળદર્પણે.
શુચિસલિલા સરિતા મન્દ મન્દ વહી જતી;
શુદ્ધશીલા સુંદરી શી જગમાં જગશોભના.
પૃથ્વીઅંગુલિઓ જેવાં ઝીણેરાં ઝરણાં ઝરે;

હંસહંસી રમે ત્હાં, ને રમે સારસસારસી.
બાંધે એતરની પાળ સ્નાયુઓબદ્ધ વૃદ્ધ કો;

ધીરે પાયે, ભરી હેલે, માતા જતી કુટીરમાં.
આવ્યો ડુંગરડો એક ડુંગરાળ પ્રદેશમાં;

ધરાથી ઊછળી ઊભો અહાલેક પુકારતો.
ઝરતાં ઝરણાં જાણે જટા ખોલી શું જોગીએ!

આંખડીજ્યહાંપડે,ત્યહાંત્યહાંઆંખમાંહરિમાહસે;
લટકન્તી વનલક્ષ્મીથી વનો ઝૂકી ઝૂકી જતાં.
વીણતી વેલને વાળી ગાતા ત્હાં નવયૌવના.

રોપાઓ રમતા પાયે, અંગે ઊગી'તી વેલીઓ;
ડાળીઓ નમતી ડોલે, જાણે દેવાંગના નમી.

હરિએ દીપેલ રંગફૂલડાં; ફૂલડાની મીઠી મીઠી વાસ હો!
હરિએ દીપેલ રંગફૂલડાં.

રંગરગે રમતોનાં ન્હોતરાં; રૂપરૂપે દેવના નિવાસ હો!
હરિએ દીપેલ રગફૂલડાં.

આંબલાની હેઠ અમ ઝઝુંબતાં;નીચે ઢળે સરોવરની પાળ હો!
હરિએ દીપેલ રંગફૂલડાં.

જેને હું સહિયરો સોહાવતી; એહ હતા ગાયોના ગોવાળ હો!
હરિએ દીપેલ રંગફૂલડાં.

ઝૂંપડીએ ઝૂલે મ્હારી વેલીઓ; ઝૂંપડીએ રાણીજીનાં રાજ હો!
હરિએ દીપેલ રંગફૂલડાં!

લોપામુદ્રા હતી ગાતી, કુમારિકા વિદર્ભની,
સખીના તારિકાવૃન્દે ઘૂમતી ચન્દ્રમા સમી.
પધાર્યા'તા યાત્રાર્થે ત્ય્હા શ્રીમન્ વિદર્ભરાજવી,
દેખ્યો અદ્ભુતની આંખે મહાગિરિ ઢળી જતો,
પેખ્યા પૂજ્યત્વની દષ્ટે બ્રહ્મયોધ ધનુર્ધર.
સત્કારીને રાજરીતે, અર્ઘ્યપાદ્યે પૂજી ઋષિ,
અર્પી ભાસ્કરને ચન્દ્રા– લોપામુદ્રા કુમારિકા.
વિદર્ભે વિદર્ભરાજે સ્થાપ્યા રાજવિભૂતિમા.
રહ્યા ત્ય્હા ચન્દ્રતિથિઓ, ચન્દ્રિકા પૂજી ચન્દને;
પૌર્ણમાસી પૂર્ણિમાનો ઊજવ્યો ચન્દ્રયજ્ઞ ત્ય્હાં.
ભવ્યમુદ્રા પછી ભાખ્યુ રાજેન્દ્રને ઋષિવરેઃ
'અગ્નિ ભાખે વેદમન્ત્રો ને દાખે દક્ષિણાપથ,
મહારાજ! રજા આપો, અધૂરો મુજ ધર્મ છે'
વન્દીને, પાણિ જોડીને વદ્યા વિદર્ભ રાજવી·
'વીન્ધ્યો અવિન્ધ્યને આપે, બ્રહ્મદષ્ટે અનિમિષે,
વિન્ધ્યાચળ અભિનામે પ્રીછાશે ઇતિહાસમા.
ધર્મકાર્યે, ધર્મવીર! સિધાવો દક્ષિણાપથે,
આયુથી કરશે સેવા લોપામુદ્રા મહામુદા.'
પ્રભાસ્વામી ઊગ્યો પૂર્વે પૃથ્વીમા ઢોળતો પ્રભા,
ત્ય્હારે સૌને અભિવન્દી પન્થ લીધો ઋષિવરે.
कृण्वन्तो विश्वमार्यम्‌ની વેદાજ્ઞાનુ ઉપાસક
દિગન્તે દંડકારણ્યે વાધ્યું મહર્ષિમંડળ.

ગિરિવરોની ભડભેખડો ઊભી,
અને મહીં વિસ્તરતાં મહાવનો;
સિન્ધુ ઉછાળેછ તરંગછોગલાં,
પ્રચંડમૂર્તિ ભૂમિભાગ પાથર્યો;
જગત્ ભરી ભીષણુતા ભભૂકતી:
ગયા મહર્ષિ ગિરિઘાટમાં ત્ય્હાં.

## અધ્યાય ૨૫ - દંડકારણ્યમાં

જગજ્જયી બ્રહ્મપ્રભા પ્રબોધતા,
બ્રાહ્મણ્યનાં ભાવપૂરો વહાવતા,
સમુદ્રબાંધી પૃથિવીની સીમમાં
જૈ દંડકારણ્ય વસ્યા મહર્ષિ એ:
અખંડ અગ્નિ લઈ અગ્નિહોત્રનો.

વિદર્ભની વૈભવી એ મૂકી રાજવિભૂતિઓ
દંડકારણ્યનો લીધો પન્થ, યાત્રી ઋષિવરે.
પર્વતોની હારમાળા પડી'તી સપ્તદુર્ગ શી;
ચ્હડી એ ઘાટીઓ-શૃંગો આવ્યા મુનિ વનોત્તમે:
વસ્યાં હતાં વનવાસ પછી જ્ય્હાં રામજાનકી.
ઘટાઓ ઘૂઘવે ઘેરી પૃથ્વી પડેલ મેઘ શી;
ઊંડા હુંકાર-ફૂંકારે ઘોરમે ગિરિગહ્વરો.
ડાળોનાં તોરણો ડોલે લ્હેરતાં વાયુલ્હેરખે;
ઝૂલતાં'તાં પદ્મશોભ્યાં સરિતા ને સરોવર.
પડ્યો ત્ય્હાં કો જળઘોષ, કે થઈ મેઘઘોષણા:

દિશાઓના દિગ્પાળો શું શૂંઢ શાખા ઉછાળતું,
મળ્યુ માર્ગે મહાકાય જોમશ્રી હસ્તિમંડળ.
દન્તશૂળો યમદ્રષ્ટ્રા મહત્ ઉત્પલમસ્તકો;
પાયસ્તંભો વૃક્ષસ્તભો ચક્ષુઓ શિવલિંગ શા·
ધાયુ ઝુંડેથી ગર્જન્તું તરંગાવળ ગર્જી શું!
ચાલતા શૃગ શી હાર! વેગ તો નદપૂરનો,
વનોમાં પરને પેખી ધાયા સંહારસૈન્ય શા.
નાખ્યાં ત્ય્હાં દષ્ટિનાં બાણ ધર્મયોધ ધનુર્ધરે.
પ્રણામ્યુ પાય ઢાળીને શૂઢ ડાળો નમાવીને
ઝૂકેલી વનઝાડીમા સિધાવ્યુ હસ્તિમડળ.
બ્રહ્માગ્નિ શી બ્રહ્મદૃષ્ટિ ઝિલાઈ નહિ હસ્તિથી.
હર્ષઘેલી લોપામુદ્રા ઋષિના પાયમા પડી;
મેઘપાયે પડે જેમ ચારુ કો ચન્દ્રપાખડી
ત્ય્હા એ ઘેરી ઘટાઓમા રાત્રિવિશ્રામ ભોગવી
પડતેલા પ્રાતઃકાળે પથના વ્હેણમાં વળ્યા.
અમ્ભોધિ પશ્ચિમે ગાજે આભલામા ઢળી જતો,
પૂર્વમા પર્વતો ઊભા આભની કોર કોરતા.
ઘટાઓના જટાજૂથે વચ્ચે ડોલે મહાવનો.
એવો એ આવિયો દેશ ભોરંગી ભાગ્યભીષણ,
વસે વિકાળ ત્ય્હા લોક વાઘ ને વરુના સમા.
વરુને પૂછડે વીંઝે વાઘ પંજે પછાડતા.
હતી ત્ય્હા ગૌરવી ઘાટી વિશાળા દુર્ગદ્વાર શી;

ઘેરું ને ગભીરું જાણે  ઉઘાડું ગિરિમુખ કો.
છીપરો કાળી નીચે, ને ઉપર આભ શામળું;
લીલુડાં વેલવૃક્ષોની  વાડો મારગડે પડી;
આંખની દષ્ટિનાં રશ્મિ ઊંડે ચાર ધનુષ્યવા;
શૃંગો શૃંગો માત્ર ન્હાળે પાથર્યો વનપ્રાન્ત એ.
પ્રચંડ એ ગિરિદ્વાર  દંડકારણ્યનું હતું;
ને ગિરિદ્વારને બાંધે  તોરણો વાંસનાં વનો.
રાત્રિવિશ્રામ કીધો ત્હાં ગિરિનાં ચરણે ઢળી;
પ્રભાતે અગ્નિ સંકોરી, પ્રજ્જ્વાળી આજ્ય ઈન્ધને,
મન્ત્રો ભણી ઋષિવૃન્દ  પ્રવેશ્યુ ગિરિદ્વારમાં:
ધાયા સૌ છલતી શૂંઢે ગિરિગાજન્ત હાથીડા.
શહીદો ધર્મના ધીંગા  પેઠા કાળશુકાસુખે
અમરાવતી તણું ત્હાં તો નન્દન પાયમાં પડ્યું.
ધીર પાયે ધરા માપી, સ્થિર પાયે ગિરિ ચ્હડ્યા;
વીર પાયે વને ઊભા  ક્ષીર શા નીરતીરમાં.
ગિરિની અંજલિ જેવું  હતું ત્હાં મહાસર.
ચોમેર ગિરિઘેરાવો,  ઢાળે ઢાળે વનો ઢળે;
ને વનોની વિભૂતિમાં  સર એ વનસાર શું
હતો પ્રકૃતિનો મ્હેલ  ડુંગરક્ષેલ વૈભવી;
દૈવવાવી આમ્રકુંજે  હતી અમૃતકુંજ એ.
ડોલતી પદ્મિની પદ્મે,  હંસહંસી તરે નીરે;
આમ્રછાંયે મૃગો મ્હાલે, ઘટામાં મોર-કોકિલા.

સરે પાણી પીવા આવે વ્યાઘ્ર ને વ્યાઘ્ર શાં જનો.
પ્રફુલ્લે આત્મ આનંદે મળ્યે સ્હામે મનોરથ,

પ્રફુલ્લ્યો અધ્યાત્મન્ ત્યહાં ઊભી આનંદભોમમાં.
પ્રસન્નાત્મા ચારુચિત્ત થયા ત્યહાં ઋષિવરો;

આયુષ્યબોલ ઉચ્ચાર્યો 'આ બ્રહ્માવર્ત આપણું'
પ્રીતે મહાસરે મૂક્યો યજ્ઞાગ્નિ ગિરિપાયમાં.

આવિયા દમને દૈત્યો- ગુફાવાસી ગદાધરો;
સંહાર્યો બ્રહ્મબાણે, ને વિડાર્યો વનવ્યાઘ્ર એ.

જલૌઘે સિન્ધુને પેઠો મહામાયાવી રાક્ષસ;
પાથર્યો સાગર પીધો અગસ્ત્યે અંજલિ ભરી.

ને પછી પર્વતમાળે દુર્ગે શી દૃઢતા પૂરી
આબઘોરમ્ભતી ઘેરી પાળવી પાળ પૃથ્વીની.

મચ્યો સંગ્રામ માયાવી ત્યહારથી સુરઆસુરી.
ત્યહાં પડ્યો ઢાલનો ઘોષ, શતધા વાગવેણુઓ;

વનો ગાજ્યાં, પ્હાડ ગાજ્યા, નેગાજ્યા વનનેસડા.
વનો કુહે વનના રાય વરે છે વનરાણીને.

એવે વનઘટામાંથી આવી રાણીની ગોઠણો;
ઘટાની ડાળીઓ જેવી ઘેરમાં ઘૂમતી હતી.

ઊછળે દૃષ્ટિના હ્રાર ઊછળે હસ્તઝૂમખાં;
મીઠી મીઠપના બોલે મીઠાં વન ગજાવતી.

કે, કેદુની જોતાં'તા વાટ* હો! રાજવણ રાજમતી રે;
આભથી અગસ્તીને ઘાટ કે આવશે રાજલપતિ રે;
વાવતાં'તાં ફૂલડાંની વેલ, હો! રાજવણ રાજમતી રે;
ચારતાં'તાં મોરલા ને ઢેલ, કે આવશે રાજલપતિ રે;
પૂજતાં'તાં ગાવડીનાં બાળ, હો! રાજવણ રાજમતી રે;
ઝંખતા'તા વનના ગોવાળ, કે આવશે રાજલપતિ રે;
નદીઓનાં તરતાં'તાં પૂર હો! રાજવણ રાજમતી રે;
શોધતાં'તાં વગડાનો શૂર, કે આવશે રાજલપતિ રે;
માગતાં'તાં સ્હાંજ ને સ્હવાર હો! રાજવણ રાજમતી રે;
કે દેવનાં જો ઊઘડે દુવાર કે આવશે રાજલપતિ રે;
નિત્ય એના શોભજો શણગાર, માનુણા હાહરી જતી રે;

ને ત્ય્હાં ગાઢવનમાંથી આવિયાં નવદંપતી.
માનુણા વાતાં'તાં વેણુ, ઢોલાજી ઢોલક ઢબે રે;
નેહનાં નાચતાં'તાં નેણુ, લાડોલાડી તોરણુ છબે રે;
મોરલાએ કુહાવ્યાં'તા કુહેણુ, ઢેલણા ઘોડી ધબે રે.
ગાતી'તી વાંસળી કંઠે વિલોલે વનનારીઓ.
ઢોલ વાગ્યા, નેહ જાગ્યા, આવ્યાં સૌ વનવાસીઓ.
આનંદે ઊછળે અંગો, ઠમકે પાયપાંદડી :
પરણે છે વનનો મોર ઢેલણા વનરાણીને
ને ઝરી ફૂલડે ફોરી લોપામુદ્રાની વેલડ;
'નિહાળો નેહને નેણુ મહર્ષિ! વનલગ્ન આ.'

---

* પ્રાચીન

ઘોળી ન્હાળી કાળયોગ મન્ત્ર ભાખ્યો મહર્ષિએ;
'લગ્નનાં વ્રત પાળે જ્યહાં, બ્રાહ્મણે વસવું ત્યહાં.'
ને પછી વનના રાય વરાવ્યા વનરાણી શું;
આસુરી વિધિમાં પૂરી આર્ષ વિધિ ઋષિવરે.
ઈન્ધનો આજ્ય પૂજ્યાં ત્યહાં, ને અગ્નિહોત્ર અર્પિયો.
વૃદ્ધ વાત્સલ્યનાં નેણાં નેહનીરે ઝરી વધ્યાં;
'માની મ્હારી વાઘણ છે, વાઘ છે વનરાજવી.'
ઋષિવર ઋષિપત્ની રીઝયાં દામ્પત્યદર્શને.
ભાવથી ભામણાં લીધાં, મસ્તકે હસ્ત સ્થાપિયો;
અખૂટ વનભંડારો અર્પિયા વરદાનમાં;
'આંબાથી વેલડ શોભે, શોભે આંબલ વેલડે;
સોહે છે નરથી નારી, સોહે છે નર નારથી;
રૂપાળી રાજથી રાણી, રૂપાળા રાજ રાણીથી.'
વનમાં કૈંક વર્ષોએ વર્યા'તા વનરાજવી;
લાવિયાં ફળ ને ફૂલો, લાવિયા ભવભાવને.
ફળોનો ને ફૂલોનો ત્યહાં ક્‌હાડ્યો રસ અને પીધો,
પાયો સા નેહવાસીને શીંગીઓ શીંગીઓ ભરી.
પછી ઝમકારી ઝાંઝો, ભેરી-શંખે વનો ભર્યાં;
રાયરાણી પરણ્યાં એ કીધું જાણ વનશ્રીને.
'ઘુમાવી કૈં—ઘુમાવી છે મ્હને કૈં વનઘેરમાં!
વેણીએ વેલીઓ બાંધી વધાવી ફૂલફૂલડે:
થાકેલી હરણી જેવી માની ઝરા શી ઊભરી.

મોરલો ટહુકે એવા ટહુક્યા વનરાજવી :
'ઝાડના કોટર જેવી, કોટરે ઝૂંપડી હતી;
કોણ વાવે વંનવેલા? – મરચી કે લવિંગડી?
કેશવાળે પાંથી પાડી બાંધી આવેલ છોગલે;
દેવના દીકરા થાશું વેલી છાયેલ ઝૂંપડે.
નાડીઓ ધણકારા લે અંગો જાણે ઝરે ઝરા;
ડોલતા ડુંગર જેવો પ્રફુલ્લ્યો હું હવે પૂરો'
જ્યહાં ભરે નરને નારી ને ભરે નર નારને
લગ્ન એ વિધિયોજેલાં, તાર શાં એકતારીનાં.
એકદા ઋષિ સ્નાનાર્થે ગયા હતા મહાસરે;
વનોની ઝીલતા છાયા, પેખતા ઘાટ વ્યોમના.
પરવારી સ્નાનસંધ્યાથી સંચર્યા વનવાટમાં;
ગયા ઊંડા ઊંડા આઘે ગિરિનાં ગહ્વરો મહીં.
દીધી દારુણ યુદ્ધે શિલાઓ દ્વય શામળી;
આથડે-બાખડે જાણે પ્હાડના પ્રૌઢ પથ્થરો.
દન્તમાં દન્તને પ્રોવે ફોડે મસ્તક મસ્તકે;
પછાડે પાર્શ્વને જાણે પડી લોખડ લોખડે.
જેને ઋષિવરે જોયું તો ગેંડા લ્હડતા હતા;
ઝૂઝતા જોમથી જાણે હાથીણચ્યાં હઠે સ્હડચાં.
એહ વીરભૂમિ ભાળી આનન્દ્યા ત્યહાં મહર્ષિજી;
અક્કેકા શૃંગને ઝાલી વિછોડિયાં મહાપશુ.
પછી ચિન્તનને ચકે નિર્ધાર્યું ઋષિસત્તમે :

'પૃથ્વી છે પુણ્યવંતી આ, છે પરાક્રમલોમ આ;
નિત્યવાસ વસે આંહીં અગ્નિ ઈન્ધન ઇન્ધિને;
અહીં આશ્રમ સ્થાપીશું અહીં--આ ગિરિનાં વને,
સિંહાદ્રિના મુખદ્વારે, ગિરિઘાટે મહાસરે.
અહીં દક્ષિણના દ્વારે વ્હેશે આર્યત્વની નદી;
અહીં આયુષ્ય અર્પીશું, આચાર્યપીઠ આ થશે.'
ને બોલે વચનમાં હોલો એમ રાય વદી ઊઠ્યા:
'અગસ્તી રાયરાણીનો હું છું વંશજ વાઘલો;
અમેયે પરણ્યાં એમ માની વાઘણ-વાઘ હું.
હજારો વર્ષથી અગ્નિ જલે છે અમ ઝૂંપડે;
રાત્રે વાઘ ભયે ભાગે, શેકે છે રોટલા દિને.'
જાણન્દા જોગીના જેવા જોગહાસ્યે હસ્યા હરિ:
'દંડકારણ્યના રાય! એ ત્હમારું અરણ્ય આ.
મન્ત્રદ્રષ્ટા મહામેધા એ અગસ્ત્ય ઋષિવર;
એ જ આ ગિરિનો ઘેર, એ જ છે આ મહાસર;
એ મહાવનમાં માંડ્યો અગસ્ત્યાશ્રમ એ જ આ.
સિંચે ધર્મવીરત્વ આર્યત્વ આ ભૂમિ ભરી;
બ્રહ્માશ્રમ મટીને આ થયો છે ક્ષાત્ર-આશ્રમ.
રાક્ષસકુળ કમ્પે છે, . સાગર અળગો રહે.
ધનુષ્યે સૂર્યને વન્દે .શસ્ત્રાસ્ત્રે રામને સજ્યા;
ધોયું અબ્રહ્મણ્યધ્વાન્ત, સ્થાપ્યો યજ્ઞાગ્નિ ઘાટમાં.
લોકકલ્યાણના યજ્ઞે આયુષ્યયોગ અર્પીને
વ્યોમના તારલા મધ્યે વિરાજે છે ઋષિવર.

અવિન્ધ્ય વીંધ્યો, વશ રાક્ષસો કીધા,
ને અસ્ત્રશસ્ત્રે રઘુવીરને સજ્યા,
આર્યત્વ વાવ્યું ભર દક્ષિણાપથે:
અગસ્ત્યની એહ અનસ્ત દક્ષિણા;
આચાર્યપીઠો ઊગશે હજી અહીં.'

## અધ્યાય ૨૬ - અગસ્ત્યઘાટને શિખરે

એ કુંડમાં કૈંક દિનો રહી પછી,
મહામુનિને ઋષિધામ વંદવા,
સંગે સુહાગી વનદંપતી લઈ
હરિ ગયા ત્ય્હાંથી અગસ્ત્યઘાટમાં.

'હલો! જો ધરતીકોરે રેખા સાગરની પડી;'
પૃથ્વીની પાળ ભદ્રાને પાર્થે સાગર દાખવ્યો.

મહાપાણી–પગથારે ઢોળાતી ઝીલી પૃથ્વી ત્ય્હાં.
'ના રે! ના; કૈં હશે એ તો વાદળરેખ વાદળી.'

'ના, ના; જો દાખવે છે આ વીર અગસ્ત્યદેવના.'
ટ્હૌકારો દંપતીના એ મોરઢેલ સમા થયા:

'હા, બા! એ દરિયાદેવ, તારતા ને ડુબાડતા;'
અનુભવો આકરા એ ઉચ્ચાર્યા ભૂમિસોમિયે.

ખરે! તરી ન જાણે તે જળે ને જગતે ડુબે.
ઊભી'તી પાર્થને પાર્શ્વે ભદ્રાની ચન્દ્રવેલડી;

અગસ્ત્યાશ્રમના શૂર ઊભા'તા લોહસ્તંભ શા,
અગસ્ત્યઘાટની ધારે ભૂમિના ભોમિયા કને:
જોતા ચારે દિશાઓમા ઊભા'તા ચાર દેવતા.
રહ્યો'તો તિથિઓ કૈંક રાયના સર કુંડમા;
આવ્યો હતો પછી સંઘ, શૃંગે અગસ્ત્યઘાટને.
મહાવનો વીંધી શોધી ઊર્ધ્વ આભલ આગળે.
લીધી'તી માનીને સંગે રાજ્યશ્રીની સુતા કરી,
સુભદ્રા–કૃષ્ણબાળાની માની વનસખી હતી.
કૌતુક પુરવાસીને હતી એ વનપૂતળી.
હવેતી હરણી જેવી હસે ને રમતું રમે;
રુદ્રાણી રુદ્રની જેવી વને વાઘણ વિચરે.
શરો ને શરભાથેથી વીણીને માની લાવતી,
વૃક્ષની ડાળીઓ વીણી ભોમિયો કામઠા કરે:
અને એમ વૃક્ષ ઊંચા પાડે વનફળો પછી.
અગસ્ત્યઘાટને પાયે એક પડાવ નાખિયો;
પીધા આછાં ધર્મનીર જેમ પાવલમા પૂર્યાં
સંકોર્યો શ્રમી આત્માને, પંથની પ્રેરણા પીધી.
પછી ધીરે ધીરે ધૈર્યે શિલાઓ ઘાટની ચ્હડ્યા:
પૂરુ છુ નીરમા ધર્મ, છે આ ધરતી ધર્મની,'
હરિ કૂહે: 'ધર્મનુ પૂર કોક કાળે થશે અહીં'
દષ્ટિના પ્રેક્ષણો છાટી પૃથ્વીને કીધ પાવન.
આભઊંચો હતો ઘાટ, કાળો ને કાળમીંઢનો,

કાળની કાંગરાકોર ઊભી ભમ્મરભમ્મરે:
કાળા અન્ધારનો કોટ પ્રકૃતિએ રચ્યો હતો.

ગિરિના ખોળલા જેવી માર્ગે હતી તળાવડી;
વ્યોમવર્ણાં નીર એનાં વનોને પાય પાણીડાં.

રાતવાસો રહ્યો સંઘ છત્ર શી ગિરિછાંયમાં;
ઝુંડેથી વાઘ હુંકારે પડેલા પરદેશીને;

માની ને માનીના રાજ પડકારી ભગાડતા:
જાણે કૈલાસસ્વામીના ભગાડે ગણુ ભૈરવો.

સૂર્ય ઊગ્યે વધ્યા આગે સૂર્યને ઝાલવા જવા.
પડ્યા'તા પૂર્વમાં ઘાટ, સન્તાતો સૂર્ય ઘાટમાં;

ગિરિગુફામાં ને આભે શોધતો સંઘ સૂર્યને:
ટેકી તાપસના દંડો ચ્હડે પથ્થરપથ્થરો.

સૂકા ઝરણાને માર્ગે કોરતા કેડી શ્રી હરિ;
પડ્યું'તું પાણી જે પન્થે, એ પન્થે સંઘ સંચર્યો;
ચ્હડે છે યોગમાં એમ આત્માઓ ઊર્ધ્વગામીના.
સો-સો ઝૂલતી'તી માથે વનો કેરી અટારીઓ;

ઝરુખા-જાળીનાં ઝુંડો ઝળુંબે વનદેવનાં.
ડોલાવી ડાળી દેવોએ, વન્દતા હરિને હસી.

ચ્હડે સંઘ અને ન્હાળે પાથરી લીલી ભોમકા;
ડગે ડગે વ્યોમ ભાળે– વિશાળું થતું વાદળ,

ચ્હડે ઊંચે ઊંચે એમ પ્રફુલ્લે ચક્ષુપાંખડી,
માર્ગનાં ઝૂંપડાંવાસી રાયને પાય લાગતાં;

માની ઝૂંપડલે જૈને ભરી લાવે ફળો-ફૂલો;
મહીની એહ મ્હેમાની, મ્હોટપ મ્હેમાન-ધર્મની.
ધીરે ધીરે પાય માંડી, ધારી તાપસ-જોષ્ટિકા,
ચ્હડયો સંઘ ગિરિહૈયે ગિરિ-મ્હેમાની માણતો;
માર્ગે ભરે વની હૈયાં રશ્મિ રશ્મિ ઝરી હરિ.
ઉઘાડી આંખડી જેવી હતી ગિરિઅગાસીઓ;
હતી, કાળી, પાંપણો શી, પાથરી પ્રૌઢ છીપરો;
માથે ઝઝૂમતા કાળા પ્હાણો પર્વતભમ્મરે.
સંઘ ગિરિઘાટે ત્ય્હાં ચઢાવો કપરો ચડયો.
ચ્હડે ત્ય્હાં પ્હાણ ધારાળા, ચ્હડે છીપર છીપરો;
ચ્હડે ચ્હડે, પાર ના'વે પ્હાણો એ પાવલો મૂકયે,
મેઘની પાછળ મેઘ, વાદળ પાછળ વાદળી.
પાર્થે જોયું 'જાદુ છે કૈં; જગે જોયા ગિરિ ઘણા;
ઓળંગ્યાં આભલાં ઊંચાં: પાર આનો ન આવતો.
દૈવી? કે કોક માયાવી? કે આ મન્ત્રેલ મન્ત્રથી?'
સંઘ ઘાટ ચ્હડે એમ ચ્હડે ઘાટ ઊંચે ઊંચે.
પૂછ્યું જૈ હરિને પાર્થે; 'કેટલેક?' 'હજી ઊંચે.'
'હજીયે કેટલે ઊંચે?' 'નિજ પુરુષાર્થ જેટલે.'
ગૂઢાર્થે ગરવું બોલ્યા હરિ તો હરિવાણુથી.
આભ શો ઊંડળ-ગૂંડળ ઉત્તર હરિનો સુણી
અને ઊંચે આભઆરે જતો એ પ્હાડ જોઇને,
કહ્યું ત્ય્હાં માની રાણીને: 'લાવો બે દર્ભની સળી.'

તેજનાં કિરણો જેવી, વન-સોનાની રેખ શી
સળીઓ દર્ભની લાવી વીણીને માની ધોઇને.
સૂર્યભગો હતા એમાં, પૃથ્વીએ પ્રાણ પૂરિયા.
પાર્થે એક કીધું ચાપ, બીજું બાણ ચ્હડાવિયું.
'હં! હં! ના એવડું હોય ઉત્થાપન ગિરિરાજને.
આ છે અગસ્ત્યનો ઘાટ, આ છે અગસ્ત્યલોમકા;
નથી એ યાત્રીનો ધર્મ, ઋષિ શું વેર બાંધવાં.'
પ્રવર્ત્યો પાર્થને વાર્યો ઉદ્ધવ યોગમૂર્તિએ.
'ન હોયે માહરે એહ, ન એવું આકરું કરું;
નહીં પર્વતને પાડું, પાડું છું બારી ધારમાં:'
વધી વિનયની વાણી તપસી તાપસ-ધર્મની
થયો આકાશવાણી શો વનોનો વનઘોષ ત્ય્હાં:
'શું કહ્યું? દર્ભની સેરે કોરશો પ્હાડ પ્હાણને?
અગસ્તી દેવ શા દેવો, માની! આ માનવો નથી.'
માનિની માનીનાં માન માનભેર મનાવીને
અચંબે ચમકી બોલ્યા વનના વનરાજવી;
ઘડીમાં ધારને ન્ય્હાળે, ઘડીમાં દર્ભની સળી.
ચ્હડાવી બાણને ચાપે, મન્ત્રીને ગિરિછેદથી,
નિર્ધારી ઘાટની ધાર આભમાં કોર કોરતી,
છોડ્યું પાર્થે દર્ભબાણ આભપાળે ગિરિતટે.
ઊડી દર્ભસળી એહ દૃષ્ટિ શું હરિની ઊડી!
ભેદીને ધારની કોર કોરિયો કાંગરો મહીં;

મીંચેલી જગની જાણે ઉઘાડી આંખડી શરે.
ઘાટધારે પડી ઘાટી વ્હેલડી જાય એવડી.
પડચાબે મ્હાણુ ત્ય્હાં પ્રૌઢા, પડી ત્ય્હાં વાટ શટમાં;
ત્ય્હાં તો મ્હાણુ સમો ઊભો ઘાટીમાં શસ્ત્રધારી કો;
કાળકરડો મહામૂર્તિ રુદ્રરૂપ અરિરિપુ!
સ્કન્ધે હસ્તે અસ્ત્રશસ્ત્રો કટિએ શસ્ત્રમેખલા;
લોહથી એ સજેલો કો ભાલો શિખરનો હતો:
ઊભો'તો આભની ઓથે કાંગરાના ત્રિશૂળ શો.
'કોણે નાખ્યું બાણુ એહ? આ તો અગસ્ત્યઘાટ છે;
કોણ છે પૃથ્વીનો પુત્ર? અગસ્ત્ય-આણ લોપતો?
બાણાવળી કિયો પાકચો? બાણ છોડી જશો અહીં.'
ગાજ્યો મેઘલની ઝડીએ શૂર અગસ્ત્યઘાટનો.
'અગસ્ત્ય ઋષિનો શિષ્ય હું છું:' રાજે પુકારિયું;
'ત્હમારા એ ગુરુદેવ મ્હારાયે ગુરુદેવ છે:'
પ્હાડોએ પડઘો પાડચો વનોમાં વનરાજનો.
ચ્હડી શિલા-શિલા સંઘ ઘાટને શિખરે ગયો;
વજ્ર શા પાય પાડીને વજ્ર શા ગિરિ-પ્હાણમાં.
વજ્રથીયે વ અંગી છે સાધુઓ કેરી સાધુતા.
'એ છે વજ્રદ્વારપાળ અગસ્ત્ય ઋષિદેવના;
વજ્ર શા કારમા વર્જ્ય'; વદ્યા એ વનભોમિયા:
પાર્થને પ્રાક્રમ ભાખી, ઓછવ્યા પ્હાડી પ્હાડના.
સૂકા ઝરણાની કેડી ઢીમચે ઢીમચે ચ્હડી,

ને વનગજવી કેરા પાયમાં પાય પાડીને.
સુભદ્રા ને પાર્થ જૈને ગિરિને શિખરે ઊભાં;

શૌર્ય ને સુન્દરતા ત્ય્હાં આવ્યાં ઘાટે સજોડલે.
ન્હાળીબોલ્યા શસ્ત્રધારી 'અહો રાજા! ત્હમે જ છો!

રાજને ભાળી શસ્ત્રીનાં અસ્ત્રશસ્ત્રો શમી ગયાં;
શમે છે અગ્નિમાં અગ્નિ, શમે જેમ જળે જળ.

'ભો નથી; ભક્ત છે, વજ્રા! અગસ્ત્ય ઋષિદેવના;
પખીડાં આઘે-આઘેનાં જાય છે ઋષિ-દર્શને :'

યાત્રીઓના ગુણો ગાયા વનીએ વનરીતથી.
પડાવે સંઘસેવામાં પૂર્વકાંઠે હતા હરિઃ

અને પશ્ચિમની પાળે પાર્થ ને રાજ, વજ્ર, એ.
ઊભા'તા આસને આરે મ્હાડે મ્હાડ ત્રિશૂળ શા :

ભદ્રા સુભદ્રા ઊભી'તી સમીપે ચાપ વેલડી.
ઊડન્તા શરની જેમ પ્રેરણા છે જ કામઠી,

વ્યોમગામી પૃથ્વીજેતા નરની નારી પ્રેરણા.
ફૂળા શી અગુલિ ચીંધી ઉચ્ચર્યાં વનરાજવી :

'આઘે આઘે યોજનો કૈં, પૃથ્વીની સીમ બાંધીને,
જળજળ ખંગાકાર સાગરિયો પડ્યો મ્હણે :
પહોળો વનના જેવો, ઉછાળે જળઝાડવાં.

આંખે સ્હમાય ના એવા, મ્હોટા મ્હોટા તળાવથી;
કિર્તારે કારમો સજ્યો અનોખો એક પાળનો.

સપૂતો ધરતીના છો, હેમાળાનાય હાથી છો;
આભના કટકા જેવો દીઠો છે દરિયો કદી ?'

અજાણ્યા વનરાયે એ અજાણ્યાની ભૂલે ભમી,
પૂછયું આમ્રપલ્લીનાં પલ્લવોને 'શું આમ્ર છે?'

અગસ્ત્યનો આશ્રમદુર્ગઘાટ એ
વિશાળવો આભલકોટ શો હતો;
અગસ્ત્યના શિષ્યની શિષ્યસંગમાં
ધારો શમી શૂરની અસ્ત્રશસ્ત્રની.
સાધુત્વ વાધે જયમ સાધુસંગતે.

## અધ્યાય ૨૭ • વડવાનળ

એ ઘાટની એક હથેળીમાં જઈ
પડયો હરિસંઘ પડાવ ઢાળીને;
ને પાર્થ ભદ્રા વનભોમિયા જઈ
ત્યહાં વજ્ર સંગે શિખરે ચ્હડી ઊભાં.

'હલે જો પૃથ્વીને બાંધી રેખા સાગરની પડી.'
દાખ્યો'તો વનરાયે જે અંગુલિકિરણે નિધિ,

દાખે એ પાર્થ ભદ્રાને ભદ્ર દર્શન સમુદ્રનાં.
હર્ષી સાગરની પુત્રી ભદ્રા સાગર-દર્શને.

'સાચેસાચ! સાગરિયો લ્હેરે છે કોટિ લ્હેરખે;
વાદળિયા આભમાં જાણે ઢળે છે જળ વાદળોઃ

ઉછાળી નીર નાખી શું ? ડાળખી દ્વારિકાજળે !
લાવ, જૈ કહું ભાભીને, ને કહું જઈ કૃષ્ણને;
આનન્દશે, થશે ઘેલો, સાગર ભાભીને વીર.'
ચાલતી વેલડી જેવી સુભદ્રા સંઘમાં ગઈ:
'દર્ભની સળીએ આપે વીંધ્યો અગસ્ત્યઘાટને !'
વચ્ચે ત્ય્હાં પાર્થને પૂછ્યું : 'કેમ ? એ શી કરામતે ?
અવિન્ધ્ય છે દુર્ગકોટ અમ અગસ્ત્યઘાટનો.'
વીરવિવેક ઉચ્ચાર્યો પાર્થે: 'શ્રી હરિની કૃપા.'
શાસ્ત્રોનાં શાસ્ત્રનો શાસ્ત્રી સન્તોખાયો ન વજ્ર એ;
ગુરુનાં ગૌરવો ગાયાં વીરપુત્રની વાણીથી.
'અમારાયે ગુરુદેવ થંભાવે ગિરિરાજને;
થંભાવે ચ્હડતી ભરતી, થંભાવે ઓટ ઓસરી.
વીંધે છે વિન્ધ્યનાં શૃંગો, વીંધે છે ઘાટઘાટીઓ;
કોરે છે મહીમાં માર્ગો, કોરે છે કેડીઓ વને;
માર્ગો જાણે ચાપદંડ, કેડીઓ શરદંડ શી.
ઊડતા મેઘને ઝાલે, ઉતારે વીજ આશ્રમે;
સર્જે છે વાયુનાં શસ્ત્રો સર્જે છે અસ્ત્ર આભનાં
ભાળે ત્ય્હાં ભાગતા હીંડે વનનાં વાઘવાઘણો;
—ત્હમને આવડે છે એ ?— પ્રજાળે જલધિજલ:
બાળે અમ્ભોધિનાં અંબુ બળતું બાણ નાખીને.'
ઉપહાસો પીધા પાર્થે ઘાટના વજ્ર વર્ણના;
ર્‌હોયે એ તાપસ યાત્રી પુત્ર ક્ષત્રાણીનો હતો.

છેલ્લો અંગાર અગ્નિ શો પડ્યો વજ્રંગ વજ્રીનો.
'જાણો છો?-કાંઇ જાણો છો? કે પછાડો છ ત્‍હાણુને?'

પ્રકૃતિ પ્રજ્જ્વળી ઊઠી  સુણીને પાંડુપુત્રની;
લીધાં બે મોરનાં પિચ્છો પડેલાં ત્‍હાં ધરાતલે.

'કહો હવે, વજ્ર વજ્રી? પૂર્વમાં વા શું પશ્ચિમે
નાખું આ પિચ્છનુ બાણુ? જેને અગ્નિ જલાવશે.

કહો તો ઉદધિઓઘે  કહો તો દક્ષિણાપથે
વહ્નિ-સ્ફુલિંગ શા વજ્રી વીજ શો ભભકી ઊઠ્યોઃ

'પૂર્વમાં છે ઋષિવાસ,  સંહારે એ ત્‍હને-ત્‍હને;
નાખો પશ્ચિમની પાળે પડ્યો છે જ્‍યહાં પયોનિધિ.

આભને ચન્દરવે ત્‍હાં, અગાધ પાણી પાથર્યાં.
કેવા છો બળિયા જાણુ, પ્રજાળો જલધિજલ.'

'બોલો શા બોલડા? વજ્રા! બળે બાળ્યાં શુ પાણીડાં?
પારખો માનવી રોખું જોમ મ્‍હેમાનનુ જરાઃ'

વીર શું વનના રાય  વનની મ્‍હોટપે વધ્યા.
'ધીરા, રાજ! જરા ધીરા; વાદીલા વજ્ર વજ્રી છે;

વદે છે વીર શું વાદ; હારે તે શસ્ત્ર હારશે.'
'માહરું એક આ બાણુ, બોલ એ એક એમને,'

કહી પાર્થે પીંછાં સાધ્યાં, ચાપે બાણુ ચ્‍હડાવિયુ;
ને મહીં મન્ત્ર  મન્ત્રીને પૂરિયો વડવાનળઃ

જ્વાળાજ્યોત મહાઅગ્નિ–અગ્નિ જે ઉદકે જળે.
નાખ્યુ પશ્ચિમની પાળે  ભર્યા સેજળ સાગરે.

વ્યોમ વીંધી ઊડ્યું બાણ, પાધરું પાણીમાં પડ્યું;
અને મહાજ્વાળાવન્તો ફાટ્યો જ્વાળામુખી ત્યહાં.

સિન્ધુ થયો હોમકુંડ, તરંગો ઈન્ધનો થયાં;
ધૂમ્ર ને ધ્વાન્તવર્ણીલી શિખાઓ ગગને ગઈ!

'સુભદ્રા! જો સાગરિયો ભભૂકે ભડકે બળે'
આવતાં'તાં સંઘમાંથી ભાઈ, ભાભી, નણંદબા;

પ્રભાની પ્રતિમાઓ શાં મહામાનવતા સમાં;
મોરલાનાં પિચ્છ જેવો આવતો સંઘ પાછળ.

હતો સંજીવનીછાટ્યો ગિરિઘાટ સજીવન.
દૂર દૂર દુનિયાપાળે ધૂંધવે ધૂમ્રવાદળાં;

જલે ઊંડાણો પાણીનાં ઊછળે એમ અગ્નિઓ.
તરંગોની ધારધારે નાચતી વહ્નિની શિખા;

જાણે કોક મહાયજ્ઞ માંડિયો કો મહર્ષિએ.
'હરિ! એ તાહરા કામા, કીધુ ત્હેં કૈંક કૌતુક,'

સુભદ્રા બ્હેનડ બોલ્યાંઃ 'આજની તિથિ ઊજવી.
કોડીલા! આ લોકલોકે લાખેણા લ્હાવ લે છ તું.'

'હરિનુ હલકુ લોહી, જે કરે તે હરિ કરે;'
સોનલા બંસીના બોલે રુક્મિણી રાણી બોલિયા.

'એ હતા સંઘમેવામા, ન્હાળો કૈંક નણદબા!
સ્હોયલા વીરના વાક, સ્હોયલી દુનિયા ૨હણે.

નથી નિધિ, નથી નીર; આ તો સંસારિયો જલે:
જળે છે જગના જેવો, જળે આભલમાં જતો.'

આવતાં વાતમાં ન્હાતા ભાભલ ભાઇ નણુંદણા,
જાણે બે તારિકા મધ્યે ચન્દ્રમા ચાલતો હતો:
ચન્દનીના ચન્દન શો, સાધુ, સૌમ્ય, સુધાઝરો.
જતી'તી પાતળી કેડી નાકની કોર રેખ શી,
અને ઊંચે વિસ્તરતો ભાલ શો ઘાટપાટ ત્ય્હાં.
ઊભી'તી ચોધરાજોની ત્રિપુટી ત્ય્હાં ત્રિશૂળ શી;
વીરોને વીરત્વ સ્હોતી, જોતી જગવિશાળતા.
'પૂછ આ પાર્થને ત્હારા.' હાસ્યમર્મ હસ્યા હરિ,
ધારાસમી વેણુધારા વીરે ત્ય્હા છાટી વીરીને
'પાર્થ! સાગરમા કોણે પ્રજાળી જળવાદળી?'
ભદ્રાએ રાજલબોલે પૂછિયુ જઈ પાર્થને:
પુષ્પવૃક્ષશિરે જાણે વરસી પુષ્પવેલડી.
ત્ય્હા તો વનના સિત્કારે સિત્કાર્યો વનરાજવી;
અને સરિતાની સેરે શબ્દની સેર નિર્ઝરી
'એહ તો વજ્ર વજ્રને, અમારા ઘાટવીરને,
જોવા'તા મન્ત્રના તન્ત્રો દર્ભના, મોરપિચ્છના.
દેવોયે લે-ન લે એવા આમના લીધ પારખાં.
ત્હમે છો કારમા કોક, જલાવો અગ્નિ પાણીડે;
વાવી હથેળીમા, અદ્ધર ઉગાડો, ને લણોય તે
અગસ્તી દેવના ભક્તો છો મહાઅગ્નિ સૌ ત્હમે.'
વીર એ વજ્ર વજ્રએ ઉતાર્યો લોહટોપ, ને
પાર્થને અર્પવા કાજે, વિછોડચો કટિબધને

મહાનુભાવિતા ત્ય્હાં તો ગાજી રૂહે કૃષ્ણચન્દ્રની :
'ના, નહીં; વજા મા છોડો; ન હોયે પાર્થ! આપણે;
ન કો ઉતરાવે વીર વીરનાં વીર–આયુધો.
વીર તો વીરને શસ્ત્રો સજાવે રણુભોમમાં;
સજ્જે સંગ્રામ સોહંતો, હરાવે રણમાં પછી.
નિઃશસ્ત્રીને જીતવો એ જય છે? કે પરાજય?
શૂર સૌજન્યથી સોહે, વીર વિનયથી વડો.'
પાર્થે પ્હેરાવિયો ટોપ, ને બાંધ્યો કટિબન્ધ એ;
અને શ્રી હરિએ વન્દ્યો વીરવત્ વજા વર્જીને.
ઓસર્યોને આનન્દાવ્યો; ઉદ્બોધ્યો પાર્થને પછી :
'પાર્થ! આવાં અટકચાળાં યાત્રીને ન્હોય–ના ઘટે.
સુભદ્રે! દ્વારિકા માથે હવે સાગરનો ભય;
કોપશે કમ્પાવશે એ કરાળો કાળ થૈ કદા.'
'ત્હમે જાદુગરા દેવ, શુકાના કો ગુરુ ત્હમે;
ના કરો એટલુ ઓછું, કરો કૈં કૈં કરામતો.
પ્રજાળો મેહુલા મ્હોટા, બાળો સાગરપાણીડાં;
પ્રથમીને ઉથાપો, ને પાડો આભલપ્હાડને.'
વર્ષો વ્હાલપની વર્ષ્યાં ભૂમિના ભડ ભોમિયા.
પછી મેધાઅની દૃષ્ટે હરિએ નિધિ ઠારિયો;
ને પછી ભાવિની જીભે ઉચ્ચર્યા ભવભાવને.
'પૃથ્વીએ પૃથ્વી સંહારી કારમા કુરુક્ષેત્રમાં;
હવે ભય પૃથ્વી માથે ઝઝૂમે છે સમુદ્રનો.

જલે છે દુનિયા, એવો જલે છે દક્ષિણાપથ.
ઋષિએ રાજ! પીધો'તો સાગર અંજલિ ભરી,
ત્હારથી ક્રુદ્ધ કોપ્યો છે ક્ષુબ્ધક્ષુ ક્ષુબ્ધ સાગર.
મન્થ્યો'તો એમ મન્થે છે હજી મન્થન માનવી.
સાગરિયો શમે, તો તો શમે સંતાપ સૃષ્ટિના.
ન્હાળો દંડકના રાય! પ્રીછો છોને ત્રિશળ આ?
પ્રારબ્ધના દંડ જેવું, આયુષ્ય એકલવ્યનું?'
'પ્રીછું છું, શિર નામું છું; ન એને કુણ ઓળખે?
એકલવ્ય પ્રથમીપાળ– એકલવ્ય અજીતને?'
'તો લ્યો, સ્થાપો ગિરિશૃંગે, ને સિન્ધુરે વધાવજો.
ન્હાળશે જેટલી પૃથ્વી ભાળશે સિન્ધુ જેટલો
ઢાળશે અનલેની એ ત્હ્યાં ત્હ્યાં રક્ષાની છાંયડી.
રૂહેશે સૌ નિર્ભય ભોમે, ળાણુઆણુ અજીત આ.'
ચાંપિયુ હૃદયે રાયે, ચુંબિયુ ચક્ષુચક્ષુથી;
મહિમાથી મસ્તકે મૂકી શૃંગને શૃંગ રોપિયુ.
પૂર્વમાં પૃથ્વીને ભાળે, ન્હાળે સાગર પશ્ચિમે.
તે દીથી જનતા એને ઓળખે અનલે ભૂમિ.
'દેવ છો, વીર છો વિરલા :' છોભીલા રાજ ઉચ્ચર્યા;
'સન્માનો વીરનાં શસ્ત્રો, સળગાવે છ સાગર;
જીતી, જતી કરો જીત; હાર્યાને હુલસાવતા.
રાંકડો ક્ય્હાં ત્હમારે હું ત્હમે છો મુજ ભોમિયા,
ત્હમારા મન્ત્ર ને તન્ત્રો આના પી જાય જન્ત્રને;

મા'નુભાવો મળી એ ત્હાં માણતા મનગોટપો;
અને ઊભો સંઘ ન્હાળે ધૂંધવાતા સમુદ્રને.
પછી ઘાટશિખરે ત્હાં બેઠાં પદ્માસનો કરી;
યજ્ઞવેદિ ફરતી શું તપસ્વીની જમાત કો.
રોકયા રહ્યા નહીં રોકયા આશ્ચર્યાનન્દથી છલી,
ભૂમિની ભદ્ર ભદ્રાને પૂછે ત્હાં ભૂમિભોમિયાઃ
'એક સાગર સળગાવે, એક સાગર છાંટતા;
ગોરડા શામળા આ બે દેવ શા દેહદીપતા,
સગા છે ત્હમ સંસારે આ જગે જગભોમિયા?
રમે એક સળીપિચ્છે, બીજો આંખથી સાગરે;
અગ્નિને હોલવ્યો એણે આંખના એક બાણથી!
મહાસાગર ને અગ્નિ એમની આણ માનતા.
વડા સાગરહૈયાના વડેરાં માનવી ત્હમે.'
ને ભદ્રા ગૌરવઘેલી વદી ગૌરવવેણલાંઃ
'હૈયું-માથું ત્હમારે આ એવા છે એહ માહરે;
ગોરા છે સાસુના જાયા, માડીજાયો જ શામળો.
ગાજું છું ભરસંસારે આભલી એમનાં પૂરે,'
ને વજ્રઘડેલો વજ્ર બોલ્યો પુષ્પની પાંખડેઃ
'એક છો આભલઆરે એક; તમ સમી બીજી
પૃથ્વીની આ નારનારે શોધી જડે ન શોધતાં;
સહ્યાએ સર્જી છે એક; અનોખી ને અજોડ છો.
હજી દીઠો નથી બીજો, આભે છે એક ચન્દ્રમા.

જ્વલંત જગની જ્યોત, પ્રભાની છો મહાપ્રભા;
અમારે દેશ ઊગ્યા છો, સિંચજો આંખથી અમી.'

અટારીઓ પર્વતરાજની સ્હડી
અગાસીઓ આભલની ઉલ્લંઘીને,
વીંધી ઘૂમી વાટ અગસ્ત્યઘાટના
ગયા ગિરિના હરિ દક્ષિણાપથે :
ત્ય્હાં તાગ લેવા દિલના-દિશાન્તના.

## અધ્યાય ૨૮ · અગસ્ત્યાશ્રમ

જ્ય્હાં પર્વતો પાછળ પર્વતો ઊભા,
ડોલે તરંગાવળ શા ગિરિવરો;
ગોખો ગુફાના ગિરિમ્હેલ ગંભીરા
ને ઝૂલતા જ્ય્હાં વનના ઝરૂખલા :
ત્ય્હા છે મહાનામ અગસ્ત્યઆશ્રમ.

અગસ્ત્યઘાટની ધારે રમ્ય ત્રિરાત્રિઓ રહી,
ગીતો સાગરનાં ગાઈ, આભે અંગુલિ બોળીને,
દક્ષિણાપથના ગૂંથ્યા ગિરિમાં સંઘ ઊતર્યો.
મેઘ જેહ જતો આભે, ઢળ્યો તે સરિતા થઈ.
ધીરેધીરે દૃષ્ટિમાંથી અમ્બોધિ અળગો થયો;
ધીરેધીરે ઘાટ એહ ચક્ષુથી મસ્તકે ચ્હડ્યો;
ધીરેધીરે દૃષ્ટિદેશે ગિરિવિસ્તાર વિસ્તર્યો.
હતી ગિરિસોપાનકાનીયે ઉપરે ગિરિસોપાનકા;

વનઝરૂખલા માથે હતા વનઝરૂખલા :
જતો ત્હાં હરિનો સંઘ અનભેનાં અમ્બરો સજી.
ને હતો ત્હાં સૂર્યદેવ ધૂમ્રથી ધૂમ્રધૂસરો;
ત્હાં હતું શામળું આભ ભૂખરું યજ્ઞધૂમ્રથી.
એક પાસે સિન્ધુ ગાજે, એક પાસે મહાવનો;
ફરતો ગિરિનો ઘેર; અગસ્ત્યાશ્રમ મધ્યમાં;
જાણે દિગન્તનો દુર્ગ ગિરિએ–સાગરે રચ્યો.
ઊભો'તો કૈલાસ જેવો શિખરોમાં હિમાદ્રિનાં.
મહામાનવતાનાં ત્હાં પડેલાં પગલાં હતાં;
રામનાં, જાનકીજીનાં, લક્ષ્મણ બ્રહ્મચારીનાં.
ભૂંસી ન્હોતી યુગોએ એ રેખાઓ ઇતિહાસની.
પર્વતો પર્વતો પાંખે, ડુંગરા ડુંગરા પૂઠે;
ગુફાઓ મુખડાં ખોલે, વૃક્ષોના ડોલતા ધ્વજો.
આભ કાળાં, પ્હાડ કાળા, કાળી આભલકોરણો;
દિલડરામણી ત્હાં તો પ્રકૃતિ પાથરી હતી.
ભીષણ એહ સૌંદર્ય, ગાંભીર્ય એ ભયાનક.
સંદેશા સાગર લાવે પૃથ્વીની લોમલોમના;
સુણાવે ગિરિનાં શૃંગો આદેશો અન્તરિક્ષના.
સંકેલી ત્યહીં પૂર્યા'તાં પૃથ્વીને–અન્તરિક્ષને.
ઝૂલતો'તો ધ્વજપાટે મોરલો કાર્તિકેયનો;
જોતો'તો દેવદૃષ્ટિથી, જયકેકાવલિ ઝરે.
ઘાટે ઘાટે દહેરીઓ તે જાણે જોગણીઓ ઊભી.

મહૌજસ મહાશાળા ત્ય્હાં ધનુર્વેદની હતી;
બ્રહ્મચારી યોધરાજો ઘૂમતા ઝાડીઝુંડમાં:
વજ્રાંગો, વજ્રસ્તંભો શા, તીક્ષ્ણ તીક્ષ્ણ શરો સમા.
વીર વીરત્વપીધેલા, યોધ આયુધથી સજ્યા;
વ્યાઘ્રને પગલે ચાલે વ્યાઘ્ર શા નરવ્યાઘ્ર ત્ય્હાં.
અક્કેકો એ અભિમન્યુ, અક્કેકા લવકુશ એ.
ટોપકવચ, બાણચાપ, દંષ્ટ્રાઓ અસ્ત્રશસ્ત્રની,
વાંસના, મ્હાડના કાળા, વજ્રવર્ણો-શું વજ્રના?
અસુરો ને અરિરૂપ, સુરો ને સુરબન્ધુ શા,
હતાં સંગ્રામનાં શૌર્યો, વ્યૂહની વ્યૂહમૂર્તિઓ.
પર્વતોના મ્હાણ જેવા, લોહરંગી-શું લોહના?
વજ્રના સૈનિકો ઘૂમે વજ્રના યોધબન્ધુઓ.
હતી એ વજ્રની કુંજ? લોહનુ વા સરોવર?
શસ્ત્રભંડારના જેવી શસ્ત્રશાળા હતી વડી;
ને હૈયાની ઊર્મિઓ શી આયુધોની પ્રભાપ્રભા.
ધારે ધારે 'સૂર્ય' 'સૂર્ય' લખ્યો'તો એ પ્રભે પ્રભે.
આજે હતો ચન્દ્રવાર ચારુ કો ચન્દનીભર્યો;
થતી'તી ત્ય્હાં ચન્દ્રપૂજા મન્દિરે આભગાભમાં.
આશ્રમે ઉજવાતો'તો મહેન્દ્રનો મહોત્સવ.
સોમ સોમે પર્વ પાળે સોમનું સોમવંશીઓ.
મેઘ શાં દુંદુભિ ગાજે, એ ઘોષે ગિરિ ગાજતા;
ગિરિ ગાજે વ્યોમ ગાજે, હૈયાં ગાજન્ત ગાજથી.

'વીરત્વ' 'વીરત્વ' બોલે ગહરો આશ્રમઘોષ એ;
'ધર્મ' 'ધર્મ'ના પડઘા ગિરિ પાડે સુણે જ કો.
પાણીના પૂરના જેવો સંચર્યો સંઘ મન્દિરે.
મુખડાના મહાદ્વારે, ગુફાના ગર્ભદ્વાર શા,
ગજેન્દ્રો ને ગજેન્દ્રો શા મહાવીરો હતા ખડા.
સિંહાસને વિરાજ્યા'તા મહાપ્રભ મહન્તજી.
નિહાળ્યા આગન્તુકને, દ્વારમાં નિર્ણિયા હરિ.
ભવની ભવ્યમૂર્તિને નિર્ખિયા ત્હાં જ ઓળખ્યા.
પેખ્યે ન સૂર્યને પ્રીછે કિયો નૃલોકનો નર?
'પધારો,' 'પ્રભુ પધારો:' ધાયા સ્હામા ધીમંતએ;
પગલે પગલે હરિને ચક્ષુપુષ્પે વધાવતા:
ને મહાચોકનો કુંડ કોળી યોજનવા થયો.
'એકદા હુંય આવ્યો'તો દ્વારિકાપાળ સાગરે;
ત્હારે હરિ-મન્દિરિયે કીધાં'તાં હરિ-દર્શન.
ભર્યાં'તાં આયુષ્ય ત્હારે સાગરે સાગરો સમાં.'
ભાવ ભાખ્યા, પાય લાગ્યા; પ્રણમ્યા યાત્રીયાત્રીને;
આયુધોનાં તોરણોમાં આદરે સંઘ આદર્યો.
મહાટ્હોકાર ટ્હોકાર્યો મન્ત્રોના મોરલા પછી!
ઝાંઝો વનની ઝંકારી ફૂંકારી ભેરીભૂંગળો;
મહારણના રણતૂટે ગાજિયાં રણશીંગડાં.
આકાશોમાં આશ્રમનો હર્ષ ઊછળતો હતો.
હરિએ રુક્મિણીજીને પધરાવ્યાં સિંહાસને;

આનન્દમૂર્તિ યાત્રીને સૌને વ્યાઘ્રાસનો દીધાં.
અગસ્ત્યાશ્રમના વ્યાઘ્રો બેઠા વીરાસને વીરો.

લંકાદુર્ગે મહાસૈન્યે હતા રાઘવલક્ષ્મણ;
અગસ્ત્યાશ્રમને ચોકે એવી મહાસભા મળી:

દિશાઓના દેવદેવો જાણે દિગ્‌વિજયે સ્હડ્યા!
'છો તો કલ્યાણને માર્ગે?' શાતા શ્રી હરિએ પૂછી;

સંઘને કુશળીક્ષેમ મહન્તે માર્ગના પૂછ્યા.
કહી પછી પન્થવાર્તા સંક્ષેપે વજ્ર વર્ણ્ણએ.

'દર્ભની સળીના બાણે આમણે ઘાટ પાડિયો;
પ્રજાળ્યો મહાઅમ્ભોધિ મોરના પિચ્છના શરે;

બળતો સાગરિયો ઠાર્યો આમણે દષ્ટિબાણથી.'
ભૂમિના ભોમિયા બન્ને આંખેથી અદ્દભુતો ઝરે.

મહન્તે ન્હાળીને જોયું હૈયાવેધક દષ્ટિથી;
'આ તો દ્રોણશિષ્ય; આ તો વિજેતા કુરુક્ષેત્રના.'

કહીને પાર્થને ભેટ્યા હૈયેહૈયાં ભીડીભીડી;
જાણે આશ્રમના ચોકે મળ્યા શું મેઘમેઘને?

'પધારો પ્રાક્રમ પૂરો; વીર છો યુગયુગના.'
શિષ્યોએ શસ્ત્રધારીએ આણ્યું બીજું સિંહાસન;

પધરાવ્યાં પાર્થ-ભદ્રાને, વિધાત્રી ને વિધિ સમાં.
પથરાયો ત્ય્હાં સંઘઘેર ઘટા શી વૃક્ષરાજની;

અને શ્રી હરિના પાયે બેઠા ભાવે મહંતજી
નેત્રો ફાટ્યાં શસ્ત્રીઓનાં પ્રફુલ્લે જેમ પોયણાં;

પેખીને પર્વતસ્વામી પદે તાપસસંઘને.
જગજ્જયીના જોગેશ શાને તાપસને પદે?
વીર વ્યાઘ્રાસનો શાને છોભીલાં મૃગછાલથી?
મહેન્દ્રનાં મહેન્દ્રાસ્ત્રો તાપસદંડને નમે!
મહન્તે જોયું ને ગાજ્યા હસ્તિ એ હસ્તિકંઠથી;
હુંકારતા ફૂંકારતા વ્યાઘ્રોને દીધ હાકલ.
'ઓળખો છો કોણ છે આ? આ યોગેશ જગદ્‌ગુરુ;
કુરુક્ષેત્રે ગીતા ગાઈ, પાઈ'તી વીરપ્રેરણા.
અઢાર અક્ષૌહિણી મધ્યે ઘૂમ્યા નિઃશસ્ત્ર એકલા;
કરે એક પરબ્રહ્મ કરે બ્રહ્માવતાર આ.
ચન્દ્રવંશી કૃષ્ણચન્દ્ર, પૃથ્વીચાલંત ચન્દ્રમા;
જેહનું સાગરે ગર્જે સોમવશી સુદર્શન.
સ્ફુરન્તાં ચક્ષુનાં બાણો સંરક્ષે પૃથ્વી-સાગર.
—વળ્યો પછી દ્વારિકાથી જોતો'તો હરિ! વાટ હું;
કચ્છારેથ તો ચ્હડી ઘાટે હરિના માર્ગ હેરતો.
બોલતી'તી દિશાઓ સૌ : 'આવશે' 'હરિ આવશે'
આજે, ને આટલી અવધે, આભલે કોલ પૂરિયો.
—આ છે વીરત્વની જ્વાળા, જયેચ્છુના જયધ્વજ;
ધણ સમી શત્રુસેના હાંકે છે રણહાકલે;
ઘૂઘવે એ ગજઘોષે મહારથી મહારથે;
હસ્તિાપુરના બાહુ, ધનુષ્ય કુરુક્ષેત્રના.
મહાગાંડીવના ધારી ધીરસત્તમ ધનંજય.

આજે તપસ્વીના દંડે આવ્યા આશ્રમ આપણે;
રાજ-રાજેશ્વરો અર્પે અગ્રપૂજાનું પૂજન.
આ સ્વયં આયુધજ્યોત અને આ ચન્દ્રમા સ્વયં;
રત્નાળા પૂરજો થાળ, પૂરો કર્પૂર-આરતી;
પૂજ્યા'તાં રામસીતાને, પૂજો આ કૃષ્ણરુક્મિણી.
મેઘગાજે ગજાવો એ યોધ! આશ્રમ-દુંદુભિ;
ડાળીઓ સળગાવો, ને કરો દીવા વનેવને;
પ્રજ્જ્વાળી પ્હાડની ધારો પ્રગટાવો ગિરિગિરિ;
કહો જગે: 'કૃષ્ણચન્દ્ર પધાર્યો અમ આશ્રમે'
યોધ જગત્જીતન્તા! સાગરરક્ષન્ત શૂર હો!
રાક્ષસોને રોળન્તાં આયુધો ધરણે ધરો.
એમની દૃષ્ટિ કરશે જયાળાં અસ્ત્રશસ્ત્રને;
આયુધે આયુધે અંખી પ્રભામાં પૂરશે પ્રભા.'
'નહીં; નહીં, નમાવો મા;' સુધા શું હરિ નિર્ઝર્યા;
હતો અમીઝરો કંઠ, અમીઝરાં જ નેણલાં.
'ન હોયે-યોધને ન્હોયે શસ્ત્રની શરણાગતિ;
પિચ્છખચ્યો મોર હોય, ન હોયે કદી ભાસ્કર.
વીર! વીરત્વને રક્ષો, શૂરાઓ! શૌર્ય સંઘરો;
જીવનું જીવન કાલે શૌર્ય ને ધર્મ માગશે.
સુભટો! ઘડજો કાલે ભવ્યભાવિ ભવિષ્યનાં;
શીલ છે નારીસૌંદર્ય, નરસૌંદર્ય શૌર્ય છે.'

સોમે થતા ત્ય્હાં વર સોમઉત્સવ,
પ્રચંડ ઘોષે ગિરિ ગાજતા હતા;
પૃથ્વીસુહાગી પછી ચન્દ્રદેવની
સૌએ ઉતારી શતજ્યોત આરતી:
ને આરતી ત્ય્હાં કીધ કૃષ્ણચન્દ્રની.

## અધ્યાય ૨૯ • વનવીરોનો મહોત્સવ

માંગલ્ય ને મંગળ, બુદ્ધ ને બુધે,
બૃહસ્પતિએ જ બૃહસ્પતિ પૂજ્યા;
મહાવીરો કેરું વીરત્વ વંદીને
શસ્ત્રાસ્ત્રની ભારી ઉતારી આરતી:
દીપી દિશાઓ, ગિરિ ગૌરવી થયા.

પછી મહન્તે ઉચ્ચાર્યો બે તિથિનો મહોત્સવ;
હરિ સત્કારવા કાજે, સમસ્ત અગસ્ત્યમંડળે
જગત્ જાગ્યું; જાગીઊઠ્યા પ્હાડે પ્હાડે જ પ્હાડીઓ.
ધજાઓ ફરકી વૃક્ષે વને વને મહાધ્વજો;
અશ્વરાજો શણગાર્યો, ચીતર્યા ગજરાજને.
માનવે વિશ્વકર્માના વિશ્વને કીધ સુંદર.
દુંદુભિ ગૌરવે ગાજ્યાં હુંકારી ભવ્ય ભેરીઓ;
શૃંગે શૃંગે વાગી ઘંટા ટ્હૌક્યા માનવમોરલા;
ધીંગો ધનુષ્યટંકાર થયો અગસ્ત્યમંડળે.
વને ઝીલ્યો, નલે ઝીલ્યો, ઝિલાયો ગિરિદેશમાં;

ગિરિના ઘાટની પાર, ઝીલ્યો એ ઘોષ સાગરે;
અને એહ મહાઘોષ ઢળ્યો જે દ્વારિકાપુરી:
જાણે પોકાર્યું પ્હાડોએ: 'પધાર્યા છે હરિ અહીં.'
ને નભેથી પડ્યાં તેજ પ્રભાતે વળતે દિને,
અને ભાસ્કરનાં ભર્ગે ઊગ્યાં આભલભાલમાં,
સૂર્યકિરણ શાં ત્ય્હારે ટોળે માનવીઓ મળ્યાં.
આવિયા નદીના નેસો, આવિયા શૃંગવાસીઓ;
આવિયા આયુધધારી, આવિયા વજ્જના વીરા.
સમૈયો શૂરનો જામ્યો, ગિરિમાં હરિદર્શને.
કોકિલાને કંઠ ગાતી આવી ત્ય્હાં ગિરિનારીઓ.
ચતુર્દિશે ચાર યજ્ઞો પ્રગટ્યા યોધજ્યોતના;
ધૂમ્રનાં વાદળા વ્યોમે દેવોને ન્હોતરે ગયાં.
પ્હેલો હટ્યો કીધો મટક્ષે ગગને ઘાટ જીતવા.
ઓટવા આભની કોર, નાથવા નભદુર્ગને,
વછૂટ્યા વનના વાઘો વિધિનાં બાણના સમા.
દિશાઓ એમને ન્હાની, ને પ્હાડો પ્હાણ જેવડા.
ઊડ્યા એ ઝુંડઝુંડોમાં, ચ્હડ્યા એ કેડીકેડીએ;
શિલાની સીડી સીડીને ઓળંગી વાયુપાંખથી.
હતા એ ગિરિના પુત્રો વશજો વાયુપુત્રના.
શીંગી વાગે, ભેરી ગાજે, ઢબૂકા ઢોલના ઢબે,
ને શસ્ત્રો શસ્ત્રધારીનાં ડોલી ને બોલી તાલ દે:
પાર્થ ત્ય્હાં શંખ પૂરે, ને વીરને પાય પ્રેરવા.

ઉત્યા એ જોધ, જૈ જેણે રોપ્યા ધારે ધજાગરા.
ને જયકિરીટો પાર્થે ધગવ્યા શિખરે જઇ;
વીરબોલે બહુમાને વીરોને બિરદાવિયા :
વીરત્વ પૂજિયુ વીરે વીરોનુ વીરમંડળે.

મહામહન્તના મન્ત્રી ગજરાજે ઊભા હતા;
ગજાવી વેદના ઘોષ ગાજિયા ગજ શા વને.
સ્હાજે તળાવની પાળે વનો ને ગિરિવાસીનો
મળ્યો માનવમેળાવો વૃક્ષોની વૃક્ષવાડીમાં.

મ્હેમાનની મ્હેમાનીએ મ્હાડીઓ મ્હાડ મ્હાડના.
ન્હાળતા સરસશ્રામ ઊભા'તા એકદષ્ટ સૌ.

વનના ચોકના જેવુ હતું મહાસરોવર;
ડોલતી મહામચ્છો શી નાવડીઓ નીરે તરે :
ઊડે શુ સરને વીંધી દષ્ટિઓ લોકલોકની!
ત્ય્હા તો પાળની ડાળોથી ઊછળી પાણીમા પડયા
ધનુર્વેદના ધીંગડા, ધનુષ્યો શા ધનુર્ધરો:
શસ્ત્રધારી સરજામી, ટોપકવચથી સજ્યા
કરી કરના હલ્લેસા તરે ને નીર ચીતરે;
સોહાવે શૌર્યથી જાણે સંસારનુ સરોવર.

પાડે, ડુબાડે, રમાડે, પછાડે એ પરસ્પર.
સ્હામેની પાળની ધારે હતા વડા વટેશ્વરો;
અગસ્ત્યાશ્રમના જાણે સામન્તો શૌર્યશોભતા.
ને વટેશ્વરની વાટે સરના એ મહાજળે,

ખીલતાં સૂર્યતેજોમાં પદ્મો સહસ્રપાંખડી.
છબી એ વડનુ શૃંગ આવે આ પાર, એ જીતે.
પાળેથી પડતા, જાણે થાંભલા લોહના પડ્યા;
વહેતા જળમાં, જાણે લોહનાં માછલાં વહે :
પથ્થરો તરતા'તા શું જગતનાં જાગતાં જળે.
વજ્ર એ ઘાટનો ઘાટી, વડને શિખરે ચ્હડ્યો;
વીણીને છોગલે પ્રોઇ કૂંળી કૂંપળમંજરી;
ઝીંક્યો સરજળે, જાણે ઝીક્યું વિમાન આભથી.
હાથીશૂંઢ સમો ડોલે, ડોલે છોગલપલ્લવે;
આવ્યો ઊછળનો છલતો વીરના વીરણાણુ શો :
સહસ્રપાંખડી પદ્મ હરિને મસ્તકે ધર્યું.
કૃષ્ણચન્દ્રે ચન્દ્રશ્વેત શંખ પૂરી ગજાવિયો;
આનન્દ્યો માનવલોક, ગાજી પાળો, છલ્યાં જળો.
પછી અર્પ્યો એહ શંખ હરિએ વજ્ર વણીને;
ને હસ્યા ગેણને હાસ્યે આપતાં આપતાં હરિ.
હરિનુ હાસ્ય એવું છે – અનસ્ત ને સનાતન;
વાગે ત્હેનુ વીંધે હૈયું, વીંધી હૈયાળીમાં વસે;
આજેયે ગિરિઓ ઘાટો ગાજે છે હરિશંખથી.
બીજે દિ ઘોડીલા આવ્યા ઘૂઘરા ઘમકાવતા,
લીલુડા ને ટહેરખડા, થનગને એ પીગન્ત શા :
ગિરિની ગિરિમેધા, કે પ્હાડની ઉરઊર્મિઓ !
અંખીઓ ગિરિને પીતી, પાવલ પન્થને પીતા;

મોરલા શા કંઠ ઢાળી નમન્તા હરિને નમ્યા.
મ્હેકતા માણીગર શા ફૂલડાં કેરી ફોરમે.
શૌર્યની શરતો ખેલ્યા, ઘાટ એક ગતે ચ્હડ્યા;
વનો વીંધ્યાં; ગિરિ ઘેર્યાં; વાયુ શા આવિયા વળી:
જાણે પૃથ્વીવિમાનો એ પૃથ્વીના પડમાં ધૂમ્યા.
પછી ખડી-રપચીએ, રંગી કુંકુમકેસરે,
આવી હાથીની હેલારો, ચાલતાં શિખરો સમી:
વાદળાં વહતાં જાણે મેઘની વણજારમાં.
પાય ઢાળી, શીર્ષ નામી, હરિની વન્દના કરી;
ઉછાળી શુંઢને, ઢાળી ધરાવ્યો પદ્મહારલો.
ને ગજેન્દ્રો ગજેન્દ્રો શું વાદ વીરત્વના વધ્યા;
ત્રાડ ત્રાડયા; ઝાડ પાડ્યાં; ઉછાળ્યા પ્હાડપ્હાણને:
આશ્ચર્યાનન્દનાં નેણે મોહ્યાં માનવ-અર્ભકો.
હરિએ અશ્વરાજોને પ્હેરાવી પુષ્પમાલિકા;
ગોરવી એ ગજેન્દ્રોને અર્પિયાં વનનાં ફળો;
ને વધાવ્યાં પુષ્પપુષ્પે વીરોનાં ત્યહાં, વીરાસનો.
અક્કેકો એ હતો વીર મહેન્દ્રના ગજેન્દ્ર શો.
પછી મલપતી આવી સ્હાંજરે વનનારીઓ;
વર્ચસ્વી વનવર્ચસ્વે, અનલેને તેજ તેજીલી:
ડોલતી, નર્તતી, જાણે અક્કેકી વીરકામઠી.
ચાપમદે મદમાતી, સજેલી શસ્ત્રસાજથી;
હલેતી, ઝલતી, ગાતી: પાર્થે પેખી બૃહલ્લતા:

મહામાયાની પુત્રીઓ, રસીલી ને વીરાંગના.
એ નારીમંડળ માથે મહામન્થાવટી કરી
છેલ્લી હરોળે છોડેલી છાતી'તી શરવાદળી.
'રાક્ષસો મધ્ય રહેવાનું, દાનવી પશુઓ વિશે;
જેટલાં વન ને પ્હાડ, રાક્ષસો એટએટલા.
પ્હાડ-પ્હાડે, ઝાડ-ઝાડે, કલિના પાપ પાંગર્યાં.
સજ્યાં છે અંગ શસ્ત્રોથી, આંજી અનલેથી આંખડી;
પ્હાડ શા દેહની, ધીંગી, ધરા શી આ ધનુર્ધરા.
મેઘ છે અમ વીરો, ને વીજળીઓ વીરાંગના.
સીતાજીને શસ્ત્ર હોત, વીંઝવા એક વીજળી,
તો તો લંકાપતિ રહેત ગૌરી ગોદાવરી-તટે.
ઉચ્ચાર્યું જીવનસૂત્ર મહન્તે મન મોકળે,
ને રમી બાણાવળીની રમતો રમણી મણિ;
પૂજતી વનમાં સૌએ માત ધનુષ્યધારિણી.
સુભદ્રાને રુક્મિણીને નિર્ખી એ વનપુત્રીઓ,
શંભુના ચાપે રમતાં સીતાજી બાલ સાંભર્યાં;
પૃથ્વીદૃઢા, શક્તિરૂપા, રમતી રમ્ય બાલિકા.
છેદ્યાં ભેદ્યાં પત્રપુષ્પો પાડી ડોલંતી ડાળખી;
વિચ્છેદી દર્ભની સેરો, ઉલ્લંઘી ઘાટઘાટને;
વાયુની લહરે ઊડતાં પરોવ્યાં જળબિન્દુડાં.
શરફુવાર ફોરાવી વીંધ્યા જળફુવારને.
રાજ્યશ્રી ભદ્રભદ્રાએ હૈયાના દીધ હારલા;

ન્હોતરું હસ્તિનાપુરે પાર્થે દીધું પધારવા;
'નારી રે નરની માતા' મર્મ સત્ય વદ્યા હરિ.

પછી કોકિલકંઠીએ ર્‌હાડના ર્‌હાડી સૂરથી,
ધનુષ્ વાળી, ધનુષ્યો શાં દેહને વાળી વાળીને,
ઘૂમી ગિરિ શા ઘેરાવે ગાયાં વનગીતો ગૂઢાં;
જાણે દુર્ગાષ્ટમીપર્વે ગિરિગૌરવી ગોખથી
ચોસઠ ખંડથી આવી જોગણી ગરબે ઘૂમે.

મેહુલો આવ્યો; હો! મેહુલો આવ્યો.
આવિયો દેવલને નીરઃ
મેહુલો આવ્યો.

જગતવધામણો ને સુન્દર સોહામણો;
જગે ઓઢ્યાં આનન્દનાં ચીરઃ
મેહુલો આવ્યો.

વનનો વળાવિયો ને ગિરિઓનો ગોઠિયો;
ઓપાવે હીરલાનાં હીરઃ
મેહુલો આવ્યો.

ભાભલ વીજળીની સંગે સજોડલે
સંસારના સરોવરતીરઃ
મેહુલો આવ્યો.

સોનલા સાસરિયું ને રતન મહિયરિયું;
મેહુલો મહિયરનો વીરઃ
મેહુલો આવ્યો.
મેહુલો આવ્યો; હો! મેહુલો આવ્યો.

વનપુત્રો વનપુત્રીના વન્દતા વનનૃત્યને;
ગિરિઓ સુણતા–જોતા, હેરતા હસતા હરિઃ
આભમાં વનીના ભાવો સમાવ્યા ન સમાય ત્ય્હાં.

વસુન્ધરાનાં પયને પીએ વસુ,
વૃક્ષો પીએ છે દીનનાં મહાનીરો;
ઝીલે વનો વાદળીની ઝણો ઝરી;
પોષે પ્રફુલ્લે પ્રકૃતિ અણુઅણુ:
માતાનું વીરત્વ પીએ સુતો શરા.

## અધ્યાય ૩૦. બ્રહ્મગિરિ

ગૂઢાત્મ,ગેબી,ગિરિમાંગિરીન્દ્ર, આ
બ્રહ્મર્ષિ શા બ્રહ્મગિરિની આંખથી
દામ્પત્યની સેર સરીખી નીસરી
ગોદાવરી પંચવટી સુહાગિણી:
ગૃહે ગૃહે દમ્પતીઓ દીપાવવા.

'અહીં મહેશ્વરે, યાત્રી! કીધો'તો કામ ભસ્મસાત;
ત્રીજા લોચનની જ્વાળે બાળ્યો કંદર્પદર્પને;
તીર્થોના તીર્થ આ તીર્થે, અહીં ગોદાવરીમૂળે.
દામ્પત્યનું બ્રહ્મચર્ય બોધે બ્રહ્મગિરિ ગુરુ.
ભાવિક યાત્રીઓ ભાળી, મ્હોરે પૂજારી મ્હોરિયા.
'ગંગા ગોદાવરી આ છે દામ્પત્યસ્નેહની નદી;

અને પંચવટી પેલી  તીર્થ દામ્પત્યસ્નેહનું.'
હરિસંઘ તિથિ કૈંક  રહ્યો અગસ્ત્યઆશ્રમે;

નિત્યનિત્યે કથા થાય  અગસ્ત્ય ગુરુદેવની.
ઘૂમતા કાળની પાંખે,  ઘૂમે સાગર-પૃથ્વીમાં,
ન્હાળે ગરુડની આંખે  રમે ગુરુ યુગેયુગે.
'આ વિન્ધ્યાચળને ઢાળ્યો આભેથી પૃથ્વીકોર શો;

દુર્ગ દક્ષિણ પન્થેથી  એ આર્યાવર્તનો કીધો;
ને પછી આયુષ્યપંથે  ના ગયા ઉત્તરાપથે.'
વિન્ધ્યની સીમછાયામાં  એકદા થઇ એ કથા.
'સિદ્ધ સનાતન ગાદી  આ છે અગસ્ત્યદેવની;

ને ગાદીપતિઓ ધારે  અગસ્ત્ય અભિનામ સૌ.'
ગુરુએ એકદા ભાળી  આશ્રમની અખંડતા.
'રાક્ષસોને હરાવીને  વસાવ્યાં વિધુરાં વનો;
સર્જ્યાં મન્ત્રબળે શસ્ત્રો  દેવનાં દૈવતો સમાં.'

ગાજ્યો એહ જયોચ્ચાર  અગસ્ત્યાશ્રમને વને.
'મહાસાગર નિઃસીમ  દૂભે માનવવંશને;
સંકેલી નિઃસીમ સિન્ધુ  એક અંજલિમાં પીધો;
મર્યાદાએ પછી સ્થાપ્યો  પૃથ્વીની કોરકોરણે.'

કથા એ કથતાં ચક્ષુ  ગુરુનાં, આભને પીતાં.
પરમ પુષ્પિતા બાણે  પ્રફુલ્યા'તા મહન્તજી,
રામભદ્રને બ્રહ્માસ્ત્ર  દીધાની જ્યહાં કથા કહી;
જાણે આજે સ્વયંહસ્તે  અર્પ્યું એ રામભદ્રને.

રાવણવધ વિસ્તાર્યો, સંભાર્યો અમીનો કૂપો;
અગસ્ત્યદેવના શસ્ત્રે રોળ્યો લંકેશને રણે:
કૈલાસીનો મહાભક્ત, મહેન્દ્રનો મહારિપુ.
'રાક્ષસોશું થયુ વેર અમારે એ તિથિ પડયે;
અગસ્ત્યાશ્રમ માણે છે વારસો એહ યુગનો.
ભાગે યજ્ઞયાગોને મહામાયાવી રાક્ષસો.
શૃંગે શૃંગે ગિરિદુર્ગો સ્થપાશે ઘાટઘાટ આ;
આર્યત્વનો પુનર્જન્મ આ ઘાટોમાંથી જન્મશે:
લખ્યા છે એ વિધિલેખ પ્હાડે પથ્થર પથ્થરે.'
ભૂત ને ભાવિની એમ કથાઓ કથતા ગુરુ,
સાનન્દે પાથરે સંઘે જ્ઞાનછાયા યુગાન્તની.
એમ કૈં તિથિઓ સંઘ અગસ્ત્યાશ્રમમાં રહ્યો;
ધર્મ ને ધર્મમર્યાદા ત્હાં ધનુર્વેદનાં દીઠાં:
રક્ષા છે શસ્ત્રનો ધર્મ, આક્રમણ અધર્મ છે.
ને પછી રમતીભમતી આવી પ્રસ્થાનની તિથિ.
પાર્થે ભેટયા ભડવીરો વજ્રને વનરાયને;
વજ્રને વજ્રસેનાના પાર્થે દીધો જયધ્વજ:
'થશે યાત્રા જગયાત્રા, પડશે જ્યહાં ધ્વજની પ્રભા.'
વધાર્યાં માન માનીનાં ભદ્રાએ રુક્મિણીજીએ;
સજી સૌંદર્યને વાધે, સજી સૌભાગ્યના ગુણે:
અને એ વનબાળાની સુભદ્રા-રુક્મિણી કીધી.
હરિએ ત્હાં દીધી મેધા મહન્ત ને મહર્ષિની.

ને પછી ૐકાર અર્પ્યો મહાભાગ મહર્ષિને:
'શસ્ત્રઅસ્ત્રની ધારોએ સ્થાપજો શુભદા'; કહ્યું.
'વેદ જેવા જગતજેતા આપનાં આયુધો થશે.'
એ વિધ્યે દૈવતો દૈને પન્થના પુણ્યસંગીને

આનન્દાવી, પ્રફુલ્લાવી, પછી પ્રસ્થાન માંડિયું;
ગિરિપારે ગિરિઓમાં, પર્વતપાળ પર્વતે.

યાત્રીએ પાવલ વાળ્યા પંચવટીની વાટમાં.
ગજેન્દ્ર શા ગિરિઘાટો વનો એ ગૂંચળાંગૂથ્યાં,

એ વિશાળા વનચોકો, સરિતા ને સરોવરો:
પન્થનાં ગૌરવો ગૂઢ આવતાં પન્થીપન્થમાં.

કાળના કો ધરા જેવી ખીણ એક હતી ઊંડી;
ઊભી ભૂશિરને અગ્રે નિહાળ્યું હરિએ મહીં;

તો ન્હાળ્યો ત્ય્હાં મહાધોધે વ્હેતો'તો યશનો ઝરો.
રેખાઓ અણુની ઝાંખી, યુગોનાયે થરો વીંધ્યા;

હરિએ ત્ય્હાં મહારાજ્ય નિહાળ્યું શકવર્તીનું.
કાળનો દોર તૂટ્યો'તો ગણાયો કાળ ત્ય્હારથી.

'પાર્થ! આ ખીણમાં થાશે શકવર્તી મહાનૃપ;
રાજરાજેશ્વર સ્વામી સાગરબાંધી પૃથ્વીનો.

મહાપ્રસ્થાનથી આને ક્‌હેશે પ્રસ્થાનપુર સૌ.
બાંધું છું આ ગિરિને, જો! પવિત્રું વીરધર્મનું;
વીર વિજયયાત્રામાં ધર્મનો માર્ગ દાખશે.'
પછી યોગેશ્વર યુગના ગયા ત્ય્હાં ગિરિકેડીમાં;

જ્યહાં હરિ સંચરે ત્ય્હાં ત્ય્હાં થતી પુષ્પ શિલા શિલા.
નિર્મળા કો નદીઘાટે પન્થે પડાવ નાખતો,
ઘાટનાં પાણીડાં પીતો, ભાળતો ભૂમિભવ્યતા,
જગત્‌ના જયજેતા શો હરિસઘ જતો હતો.
જોતા'તા શૃંગશૃંગેથી ગિરિના ગિરિદેવતા.
સૂર્ય પાથરતો પન્થે પાખડી તેજ તેજની;
ચન્દ્ર ચન્દરવો છાયે તારલા ઝુમ્મરો ધરે.
ફૂલ ફૂલે, વૃક્ષ કોળે, હરિને હાસ્યહેરવે.
દૂરથી ત્ય્હાં દીઠા સંઘે અર્ધચન્દ્રે ઊભા ગિરિ,
કાળુડા મેઘથી કાળા, આભની કોર શા ઊંચા:
ભીષણ, ભવ્ય, પૃથ્વીના ભ્રૂકુટિ ચાપ શા ચ્હડ્યા.
મહા યોગીન્દ્રની છુટ્ટી જટા શી ઝાડીઓ ઝૂકે;
ભસ્મ શા ભૂખરા ગોળા પથ્થરે પથ્થરે પડ્યા:
મહારુદ્રાક્ષના પારા સમાં એ શિખરો હતાં.
ગોરમ્ભે ગિરિનો ઘેર ધીંગા કો ધર્મદુર્ગ શો.
મધ્યે હતું ધ્વજ જેવું મહેશ્વરનું મંદિર;
દેવની કો ડીકીમાંથી પ્રગટેલી પ્રભા સમું:
આનન્દ શું એક જ્યોત, ભાવના શું ભવે ઝગે.
આઘે આઘે આભકાંઠે, સંઘે પર્વતમાળમાં,
ભાળ્યા આભલને ભાલે તરન્તા ત્ર્યંબકેશ્વર:
ગિરિ કૈલાસનો વીર દેવ સ્વયં મહેશ્વર.
ધીરે ધીરે પાય વાળી સંઘ એ મંદિરે ગયો;

ધર્મની ધર્મશાળા એ પન્થથાક નિવારવા
વ્હેતું'તું નદીનું વ્હેણુ ને નિર્મળ નીરનું.
ગિરિઓમાં ગિરિરાજ બ્રહ્મગિરિની બાલિકા
રમતી'તી ગિરિહૈયે હલેતા ગિરિગૌરવે.
ન્હાઈ ધોઈ નદીનીરે સંઘ મંદિરિયે ગયો;
મહેશ્વરના મહિમાની થતી'તી ત્ય્હાં મહાકથા.
'યાત્રીઓ! કૈલાસનાથે દહ્યો'તો કામદેવને;
બાળીને અંગનાં અંગો કીધો હતો અનંગ એ.
દામ્પત્યનું બ્રહ્મચર્ય બોધે બ્રહ્મગિરિ ગુરુ.'
ભાવિક સંઘ ભાળીને પ્રફુલ્લી-પમરી કથા.
'ત્રિલોકના અગ્નિ લૈને ઉઘાડ્યું ત્રીજું લોચન;
પુણ્યપ્રકોપની જ્વાળા ઉછાળી યજ્ઞજ્વાળ શી.
ચૌદ વર્ષો વનવાસે પાળ્યું'તું બ્રહ્મચર્યને,
સ્થાપ્યુ છે તીર્થ આ ત્ય્હારે લક્ષ્મણ બ્રહ્મચારીએ:
પૂર્વના પુણ્યના કાળે ત્રેતામાં, રામયુગમાં.
દંપતીયોગનુ દિવ્ય મહીનુ એ મહાવ્રત,
દામ્પત્યનું બ્રહ્મચર્ય પાળ્યુ'તું રામ રાઘવે.
અને એહ મહામાયા જાનકીવરદાનથી
ભેદી થરો ધરિત્રીના, કોરીને કારમા ગિરિ.
ગોદાવરીરૂપે ગંગા ધરે છે અભિષેક આ:
અખંડ નીરની સેરે, જાણે ગૂઢ ગિરિ ઝરે.'
જાનકીની સુગન્ધો શી કથા પમરતી હતી;

ગાજતી'તી મહાઘોષે જ્યોત શી રાઘવેન્દ્રના.
સુણે સંઘ, સુણે સાધુ, સુણે માનવવંશ એ.

'યોગેશ્વરે યોગની દૃષ્ટિ નાખીને
અનગ કીધો વર અંગવાસીને;
ને રાઘવે જાણ્યું'તું એ મહાવ્રત,
સૌંદર્ય એવું પરૂ અંગરંગથી
અનંગ આનન્દન છે:' હરિ વદ્યા.

## અધ્યાય ૩૧ • સીતાશ્રમ

પંચેન્દ્રિયો શી વડલાની વિસ્રણી,
ગોદાવરી કાળની સેર શી કને;
વિશ્વેશ રૂહેતાં પ્રકૃતિ-પુરુષ ત્ય્હાં:
સ્વપ્નાં થયાં એ સઘળાં સજીવન.
ગાજ્યુ મહાકાવ્ય કવિત્વઘોષથી.

ગોદાવરીનીરે ન્હાઇ, પર્વતશૃંગો પ્રણમીને,
ઘાટે ઘાટે ગયો સઘ, વન્દીને ત્ર્યંબકેશ્વર:
કરી પ્રદક્ષિણા એક બ્રહ્મગિરિની ભાવથી.
ભાલે પુંડ્ર, ખભે ઝોળા, કરે તાપસદંડને,
ગિરિમાર્ગે હરિદોર્યાં, યાત્રી સંચરતા હતા:
હાથીદોર્યાં હાથીઓ, ને રથોપ્રેર્યાં મહારથે.
વેલી બાંધે પાય, રોધે પાષાણો પન્થની ગતિ;
ડાળીઓ દૃષ્ટિને ઘેરે, ઝ્હાડઘાટો ધરિત્રીને:

પુરાયે ચક્ષુચકોરો ગિરિમાં, વનઘાટમાં.
માર્ગમાં ઢળિયા-ઢેકા, પાષાણો અણીતીક્ષ્ણ ત્ય્હાં;
પડે, આખડે, ને ઊઠે અમૃતના એહ કન્દુકો.
જગ શું કરશે, જેને છે જગન્નાથ સારથિ?
પાર્થિવ પરમાણુમાં વહે છે રસના ઝરા,
પર્વતોના પથ્થરોમાં એવી ગોદાવરી વહે.
પીગળે ના, પલળે ના, પથ્થરો નરનિષ્ઠુરો.
સરિતાને તીરેતીરે ઝૂકતાં'તાં મહાવનો.
વનોમાં વનવાટે એ જગયાત્રી ઝુકાવતા.
સરિતા પુણ્યસલિલા પન્થીને પન્થ દાખતી.
ઘટાઓ થઈ ઘેરી, ને છાયાઓ થઈ ગાઢ, ત્ય્હાં
પૃથ્વીની વેલડી જેવી કેડી દક્ષિણમાં વળી.
જતી'તી પૂર્વને પંથે સરિતા સૂર્ય પૂજવા
વિસ્તરી પર્વતધારો, કરાડો કૈંક કારમી;
સહસ્રપ્રભ એમાં થૈ ગૌરી ગોદાવરી વહે:
ઝરણીની હરણી જાણે રમવા નીકળી જગે:
મૃગોમાં મૃગલી જેવી, મૃગાક્ષી શી મૃગાક્ષીમાં.
ધસતું ને ધસમસતું, એકાગ્ર મેઘ શુ થઈ,
ધોધવે પડતું પાણી છલંગો ગેળમાં ભરે:
જલોની ઊડતી સેરો, ઊડે કે રામનાં શરો!
ગિરિઘેરાવમાં ગાઢ ગૂઢ ગોરમ્ભઘેરતાં
વારિ નિર્બન્ધ વ્હેતા'તાં ધાતાં ને ધપતાં ધરે.

સિંહલો સિંહલદ્વીપે ગાજ્યો'તો એમ એકદા;
વજ્રાંગી વાયુનો પૂત લંકાગઢ ધ્રુજાવતો.
ઘેરો ઘેરો ઘોષ એહ ગિરિઘેર ગજાવતો;
ઘોધ ગોદાવરીનો એ ધણેણાવે ધરા-ઝરા:
સંઘને પ્રેરણા પાતો, હરિનો થાક હારતો.
આભલછાતા ઊભેલા ગિરિના મુખદ્વારથી
પડતો'તો પૃથ્વીછાટે વારિનો શબ્દઘોષ એ.
જગત્-નિશ્વાસ નાખીને, કાવ્યનો મન્ત્ર ભાખીને,
એકદા તમસાતીરે, કીધો'તો બ્રહ્મઘોષ એ:
વિશ્વના આદિકવિએ, મહાભાવ મહર્ષિએ.
વારિનો એ હતો ઘોધ? કે એ વાલ્મીકિ-શબ્દનો?
એ તો ધનુષ્યટંકાર યુગોનો રાઘવેન્દ્રનો.
કેડીમાં કેડીને કોરી, શૈલે શિલા-શિલા ગણી,
સંસારે વિચરે એમ, સંઘ એ ચાલતો હતો.
થયો ઘોધ સરિતા, ને યાત્રાએ સંગ નીકળ્યો;
વહતો ચક્ષુની પાર, ન થતો શબ્દ લોપિયો:
શબ્દ-વેધી બાણુ જાણે સંઘને પન્થ દાખવે.
વટાવી જ્યહાં ઘટા એક દષ્ટિની કોર કોરતી,
ગૌરી ગોદાવરી દીઠી, ભૂતકાળની સેર શી;
હંસલીના કલબોલે રામનાં કીર્તનો કરે.
લીલુડા આમ્ર છાતા'તા આભલરંગી નીરને;
નર્તતાં મોરલઢેલ વિશાળા સરિતાતટે.

સૌંદર્યનાં, દામ્પત્યનાં, સ્નેહનાં સ્વપ્ન સેવતાં.
આભમાંથી ઉતારેલી અભ્રની શુભ્ર કોર શી,
મેઘની મેઘલી જેવી ગૌરી ગોદાવરી હતી:
ગૌરવી, ગભીરા, ધીરા, શુદ્ધ-નીરા ભરી ભરી;
જાણે ગંગાની પુત્રીને વહાવી વિધિએ ત્યહાં.
અને એ સરિતાપાર, અદ્ધરે અન્તરિક્ષમાં,
સૂર્યવંશનો સ્હોતો'તો સૂર્ય સમો મહાધ્વજ:
ઉચ્ચારે જગને એહ. 'અહીં છે રામજાનકી'
ગૂથી પંચસરી વેણી વાળે અંબોડલો ધરા,
ગોરમ્ભો વૃક્ષનો એવો હતો ત્યહાં ગૂઢ ને મહત્.
સરિતા સેંથીની રેખા, વડલો લીલમચન્દ્ર કો;
ઢળેલી મેઘલી જેવી વનકેશાવળી સુહે.
પંચ વડલાની વચ્ચે રામમન્દિર રાજતું;
ઘેનુઓ ચરતી ત્યહાં, ને હરણાઓ રમતાં હતાં:
વિશ્વે વહાવતાં દૂધ જાનકી દોહી કાળને.
મન્ત્રો માનવતા કેરા વિશ્વસંદેશ નિત્યના,
મહીના મહાઇતિહાસો, મહાકાવ્યો હતાં ત્યહાં.
લક્ષ્મણજી તાલ પૂરે, રામ તન્ત્રી વગાડતા;
જાનકીનાં શીલગીતો સદા ત્યહાં સાંભળે વનો;
વિધિનાં ને વિધાત્રીનાં, પ્રારબ્ધ પુરુષાર્થનાં.
નરધર્મ, નારીધર્મ, પુણ્ય શું? પરમાર્થ શો?
વડલા કોટિ જિહ્વાએ ધર્મસૂત્રો પુકારતા.

નરનારીનાં ઉરો જેવી શાખાઓ સર્વતોમુખી:
વિશ્વવિખ્યાત છે ધામ વિશ્વે માનવવંશનું;

પુણ્યવંતા પુરુષોનું, સુન્દરી શીલવંતીનું.
જયન્તોનું જયતીર્થ સૌન્દર્યનું–સુહાગનું,

હતું ગોદાવરી-ઘાટે પંચવટીનું મંદિર:
યજ્ઞ શું રામસીતાના, જગે દામ્પત્ય તીર્થ શું;

વિશ્વજ્યોત, દેવદિવ્ય, પંચ પ્રાણુની પ્રેરણા:
વસે છે ત્યહાં નિત્યવાસ આજેયે રામજાનકી.

વડા એ વડની ડાળે ડોલે ડોલરવેલડી;
ઊભાં સત્કારવા જાણે સીતારામ શું સંઘને!

પંચવટીની પાળામાં પડયાં જ્યહાં પાયપોયણાં,
આંખડી ભરીને આગે પૂર્વજન્મ ખરો થયો:

દ્વાપરે સાંભર્યો ત્રેતા, હરિને હરિ સાંભર્યા;
જાણે બ્રહ્માંડને ઘાટે બ્રહ્મ શું બ્રહ્મને મળ્યા.

જોગેશ શું લક્ષ્મણુ-જોગીની ઘટા,
માહાત્મ્ય કે રામનું મૂર્તિમંત એ?
સીતા સતી કેરી સતીત્વજ્યોત શી
ઊભી’તી ત્યહાં પંચવટીની ભવ્યતા.
ગોદાવરી ગૌરવગીત ગાતી’તી.

## અધ્યાય ૩૨ · પંચવટીની પૂર્ણિમા

ચિરંજીવી ચન્દનિયાં વહાવતી,
અનન્ત કાન્તિકિરણે વધાવતી,
ને વિશ્વમાં નેહલમન્ત્ર લાવતી,
એ તો હતી પંચવટીની પૂર્ણિમા :
હરિ પધાર્યે પ્રગટી'તી પૃથ્વીએ.

ત્ય્હાં તો દેવનાં ચન્દન આવિયાં, રે હરિ! હરિ!
જગને વસન્તછાલકે વધાવિયાં, રે હરિ! હરિ!

ત્ય્હાં તો અખિલ આયુષ્યને આનન્દિની, રે હરિ! હરિ!
પ્રગટી પંચવટીની પૂનમચન્દની, રે હરિ! હરિ!

ત્ય્હાં તો અવનીને આંગણે અતીન્દ્રિકા, રે હરિ! હરિ!
એ તો જાનકીની હતી ચન્દ્રિકા, રે હરિ! હરિ!

ત્ય્હાં જીવન જીતી રઘુવર રસિયા, રે હરિ! હરિ!
જાણે જાનકીજીની સંગે હસિયા, રે હરિ! હરિ!

ત્ય્હાં તો અમીઝરા પાયે મંદમંદમાં, રે હરિ! હરિ!
આભલ ઊગ્યો પ્રફુલ્લ પૂનમચન્દ્રમા, રે હરિ! હરિ!

ત્ય્હાં તો ઉરઉરમાં ફોરમો ફુરાવતો, રે હરિ! હરિ!
ચન્દ્ર અમૃતઝારીઓ ઝરાવતો, રે હરિ! હરિ!

ત્ય્હાં તો પંચવટીની રેખા પમરિયો, રે હરિ! હરિ!
ઢાળી ચન્દનીકિરણોની ચમરિયો, રે હરિ! હરિ!

ત્ય્હાં તો ફટિક હીરલાના હારલા, રે હરિ! હરિ!
આવ્યા નભને સોહાવતા તારલા, રે હરિ! હરિ!

ત્ય્હાં તો રમતીલી રંગે આભલપારથી, રે હરિ! હરિ!
નીતરે ચન્દ્રકુમારી પ્રભાધારથી, રે હરિ! હરિ!

ત્ય્હા તો પંચવટીના પંચ વડલા, રે હરિ! હરિ!
થયા પંચામૃત ભરિયેલ ઘડુલડા, રે હરિ! હરિ!

ત્ય્હાં તો ફૂલડાંઓ એક બોલ બોલિયાં, રે હરિ! હરિ!
'યુગયુગના અતિથિદેવ આવિયા,' રે હરિ! હરિ!

ત્ય્હાં ગોદાવરી - ગોરાં ચીરનાં, રે હરિ! હરિ!
ભાવભરપૂર ને ધીરાં નીરનાં, રે હરિ! હરિ!

ત્ય્હાં તો ચન્દનીચન્દનો ઝીલતાં, રે હરિ! હરિ!
એમ પૃથ્વીનાં પ્રારબ્ધો ખીલતાં, રે હરિ! હરિ!

ત્ય્હાં તો દેવોનાં દૂધડાં વરસિયાં, રે હરિ! હરિ!
તપતાં તર્પાયાં હૈયાં અમીતરસિયાં, રે હરિ! હરિ!

ત્ય્હાં તો અનાહત નાદ કાંઇ ગડગડયા, રે હરિ! હરિ!
લોકલોકે પ્રચંડ બોલડા પડયા, રે હરિ! હરિ!

ત્ય્હાં ડાળે ડાળે ઝુમ્મર ઝૂલતાં, રે હરિ! હરિ!
ઝળકયા પાને પાને ચન્દની-દીવડા, રે હરિ! હરિ!

ત્ય્હા તો વડલાએ ચાંદરણાં વેરિયાં, રે હરિ! હરિ!
વડલે-વડલેથી વ્હાલનાં ઝરણાં ઝર્યાં, રે હરિ! હરિ!

ત્ય્હાં કુપળ-કુંપળને નેણલે, રે હરિ! હરિ!
ઝૂલતી વેલડ-વેલડની વેણીએ, રે હરિ! હરિ!

ત્ય્હાં તો ફૂલડા-ફૂલડાંના પરાગમાં, રે હરિ! હરિ!
જળની ઊર્મિ-ઊર્મિના સોહાગમાં, રે હરિ! હરિ!

ત્ય્હાં તો વ્યોમમંડળે વાદળવાદળી, રે હરિ! હરિ!
જગની–જનતાની કાન્ત કળીએ કળી, રે હરિ! હરિ!

ત્ય્હાં તો પંચવટીના વડઘેરલા, રે હરિ! હરિ!
છલકે છલતા ઉછાળા એહ છોળના, રે હરિ! હરિ!

ત્ય્હાં તો નિર્મળા નભના નીલામ્બરે, રે હરિ! હરિ!
ભરી અવનીના અણુઅણુને આંગણે, રે હરિ! હરિ!

ત્ય્હાં તો ફૂટી પ્રભપ્રભની અંકુરીઓ, રે હરિ! હરિ!
તેજતેજની ઝાંઝરી ઝંકારીઓ, રે હરિ! હરિ!

ત્ય્હાં તો વ્રજયોગિનીઓ થઇ ઘેલડી, રે હરિ! હરિ!
જઇને જોઈ વળી વેલડ વેલડી, રે હરિ! હરિ!

ત્ય્હાં તો વડલે વડલે વેણુ નાખતી, રે હરિ! હરિ!
'વડલા! ક્ય્હાં ર્‌હેં સંતાડ્યાં રામજાતકી? રે હરિ! હરિ!

ત્ય્હાં તો મેનાપોપટજી ડાળે ઝૂલતા, રે હરિ! હરિ!
ચંચૂ ચંચૂમાં લૈ-દૈ કળીઓ ચૂગતાં, રે હરિ! હરિ!

ત્ય્હાં તો સીતારામ લહીને વનવેશનાં, રે હરિ! હરિ!
ઘેલી વ્રજયોગિની વન્દી વન્દના, રે હરિ! હરિ!

ત્ય્હાં તો રુક્મિણી રતનસોહાગિયાં, રે હરિ! હરિ!
માણે મહીની માધુરી બડભાગિયાં, રે હરિ! હરિ!

ત્ય્હાં તો પાર્થ-ભદ્રા ચન્દનીનીતર્યાં, રે હરિ! હરિ!
ઝીલતાં મોગરપરાગો મનોહરા, રે હરિ! હરિ!

કૃષ્ણચન્દ્રે ચન્દ્ર શુ નેણુલ માંડિયાં, રે હરિ! હરિ!
ત્રણે લોકનાં આભ ઉઘાડિયાં, રે હરિ! હરિ!

ત્હાં તો ગગનની ગહનતા ગાજતી, રે હરિ! હરિ!
જગતે બ્રહ્મવિભૂતિઓ વિરાજતી, રે હરિ! હરિ!

ત્હાં તો મહીતલનાં મહાભાગ્ય ફળિયાં, રે હરિ! હરિ!
આજે હરિવર અઢળક ઢળિયા, રે હરિ! હરિ!

ત્હાં તો પંચવટીનાં પુણ્યો ઝીલવા, રે હરિ! હરિ!
આવી ચન્દ્રઝરૂખલે દેવાંગના, રે હરિ! હરિ!

ત્હાં તો તોરણુ તારલિયા આલે આવિયા, રે હરિ! હરિ!
સંગે અમૃતદીવડાને લાવિયા, રે હરિ! હરિ!

ત્હાં તો ચિરંજીવ ચન્દનિયાં ગાજીયાં, રે હરિ! હરિ!
સંઘને ચન્દની ચન્દને શણુગારિયાં, રે હરિ! હરિ!

ત્હાં તો અંગાંગે આનંદની ઝારીઓ, રે હરિ! હરિ!
જગતે વર્તી રહ્યો જેજેકારિયો, રે હરિ! હરિ!

વાલ્મીકિજીનીકવિતાની કાન્તિ શી,
ગોદાવરી ત્હાં વહતી મનોહરા;
ને રામસીતાની મહાનુભાવિતા,
એવી હતી પંચવટીની ચન્દની,
આનન્દતો'તો હરિસંઘ એ પ્રભે.

કવિશ્રી ન્હાનાલાલનાં

# પ્રેમભક્તિ ગ્રંથમાળાનાં

## પુસ્તકોનું સૂચિપત્ર

| | પ્રથમાવૃત્તિની સાલ. | કિંમત |
|---|---|---|
| ૧ કેટલાંક કાવ્યો, ભાગ ૧લો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૩ | ૧॥ |
| ૨ રાજ્યસૂત્રોની કાવ્યત્રિપુટિ (૩ જી આવૃત્તિ) | ૧૯૦૩-૦૫-૧૧ | ૧ |
| ૩ વસન્તોત્સવ (૫ મી આવૃત્તિ) | ૧૯૦૫ | ૧॥ |
| ૪ કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૮ | ૧॥ |
| ૫ ઇન્દુકુમાર, અંક ૧ લો (૬ ઠી આવૃત્તિ) | ૧૯૦૯ | ૨ |
| ૬ ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો (૯ મી આવૃત્તિ) | ૧૯૧૦ | ૨ |
| ૭ ભગવદ્ગીતા, સમશ્લોકી (૩ જી આવૃત્તિ) | ,, | ૨॥ |
| ૮ જયાજયન્ત (૫ મી આવૃત્તિ) | ૧૯૧૪ | ૨॥ |
| ૯ મેઘદૂત, સમશ્લોકી (૪ થી આવૃત્તિ) | ૧૯૧૭ | ૧॥ |
| ૧૦ ઉષા (૫ મી આવૃત્તિ) | ૧૯૧૮ | ૨॥ |
| ૧૧ ચિત્રદર્શનો (૩ જી આવૃત્તિ) | ૧૯૨૧ | ૨ |
| ૧૨ રાજર્ષિ ભરત (૨ જી આવૃત્તિ) | ૧૯૨૨ | ૨ |
| ૧૩ પ્રેમકુંજ (૨ જી આવૃત્તિ) | ,, | ૧| |
| ૧૪ પ્રેમભક્તિભજનાવલિ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૪ | ૨ |
| ૧૫ સાહિત્યમન્થન | ,, | ૨ |
| ૧૬ વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી (૨ જી આવૃત્તિ) | ૧૯૨૫ | ૧॥ |
| ૧૭ અમર પન્થનો યાત્રાળુ (૨ જી આવૃત્તિ) | ,, | ૦॥ |
| ૧૮ શકુન્તલાનું સંભારણું (૨ જી આવૃત્તિ) | ૧૯૨૬ | ૧॥ |
| ૧૯ કુરુક્ષેત્ર, પ્રથમ કાંડ, યુગપલટો | ,, | ૦॥= |
| ૨૦ કુરુક્ષેત્ર, દ્વાદશકાંડ, મહાસુદર્શન (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ | ૦॥। |
| ૨૧ ઉદ્બોધન (૨ જી આવૃત્તિ) | ,, | ૨॥ |
| ૨૨ અર્ધશતાબ્દીના અનુભવબોલ (૨ જી આવૃત્તિ) | ,, | ૧॥ |

### કવિશ્રી ન્હાનાલાલનાં

## પ્રેમભક્તિ ગ્રંથમાળાનાં

### પુસ્તકોનું સૂચિપત્ર

| | પ્રથમાવૃત્તિની સાલ | કિંમત |
|---|---|---|
| ૧ કેટલાક કાવ્યો, ભાગ ૧લો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૩ | ૧॥ |
| ૨ રાજસુત્રોની કાવ્યત્રિપુટિ (૩ જી આવૃત્તિ) | ૧૯૦૩ ૦૫ ૧૧ | ૧ |
| ૩ વસન્તોત્સવ (૫ મી આવૃત્તિ) | ૧૯૦૫ | ૧॥ |
| ૪ કેટલાક કાવ્યો, ભાગ ૨ જો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૮ | ૧॥ |
| ૫ ઇન્દુકુમાર, અંક ૧ લો (૬ ઠી આવૃત્તિ) | ૧૯૦૯ | ૨ |
| ૬ ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો (૯ મી આવૃત્તિ) | ૧૯૧૦ | ૨ |
| ૭ ભગવદ્ગીતા, સમશ્લોકી (૩ જી આવૃત્તિ) | ,, | ૨॥ |
| ૮ જયાજયન્ત (૫ મી આવૃત્તિ) | ૧૯૧૪ | ૨॥ |
| ૯ મેઘદૂત, સમશ્લોકી (૪ થી આવૃત્તિ) | ૧૯૧૭ | ૧॥ |
| ૧૦ ઉષા (૫ મી આવૃત્તિ) | ૧૯૧૮ | ૨॥ |
| ૧૧ ચિત્રદર્શનો (૩ જી આવૃત્તિ) | ૧૯૨૧ | ૨ |
| ૧૨ રાજર્ષિ ભરત (૨ જી આવૃત્તિ) | ૧૯૨૨ | ૨ |
| ૧૩ પ્રેમકુંજ (૨ જી આવૃત્તિ) | ,, | ૧॥ |
| ૧૪ પ્રેમભક્તિ-ભજનાવલિ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૪ | ૨ |
| ૧૫ સાહિત્યમન્થન | ,, | ૨ |
| ૧૬ વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી (૨ જી આવૃત્તિ) | ૧૯૨૫ | ૧॥ |
| ૧૭ અમર પન્થનો યાત્રાળુ (૨ જી આવૃત્તિ) | ,, | ૦॥ |
| ૧૮ શકુન્તલાનું સંભારણું (૨ જી આવૃત્તિ) | ૧૯૨૬ | ૧॥ |
| ૧૯ કુરુક્ષેત્ર, પ્રથમ કાંડ, યુગપલટો | ,, | ૦॥= |
| ૨૦ કુરુક્ષેત્ર, દ્વાદશકાંડ, મહાસુદર્શન (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ | ૦॥ |
| ૨૧ ઉદ્બોધન (૨ જી આવૃત્તિ) | ,, | ૨॥ |
| ૨૨ અર્ધશતાબ્દીના અનુભવબોલ (૨ જી આવૃત્તિ) | ,, | ૧॥ |

| | | |
|---|---|---|
| ૨૩ સંસારમન્થન (૨ જી આવૃત્તિ) | ,, | ૨ |
| ૨૪ વિશ્વગીતા (૩ જી આવૃત્તિ) | ,, | ૨॥ |
| ૨૫ ઇન્દુકુમાર, અંક ૨ જો (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ | ૨ |
| ૨૬ ન્હાના ન્હાના રાસ, ભાગ ૨ જો (૩ જી આવૃત્તિ) | ૧૯૨૮ | ૧॥ |
| ૨૭ ગીતામંજરી (૨ જી આવૃત્તિ) | ,, | ૧॥ |
| ૨૮ જહાંગીર-નૂરજહાન (૨ જી આવૃત્તિ) | ,, | ૪ |
| ૨૯ કુરુક્ષેત્ર, ચતુર્થ કાંડ, યોધપર્વણી (૨ જી આવૃત્તિ) | ,, | ૧॥ |
| ૩૦ કુરુક્ષેત્ર, પંચમ કાંડ, પ્રતિજ્ઞાદેન્દુ | ,, | |
| ૩૧ કુરુક્ષેત્ર, એકાદશ કાંડ, શરશય્યા | ૧૯૨૯ | ૦॥ |
| ૩૨ કુરુક્ષેત્ર, દ્વિતીય કાંડ, હસ્તિનાપુરના નિર્ઘોષ | ૧૯૩૦ | ૧ |
| ૩૩ શાહાનશાહ અકબરશાહ | ,, | ૪ |
| ૩૪ પાંખડીઓ | ,, | ૨। |
| ૩૫ કુરુક્ષેત્ર, દશમ કાંડ, કાળનો ડંકો | ,, | ૦॥ |
| ૩૬ સંબોધન | ,, | ૨॥ |
| ૩૭ દામ્પત્યસ્તોત્રો | ૧૯૩૧ | ૨ |
| ૩૮ શિક્ષાપત્રી, સમશ્લોકી | ,, | ૧ |
| ૩૯ બાળકાવ્યો | ,, | ૦॥= |
| ૪૦ ઉપનિષત્પંચક | ,, | ૨ |
| ૪૧ સંઘમિત્રા | ,, | ૨ |
| ૪૨ પ્રસ્તાવમાળા | ૧૯૩૨ | ૩ |
| ૪૩ ઇન્દુકુમાર, અંક ૩ જો | ,, | ૨॥ |
| ૪૪ કવીશ્વર દલપતરામ, ભાગ ૧ લો | ૧૯૩૩ | ૩ |
| ૪૫ ઓજ અને અગર | ,, | ૧॥ |
| ૪૬ જગતકાદમ્બરીઓમાં સરસ્વતીચન્દ્ર | ,, | ૨ |
| ૪૭ આપણાં સાક્ષરરત્નો, ભાગ ૧ લો | ૧૯૩૪ | ૨ |
| ૪૮ કવીશ્વર દલપતરામ ભાગ ૨ જો, પૂર્વાર્ધ | ,, | ૪। |

| | | |
|---|---|---|
| ૪૯ આપણાં સાક્ષરરત્નો, ભાગ ૨ જો | ૧૯૩૫ | ૨। |
| ૫૦ ગોપિકા (૨ જી આવૃત્તિ) | ,, | ૨ |
| ૫૧ કેટલાંક કાવ્યો, ભાગ ૩ જો | ૧૯૩૫ | ૧। |
| ૫૨ ગુરુદક્ષિણા | ,, | ૨ |
| ૫૩ પુણ્યકન્યા | ૧૯૩૭ | ૨। |
| ૫૪ સ્નાતિકાપર્વની શિક્ષાવલ્લી | ,, | ०। |
| ૫૫ ન્હાના ન્હાના રાસ, ભાગ ૩ જો | ,, | ૨ |
| ૫૬ મણિમહોત્સવના સાહિત્યબોલ, ભાગ ૧ લો | ,, | ૨। |
| ૫૭ મણિમહોત્સવના સાહિત્યબોલ, ભાગ ૨ જો | ,, | ૧॥ |
| ૫૮ સારથિ | ૧૯૩૮ | ૫॥ |
| ૫૯ લોર્ડીગરાજ | ૧૯૩૯ | ०।= |
| ૬૦ મુંબઈમાંનો મહોત્સવ | ,, | ૧॥ |
| ૬૧ કુરુક્ષેત્ર, અષ્ટમકાંડ, સાયાની સન્ધ્યા | ,, | ૧ |
| ૬૨ મહેરામણના મોતી | ,, | ०॥। |
| ૬૩ કુરુક્ષેત્ર, તૃતીય કાંડ, નિર્ધાર | ૧૯૪૦ | ૧ |
| ૬૪ કુરુક્ષેત્ર, સપ્તમ કાંડ, ચક્રવ્યૂહ | ,, | ०॥। |
| ૬૫ કવીશ્વર દલપતરામ, ભાગ ૨ જો, ઉત્તરાર્ધ | ,, | ૫॥ |
| ૬૬ કર્ણાવતી | ,, | ०॥ |
| ૬૭ સોહાગણ | ,, | ०॥= |
| ૬૮ કુરુક્ષેત્ર, છઠ્ઠો કાંડ, આયુષ્યનાં દાન | ,, | ૧ |
| ૬૯ કુરુક્ષેત્ર, નવમો કાંડ, સહોદરના બાણ | ,, | ૧ |
| ૭૦ કુરુક્ષેત્ર, સમન્તપંચક અને મહાપ્રસ્થાન | ,, | ०॥। |
| ૭૧ કુરુક્ષેત્ર, અર્પણ અને પ્રસ્તાવના | ,, | ૧॥ |
| ૭૨ કવીશ્વર દલપતરામ, ભાગ ૩ જો | ૧૯૪૧ | ૫ |
| ૭૩ પાનેતર | ,, | ०॥= |
| ૭૪ હરિદર્શન | ૧૯૪૨ | ०॥। |

| | |
|---|---|
| ૭૫ વેણુવિહાર | „ ૧ |
| ૭૬ પ્રજ્ઞાચક્ષુનાં પ્રજ્ઞાબિન્દુ | ૧૯૪૩ ૧ |
| ૭૭ જગત્પ્રેરણા | ૧૯૪૩ ૨॥ |
| ૭૮ દ્વારિકાપ્રલય | ૧૯૪૪ ૨॥ |
| ૭૯ શ્રી હર્ષદેવ | ૧૯૫૨ ૨॥ |
| ૮૦ અજીત અને અજીતા | „ ૨ |
| ૮૧ અમરવેલ | ૧૯૫૪ ૨॥ |
| ૮૨ ગીતમંજરી ભાગ ૨ | ૧૯૫૬ ૨॥ |
| ૮૩ હરિસંહિતા | ૧૯૫૯ |

**પ્રેમભક્તિ શિક્ષણમાળા:**

| | |
|---|---|
| ૧ વ્યવહારુ ગુજરાતી વ્યાકરણ | ૦)॥ |
| ૨ વ્યવહારુ અંગ્રેજી વ્યાકરણ | ૦। |
| ૩ ગુજરાતની ભૂગોળ ભાગ ૧ લો | ૦॥ |
| ૪ ગુજરાતની ભૂગોળ ભાગ ૨ જો | ૦। |

**કવિશ્રી ન્હાનાલાલ સ્મારકગ્રન્થ**

## હવે પછી છપાશે

૧ સાગરમંથન
૨ કેટલાંક, કાવ્યો ભાગ ૪ થો
૩ રાસ, ભાગ ૪ થો
૪ મહેરામણનાં મોતી, બીજી સેર
૫ મહાકાવ્ય અભિનન્દનોત્સવ
૬ નવાં ઉપનિષદો
૭ ચન્દ્ર અને ચાન્દ્રકા
૮ વિચારણા, ભાગ ૧ લો
૯ વિચારણા, ભાગ ૨ જો
૧૦ ધર્મમન્થન, ભાગ ૧ લો
૧૧ ધર્મમન્થન, ભાગ ૨ જો

*પ્રાપ્તિસ્થાન:*

**ડૉ. મનોહર ન્હાનાલાલ કવિ**

**એલિસપુલ, કવિ નાનાલાલ રસ્તો, અમદાવાદ-૬**